વિવિધ ગ્રંથમાળા-પુસ્તક ૩૪, ૩૫, ૩૬-વર્ષ ત્રીજું.

# टुंकी वार्त्ताओ.

## भाग १ लो.

---

### હિંદની ઐતિહાસિક ૧૦ વાર્ત્તાઓ.

---

અનુવાદક,
રત્નસિંહ દીપસિંહ પરમાર, ડભોલી-( સુરત )
અને
સ્વ. નારાયણ હેમચંદ્ર.

---

સંપાદક અને પ્રકાશક,
**सस्तुं साहित्य वर्धक कार्यालय तर्फथी**
ભિક્ષુ-અખંડાનંદ, કાલબાદેવી-મુંબઈ.

---

આવૃત્તિ પહેલી. પ્રત ૫૩૦૦. સંવત ૧૯૬૯.

---

મૂલ્ય ૦-૫-૬, પાકું પૂઠું ૦-૧૧-૦.

# અનુક્રમ.

## પ્રકીર્ણ વિષયો.



## ટુંકી વાર્તાઓ.



## પ્રકીર્ણ.

# આ સાથેનાં કાર્ડ—ગ્રાહકોને પ્રાર્થના.

આ પુસ્તક સાથે દરેક ગ્રાહકપર છાપેલાં કાર્ડ મોકલ્યાં છે. માટે નીચે જણાવ્યામાંની એક યા વધુ બાબતો વિષે જેમને કાંઇ પણ લખવાનું હોય તેમણે આ પુસ્તક પહોંચેથી દસ દિવસ સુધીમાં પોતાના રજીષ્ટર્ડ નંબર સાથે તે અવશ્ય લખી જણાવવા કૃપા કરવી.

૧ **આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે**—વિવિધ ગ્રંથમાળાનું આવતા વર્ષની શરૂમાં નીકળનાર પુસ્તક રીવાજ મુજબ કાર્તિક માસમાં પ્રત્યેક ગ્રાહકપર વી. પી. થી મોકલવાનું હોવાથી જે સજ્જનોને એ વર્ષમાં ગ્રાહક ચાલુ રહેવા મરજી ન હોય તેમણે તે વિષે લખી જણાવવું. આ પ્રમાણે ન લખતાં જેઓ વી. પી. આવેથી પાછું વાળશે તો તેમ કરીને સંસ્થાને નાહક ટપાલ ઇ. ખર્ચનું એ ત્રણ આનાનું નુકશાન થશે. જેના તેઓ જવાબદાર થશે.

**સૂચના**—સેન્ટ્રલ લાયબ્રેરી મારફતની લાયબ્રેરીઓપર વી. પી. ન મોકલતાં તેમના તરફથી યા એ ખાતાના ઉપરી અધિકારી તરફથી ઑર્ડર મળેથી પુસ્તક મોકલવાં શરૂ થશે.

૨ **કાચા પૂઠાને બદલે પાકા પૂઠાનાં પુસ્તકો**—વાર્ષિક રૂ. ૩) વાળાં હવેથી જેમને ખરીદવાં હોય તેમણે તે વિષે લખવું.

૩ **કેટલાંએક પુસ્તકો વિષે ગ્રાહકોને પ્રશ્ન**—અખાની વાણી, મહાદજી સિંધિયાનું જીવનચરિત્ર, અને ભર્તૃહરિકૃત નીતિ, વૈરાગ્ય અને મુમુક્ષુ શતક, આ ત્રણ પુસ્તકો ઉત્તમ અને 'વિવિધ ગ્રંથ-માળા' દ્વારા પ્રસિદ્ધ કરવા જેવાં છે. પરન્તુ અન્ય સ્થળેથી તે લીધેલાં હોય તેથી અથવા અન્ય કારણથી એમાંનાં જે જે પુસ્તકો મેળવવાનું જે ગ્રાહકોને ના પસંદ હોય તેમણે તે લખવું.

૪ **નવા વર્ષથી શિરોનામ બદલાવવું હોય તેમણે તે લખવું.**

# હાલ નવાં નીકળેલાં પુસ્તકો.

**મનહર પદ**—કાઠિયાવાડના એક બ્રહ્મનિષ્ઠ સંત મનોહરદાસ (પાછળથી–સચ્ચિદાનંદ બ્રહ્મતીર્થ) એમણે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, ઠગ ગુરૂ તથા ખરા ગુરૂ, મૂર્તિપૂજા ઈ. વિષયોપર ગુજરાતીમાં તથા (થોડાંક) હિંદીમાં, જુદા જુદા રાગમાં રચેલાં ૧૫૦ ધોળ, પદ ઈ. નો આમાં સંગ્રહ છે. કાગળ સારા, કદ આ પુસ્તકના જેવડું, પૃષ્ઠસંખ્યા ૧૮૦, મુલ્ય અઢી આના, પાકા પૂઠા સાથે ચાર આના, પો૦ જુદું.

**જગવિખ્યાત પુરૂષો–ભાગ ૧ લો**–(ચરિત્રમાળા પુસ્તક ૨૩–૨૪) આમાં યુરોપના પ્રાચીન અને મહાન તત્ત્વવેત્તા સોક્રેટીસ તેમજ રક્તપિત્તીયાંઓની સેવામાં પોતાના જીવનનો ભોગ આપનાર મહાત્મા **ફાધર ડેમિયન** આ બે જગપ્રસિદ્ધ પુરૂષોનાં ચરિત્રો છે. પૃષ્ટ સંખ્યા ૨૫૬ છે. ચરિત્રમાળાનું બીજું વર્ષ આ પુસ્તક સાથે પૂર્ણ થયું છે. ચાલુ સાલનાં ચરિત્રમાળાનાં સર્વ પુસ્તકોનો સૅટ રૂ ૨) માં અને પાકા પૂઠા સાથે રૂ. ૩) માં મળી શકશે. પોસ્ટેજ માફ છે.

**ટૉડ રાજસ્થાન અથવા રાજપુતાનાનો ઇતિહાસ.**

આ ઉપદેશપ્રદ રસિક અને વાર્તાનીજ ઢબથી છટાદાર ભાષામાં કર્નલ ટૉડે લખેલા અતિ મહત્ત્વના વિસ્તૃત ગ્રન્થનો પહેલો ભાગ સરળ અને સંસ્કારી ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. આ ગ્રંથમાળાથી બેવડા મ્હોટા કદનાં ૮૦૦ પૃષ્ટ જેટલું ત્હેનું કદ હોવા ઉપરાંત ત્હેમાં આવનારાં વુડકટનાં તથા બ્લૉકનાં ચિત્રોની સંખ્યા ૪૦ સુમારેની થશે. મૂલ્ય રૂ. ૨) સુમારે રહેશે. આવતા કાર્તિકમાં વી. પી. થી મોકલાનાર વિવિધ ગ્રંથમાળાના પુસ્તકમાં આ ગ્રંથનું નક્કી મૂલ્ય તથા અગાઉનાં ગ્રાહકોને અપાનારી છૂટ ઈ. હકીકત પ્રસિદ્ધ થશે.

# આવતા વર્ષમાં નીકળનાર પુસ્તકો.

આવતા સંવત્ ૧૯૭૦ ના વર્ષમાં નીચે જણાવ્યામાંનાં બનશે તેટલાં પુસ્તકો નીકળશે. વિશેષ પસંદગી જારી રહેતી હોવાથી એમાં ઉમેરો થતો ચાલી તે સર્વમાંથી ઉપયોગીતા અને અન્ય સંયોગો જોતાં વિશેષ અનુકૂળ પડે તે પુસ્તકો સત્વર પ્રસિદ્ધ કરાય છે.

**વિવિધ ગ્રંથમાળાદ્વારા**—સ્વામી રામતીર્થ ભાગ ૬ ઠ્ઠો, સામાજીક સેવાના માર્ગ, ક્રાન્તિકારક લડાઇઓ, સુખની સ્થિતિ અને અંત, નેપોલિયન બોનાપાર્ટ, બુદ્ધધર્મની વાતો, નવાયુગની વાતો ભાગ ૩ જો, ટુંકી વાર્તાઓ ભાગ ૨ જો, પ્રભુપરાયણતા, વ્યાખ્યાન-સંગ્રહ, જીવનનું સુખ.

**ચરિત્રમાળાદ્વારા**—**હિંદનાં પ્રસિદ્ધ સ્ત્રીપુરૂષો**—જેમકે શ્રીમતી ભગવતીદેવી, ( ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં માતા ), ભગિની નિવેદિતા, અહલ્યાબાઈ હોલ્કર, કર્નલ સુરેશ વિશ્વાસ, જસ્ટીસ રાનડે, તેલંગ, કવિ મયૂર ઇ૦ ઇ૦; **જગવિખ્યાત સ્ત્રીઓ**—જેમાં ઇંગ્લંડ ઇ૦ ની અનેક શ્રેષ્ઠ સ્ત્રીઓનાં ચરિત્રો આવશે. **ભારતના મહાન પુરૂષો ભાગ ૨ જો**—જેમકે અશોક, ચંદ્રગુપ્ત, મહાદજી સિંધિયા, શીખ લોકોના દસ ગુરૂઓ ઇ૦ ઇ૦; **મુસલમીન મહાત્માઓ, ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૩ જો, વિદેશી વીરમંડળ**—જેમાં વિદેશના અનેક મહાન વીર પુરૂષોનાં સંક્ષિપ્ત ચરિત્રો છે. **જગવિખ્યાત પુરૂષો ભાગ ૨ જો**—જેમકે—બુક્કર ટી વૉશીંગ્ટન, કાર્લાઇલ, કાઉન્ટ ટૉલ્સટોય. ઇ૦

**બૃહદ્ ગ્રંથમાળાદ્વારા**—રાજસ્થાનનો ઇતિહાસ, આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ, સ્વામી રામતીર્થના ઉપદેશોની બીજી આવૃત્તિ, દાસબોધ.

# આવતા વર્ષના લવાજમની ગોઠવણ.

**પોષ્ટ માર્ગનાં ગ્રાહકોને** 'વિવિધ ગ્રંથમાળા'નું આવતા વર્ષનું પ્રથમ પુસ્તક **'સ્વામી રામતીર્થ–ભાગ ૬ ઠ્ઠો'** વી. પી. કરી મોકલાશે.

૧ વી. પી ખર્ચનો દરેકને અકેક આનો જુદો જુદો આપવો પડે છે, તેમાં બચાવ કરવા માટે જેઓ એકથી વધુ ગ્રાહકોના વાર્ષિક મૂલ્યની રકમ એકત્ર મ. ઓ. થી મોકલવા ઇચ્છતા હોય તેમણે તે આ પુસ્તક પહોંચેથી ૧૦ દિવસ સુધીમાં **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક—અમદાવાદ.** એ શિરોનામથી મોકલવી. કેમકે એ મુદત પછી તુરતજ વી. પી. મોકલવાં શરૂ થશે.

૨ જે સજ્જનો રૂબરૂમાં નાણાં ભરવા ઇચ્છતા હોય તેમણે પણ એજ મુદત સુધીમાં નીચે જણાવ્યામાંના હરકોઇ સ્થળે ભરી નાણાં લેનારની સહી સાથેની ખાતા તરફની છાપેલી પાવતી મેળવવી.

૧ **મુંબઈ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના** વ્યવસ્થાપક, ઠે. કાલબાદેવી રોડ, ભાંગવાડીને નાકે હાથીબીલ્ડીંગ ત્રીજે દાદરે.

૨ **અમદાવાદ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના** વ્યવસ્થાપક ઠે. ખમાસાની ચોકી પાસે, જમાલપુર રોડ નં. ૫૫૭૫.

૩ **ભાવનગર–રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ.** ઠે. ક્રષ્ણબીવાડ નેરાને નાકે.

૪ **બોરસદ–ઠા. હરિલાલ મોહનલાલ** ઠે. બજાર.

૫ **સોનગઢ–શા. રા. દલપત્તરામ હરિરામ ભટ્ટ.**

**સૂચના**—નડીયાદનાં ગ્રાહકોનો લવાજમ આપવાનો તેમજ પુસ્તકો મેળવવાનો સર્વ સંબંધ ચાલુ વર્ષની શરૂઆતથી માસ્તર ચુનીલાલ બોધાભાઈની સાથેજ રહેતો આવેલો હોવાથી આવતા વર્ષમાં પણ લવાજમની પહોંચ સંસ્થાના નામને બદલે તેમના પોતાના નામનીજ તેઓ આપે તેમાં સંસ્થાને અડચણ નથી. જેમની મરજી સંસ્થા સાથેજ સર્વ સંબંધ રાખવાની હશે તેઓ તેમ પણ કરી શકશે.

**ભાવનગર, સોનગઢ, બોરસદ** એ સ્થળોના જે ગ્રાહકો નવા વર્ષનું પુસ્તક લેવા સમયે પોતાનું લવાજમ આપતા હોય, તેમને ખાસ વિનતિ કે નવા વર્ષનું પુસ્તક આપનાર માણસને તેજ સમયે લવાજમ આપી દેવું ઘટિત છે. ગ્રાહકોનો વી. પી. ખર્ચનો અકેક આનો બચાવવા માટે વચમાં કામ કરનાર સજ્જનોનો ઉપકાર માનવાને બદલે વાયદા કરીને તેમની અગવડમાં વધારો બિલકુલ ન કરવો જોઇએ. વી. પી. થી જેમ તરતજ નાણાં પોસ્ટવાળાને આપવાં પડે છે, તેજ પ્રકાર આમાં પણ રાખવો જોઇએ.

**અમદાવાદ**ના ગ્રાહકો પર નવીન વર્ષનું પહેલું પુસ્તક તથા લવાજમની પાવતી માણસ સાથે મોકલી લવાજમ મંગાવી લેવામાં આવે છે, કેમકે વી. પી. તથા પોસ્ટેજ ખર્ચ ન લાગે. છતાં કેટલાક સજ્જનો વાયદા કરે છે, જેથી વારંવાર માણસ મોકલવાનું ન બનવાથી તેમનાં નામ કમી કરવાં પડે છે. અને પાછળથી લવાજમ ભરી ફરી નામ તેમને ચાલુ કરાવવું પડે છે. માટે તેમને પણ વિનતિ કે ખાતાના માણસને પોસ્ટમેન સમજી નાણાં આપવામાં ઢીલ ન થાય તેમ કરવું.



# વિદેશી ગ્રાહકોને વિનતિ.

આફ્રિકા, ચીન ઇ૦ જ્યાં જ્યાં વી. પી. જઈ શકતાં નથી ત્યાંનાં ગ્રાહકોને વિનતિ કે તેમણે વાર્ષિક મૂલ્ય પાકાં પૂઠાંના વર્ગ બદલ રૂ. ૩-૧૨-૦ અને કાચાં પૂઠાં બદલ રૂ. ૧-૧૪-૦ પોષ્ટલ ઑર્ડરથી મોકલી આપવું, એટલે તેમનાપર નવા વર્ષનાં પુસ્તકો મોકલવાનું શરૂ થશે. નાણાં સાથે ગ્રાહક તરીકેનો પોતાનો રજીષ્ટર્ડ નંબર પણ લખવા ચૂકવું નાહ. નાણાં મુંબઈ ન મોકલતાં અમદાવાદજ નીચલે શીરનામે મોકલવાં.

To

The Manager,

**Sastu Sahitya Vardhak Karyalaya Branch,**

**P. O. AHMEDABAD, (India.)**

**સૂચના**—ગ્રંથમાળા તથા ચરિત્રમાળાના લવાજમ સાથે અન્ય પુસ્તકો માટે પણ આફ્રિકા ઇ૦ નાં ગ્રાહકો તરફથી નાણાં આવે છે પરંતુ પોસ્ટેજ ખર્ચના નક્કીપણા વિના તેમાં વધઘટ પડતી હોવાથી તે બાબતની માહિતી માટે કેટલાંક પુસ્તકોનાં નામ, મૂલ્ય તથા તે દરેક બદલ દેશાવર માટે લાગતા ટપાલ ખર્ચની રકમ નીચે આપવામાં આવે છે.

| પુસ્તકનું નામ. | | મૂલ્ય રૂ. | પોસ્ટેજ. |
|---|---|---|---|
| શ્રી શિવાજી છત્રપતિ (મ્હોટું, નવીન, ઉત્તમ ચરિત્ર) | | ૦-૧૨-૦ | ૦—૬—૦ |
| એજન | ઉંચા કાગળવાળું. | ૧—૦—૦ | ૦—૮—૦ |
| એજન | સોનેરી પૂઠાવાળું. | ૧—૪—૦ | ૦—૮—૦ |

| પુસ્તકનું નામ. | મૂલ્ય રૂ. | પોસ્ટેજ. |
|---|---|---|
| **રાજસ્થાનનો ઈતિહાસ**-ગ્રંથ૧ લો(કર્નલ ટોડવાળો) | ૧—૮—૦ | ૦—૧૦—૦ |
| એજન ઉંચા કાગળ. | ૨—૦—૦ | ૦—૧૨—૦ |
| એજન પૂઠું અને કાગળ ખાસ ઉત્તમ | ૩—૦—૦ | ૧—૪—૦ |
| **શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**-પાકું પૂઠું ગ્લેજ કાગળ | ૧—૧૦—૦ | ૦—૮—૦ |
| એજન પૂઠું અને કાગળ ખાસ ઉત્તમ | ૨—૦—૦ | ૦—૧૧—૦ |
| **શ્રીમદ્‌ ભાગવત ભાષાંતર**--પાકું સોનેરી પૂઠું, ચીકણા કાગળ તથા ૧૫ ચિત્રો સાથે. | ૨—૦—૦ | ૧—૩—૦ |
| **મનહર પદ**—પાકું પૂઠું ... ... | ૦—૪—૦ | ૦—૨—૦ |
| **ભજનસાગર** પાકું પૂઠું ... ... | ૦—૩—૦ | ૦—૨—૦ |

**વિશેષ—(૧)** આ ખાતામાંથી મળતાં બીજાં સર્વે પુસ્તકો માટે છેલી જા૦ ખ૦ માં જુઓ. (૨) દરેક બુકપેકેટ પાંચ રતલથી વધુ વજનનું દેશાવર જઈ શકતું નથી. (૩) પુસ્તકો પહોંચવાની સલામતી બદલ દરેક પૅકેટ દીઠ રજીષ્ટર્ડ ખર્ચના બબે આના વધુ મોકલવા. (૪) ઉપલું પોસ્ટેજ ખર્ચ દર રતલ દીઠ દેશાવર માટે લાગતા ચાર આનાં મુજબ લખેલું છે.



# કેટલાંક ધતીંગ.

આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો સાથે સંબંધ ધરાવતાં કેટલાંક ધતીંગ અત્ર પ્રસિદ્ધ કરવાની જરૂર પડે છે.

**એક આનાવાળી ભગવદ્ગીતા**—જનહિતાર્થે વહેંચવા યા વેચવાના નિમિત્તથી કાઠીયાવાડના એક મનુષ્યે તેની ૧૦૦૦ પ્રત અહીંથી ખરીદી હતી અને પછી તેમાં આપેલી સંસ્થા તરફની જાહેર ખબરો તથા પ્રસ્તાવનાનાં પાનીઆં, અંદરનું મુખપૃષ્ટ તથા ઉપલું પૂઠું કહાડી નાખીને તેને ઠેકાણે પ્રસિદ્ધકર્ત્તા તરિકે 'શક્તિ ધર્મોદ્ધારક સમાજ તથા તે સાથે રાવળ માધવલાલ કુબેરજી' હોદ્દો **'શાક્ત ધર્માચાર્ય'** નો અને તેઓ "શ્રી અંબિકા વિજય" નામક માસિકના અધિપતિ છે એવી મતલબનું છપાવીને દાખલ કર્યું હતું.

વળી કિંમત પણ એકને બદલે ચાર આના છાપીને આ પુસ્તક કાઠીયાવાડમાં ધ્રાંગધ્રા ઇ. સ્થળે વેચ્યું હતું. દરેક છાપેલી ચીજપર તે કયા પ્રેસમાં છપાઇ તે ન છપાય તો કાયદાનો ભંગ થઇ સજાને પાત્ર થવાય છે; તે વાતનો ખ્યાલ કરી તે ભલા મનુષ્યે કોઈ પ્રેસનું નામ પણ ન અડાવી દીધું એ એક જોખમભરેલી ભૂલજ કરી! કોણ પૂછે છે કાઠીયાવાડી ખાતામાં!

ખેર, અજ્ઞાન અને છેતરાય એવા લોકો હશે ત્યાં છેતરનારા તો અવશ્ય મળવાનાજ. એ પ્રતોના ખરીદદારોએ દેશમાંની આટલી પ્રસિદ્ધ સસ્તા સાહિત્યની યોજનાથી અજાણ્યા હોવાનું ફળ ભોગવ્યું છે, છતાંયે તેમણે તો એ ઉપકારી માણસનો ઉપકારજ માનવાનો છે. કેમકે એમ ન બનત તો એક આને પણ તેઓ અજાણપણા આડે ક્યાંથી ખરીદી શકત?

**બે આનાવાળી શ્રીમદ્ ભગવદ્ગીતા—**

આ ખાતાએ ગીતાની બીજી આવૃત્તિ છપાવેલી, તેમાંના ભાષાંતરનો શબ્દે શબ્દ લઇ ભાવનગરમાં ઠા. ભગવાનદાસ દેવશીભાઈ બુકસેલરે તે છપાવ્યા છતાં, તેના પૂઠાપર 'સરળ અર્થ સાથે' ને બદલે 'શ્રીધર સ્વામીની ટીકાનુસારે' એવું લખેલું છે! શ્રીધર સ્વામીની ટીકાને અનુસરતા ભાષાંતરવાળી ગીતાઓ મુંબઇની વેદધર્મ સભા તથા ગુજરાતી પ્રેસે પ્રકટ કરેલી છે, તેની સાથે સરખાવનાર કોઇ પણ મનુષ્ય આ ધતીંગ સ્પષ્ટ જોઇ શકે તેમ છે. યાદ છે ત્યાં સુધી એ બીજી આવૃત્તિ માટે કૉપીરાઇટ પણ આ સંસ્થાએ લીધેલો નહોતો; જેથી એટલું જૂઠું કર્યા વિના પણ તે છપાવી શકાત. ઉક્ત ગૃહસ્થે કિંમત કશીજ છપાવેલી ન હોવાથી તે વધુ લેવાતી હોવાનું નક્કી કહી શકાય નહિ. કાગળો તો આ ખાતાની ૦)= વાળી ગીતા કરતાં અરધો અરધ ઓછી કિંમતના—રદ્દ જાતનાજ એમાં તેમણે વાપર્યા છે!

**વીર દુર્ગાદાસ—**

ગયા વર્ષ આખરે વિવિધ ગ્રંથમાળાદ્વારા નીકળેલા આ પુસ્તકની પ્રસ્તાવનામાં એ પુસ્તકના મૂળ પ્રયોજક તથા ખરેખરા લેખક રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલે ખુલ્લે ખુલ્લું જણાવ્યું છે કે એ પુસ્તક કડકે કડકે પ્રથમ તેમણે "વિજ્ઞાન વિલાસ" માસિકમાં છપાવ્યું હતું; તે પછી મારવાડમાં જઇ આવી, કેટલીક મહેનતથી વધુ તૈયારી કરીને તેમણે એ પુસ્તક ફરીથી 'છપાવવાની નોટીસો બહાર પાડી. એ નોટીસ વાંચવામાં આવતાંજ એક ગૃહસ્થે "વિજ્ઞાન વિલાસ" એકઠાં કરી દુર્ગાદાસની વાત છપાવી દીધી. આ વાત પોતાના જાણવામાં આવતાંજ તેમણે તે છપાવવાનું માંડી વાળ્યું.' વિશેષમાં જણાવવું જોઇએ કે ઉક્ત પ્રકારે એ વડોદરાવાસી પ્રકાશક તરફથી એ પુસ્તકની બે આવૃત્તિ નીકળી ચૂકી છે.

# નિવેદન.

વિવિધ ગ્રંથમાળાના ૩૪–૩૫–૩૬ પુસ્તક દાખલ **ટુંકી વાર્તાઓ, ભાગ ૧ લો** નામક આ પુસ્તક સાદર થાય છે.

એકાદ ઉત્તમ કવિતા ન્હાની છતાં પણ મનુષ્યોનાં હૃદયપર તે કેટલી અસર કરનારી થઇ પડે છે તે વાત પ્રસિદ્ધજ છે. ઉત્તમ યોજનાવાળી ન્હાની વાર્તાઓનું પણ તેમજ સમજવું. માનવહૃદયપર તેથી એકાદ ઉત્તમ વિષય વા સદ્‌ગુણની સચોટ છાપ પડી રહે છે. વળી તે સ્હેલાઇથી યાદ રહી જઈ, બાળકો તેમજ અન્ય જનોને કહેવી ફાવે છે અને તે રીતે તેમને પણ ઉત્તમ સંસ્કારો આપી શકાય છે.

આ પુસ્તકમાં આપેલી ૧ થી ૭ સુધીની વાર્તાઓ, ધી રેવરંડ હૉબર્ટ કૉન્ટર બી. ડી. કૃત 'ધી રોમૅન્સ ઑફ હિસ્ટરી ઇન્ડીયા' નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી રા૦ રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે અનુવાદ રૂપે તૈયાર કરાવી સહજ ફેરફાર સાથે છપાવેલી છે. એ અંગ્રેજી ગ્રંથમાં કુલ સોળ વાર્ત્તાઓ છે અને તે સર્વનો અનુવાદ કરાવ્યો હતો. જેમાંથી વિશેષ ઉપયુક્ત જણાઇ તે વાર્ત્તાઓ આમાં લઇ બાકીની પડી મૂકી છે. છેવટની ૮ થી ૧૦ સુધીની ત્રણ વાર્તાઓ ગુર્જર સાહિત્યના મહેનતુ સેવક સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રના 'રાજપુત ટેક વાર્ત્તા' નામક ન્હાના પુસ્તકમાંથી આપવામાં આવેલી છે. આ વાર્તાઓમાંના શબ્દો ઇ૦ પરથી જણાય છે કે તે બંગાળી પરથી અનુવાદિત હોવી જોઇએ. આ વાર્તાઓમાંની 'નારાયણી' ભાષાને યથાશક્તિ સુધારી છે. ઉપલાં જે પુસ્તકો પરથી આ વાર્તાઓ આપવામાં આવી છે તેના મૂળ લેખક, અનુવાદક તેમજ પ્રકાશકોનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

વિવિધ ગ્રંથમાળાના આ અંકો દાખલ જે પુસ્તક આપવાનું ધારેલું તે તૈયાર થવામાં અનિવાર્ય કારણોથી ઢીલ થવાથી, છેવટે તેને આવતા વર્ષપર મુલતવી રાખવું પડી આ પુસ્તકની યોજના કરવી પડયાથી રવાનગીમાં થયેલી ઢીલ દરગુજર કરવા વિનતિ છે.

આ પુસ્તકમાં અંદરની બાજુએ "ઐતિહાસિક" વાર્તાઓ એવું નામ જણાશે, પરંતુ પાછળથી વખતો વખત આવી ટુંકી વાર્તાએ આપવા જેવું જણાયાથી '**ટુંકી વાર્તાઓ**' એ સામાન્ય નામજ મુખપૃષ્ટપર આપ્યું છે અને હવે પછી નીકળનાર આ પ્રકારનાં પુસ્તકોને તેના જુદા જુદા ભાગો સ્વરૂપે ગણવાનું રાખ્યું છે.

આ પુસ્તકના છેલ્લા ભાગમાં આપેલા વિષયો જેમકે—આ સંસ્થાની ચાલુ વર્ષની પ્રવૃત્તિ, સુંદરી સુબોધ, ગ્રંથસ્વીકાર, તથા જાહેર ખબરો પ્રત્યે દરેક વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

આ પુસ્તક સાથે વહેંચાયલા કાર્ડ પ્રત્યે પણ ખાસ ધ્યાન આપવા અને તેમાં જણાવેલી સર્વ યા થોડી બાબતો વિષે જેમને કંઇ પણ લખવાનું હોય તે લખી મોકલવા ખાસ પ્રાર્થના છે.

આવતા વર્ષનો પ્રથમ ગ્રંથ **સ્વામી રામતીર્થના ઉપદેશ ભાગ ૬ ઠ્ઠો** ( પુસ્તકાંક ૩૭–૩૮ ) દરેક ગ્રાહકપર કાર્તિક માસમાં વી. પી. થી રવાના થનાર હોવાથી આશા છે કે દરેક ગ્રાહક બંધુ તેનો સ્વીકાર કરશેજ; છતાં જેમને ગ્રાહકમાં ચાલુ રહેવા મરજી ન હોય તેમને આ સ્થળે પણ અતિ આગ્રહપૂર્વક પ્રાર્થના છે કે તેમણે તે વિષે સવેળાજ ખબર આપી દેવી.

ભાદ્રપદ કૃષ્ણ પંચમી સં. ૧૯૬૯ }
સપટેમ્બર ૧૯૧૩. }

**ભિક્ષુ અખંડાનંદ.**
મંત્રી.

**તા૦ ક૦** વિવિધ ગ્રંથમાળાના સર્વ નિયમો ચાલુ વર્ષની પેઠેજ આવતા વર્ષ માટે પણ રહેશે.

# આર્થિક સહાય.

આ સંસ્થાના કાર્યમાં સહાય દાખલ બક્ષીસ મળેલી નીચેની રકમો ઉપકારસહિત સ્વીકારવામાં આવી છે.

૧૦૦-૦-૦ એક જીજ્ઞાસુ ગૃહસ્થ તર્ફથી 'મનહર પદ' નામક પુસ્તક પ્રસિદ્ધ કરવાની ભલામણ સાથે. (આ પુસ્તક પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે)

૨૫-૦-૦ રા. રા. હીરાલાલ કેશવલાલ શ્રાવ, સારંગપુર અમદાવાદ રા. રા. મણીલાલ મગનલાલ માર્ફત.

૧૦૦૦-૦-૦ એક જીજ્ઞાસુ તર્ફથી સ્વામી રામતીર્થના ઉપદેશોની પુનરાવૃત્તિ છપાવવાની શરતે. (આ ગ્રંથ દીવાળી પછી નીકળશે)

૧૫-૦-૦ સૌ. ગીનીબ્હેન તે રા. ઇન્દ્રવદનરામ મધુવચ્છરામનાં પત્ની ઠે. ખાડીઆ અમદાવાદ તર્ફથી એમનાં સ્વર્ગસ્થ માતુશ્રીના પુન્યાર્થે ડૉક્ટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ માર્ફત.

૪-૦-૦ પરચુરણ. રા. બાપુ આનંદ. મુંબઇ રૂ. ૧) રા. દલપતરામ હરિરામ ભટ્ટ મારફત. ફોર્ટ સોનગઢ રૂ. ૧) રા. દ્વિવેદી નાથાલાલ સાકરલાલ. અજમેર રૂ. ૨).

૧૧૪૪-૦-૦ કુલ.

કાર્તિકમાં મોકલાનારા પુસ્તક સાથે સારા કાગળ-
પર ભગવાનની છબીસહિત છપાયલું, ભીંતે
ચ્હોડવાનું સં. ૧૯૭૦ નું સુંદર
પંચાંગ પ્રત્યેક ગ્રાહકપર ભેટ
મોકલાશે માટે તે પૅકેટ
જાળવીને ફોડવું.

# ऐतिहासिक वार्ताओ.

## भाग १ लो.

---

## १–प्रवासीनुं स्वप्न.

---

### પ્રથમ પરિચ્છેદ.

---




દહારના જંગલમાં એક પ્રવાસી માર્ગક્રમણ કરતો હતો. સમય મધ્યાન્હનો હતો અને તાપ તો કહે કે મારૂં કામ ! સૂર્યનાં પ્રખર કિરણોથી તપ્ત થઇને તે નિકટ જ આવેલા એક ઝરાના તટપર બેઠો અને પોતાના અશ્વને કિનારે ઉગેલું હરિયાળું ઘાસ ચરવાને છોડી મૂકયો. આસપાસનું દ્રશ્ય ભયંકર પણ ભવ્ય લાગતુ હતું. જંગલ એવું ઘાડું હતુ કે સૂર્યની રશ્મિઓ વૃક્ષની ઘટા ભેદીને પ્રવેશ કરી શકતી નહોતી. કેટલાંક વૃક્ષો તો એવાં પ્રચંડ હતાં કે તેની ઉંચાઇ ૧૩૦ ફીટ સુધીની હતી. તેમની છાયા નીચે જંગલના ગજરાજો આવીને વિશ્રાંતિ લેતા હતા. આ પ્રચંડ પ્રાણીઓ પણ વૃક્ષની પ્રચંડતાના પ્રમાણમાં માત્ર સાધારણ પશુઓ જેવાં લાગતાં હતાં.

ખરેખર, મનુષ્યોના વસવાટથી દૂર આવેલા અરણ્યના ઉંડા ભાગમાં અથવા દૂરનાં ગિરિશૃંગપર પ્રકૃતિ અવનવી શોભા ધારણ કરે છે. ત્યાં તે પોતાનાં સંપૂર્ણ સૌંદર્યમાં ખીલી નીકળે છે–ત્યાં તે રંગબેરંગી વસ્ત્રો પરિધાન કરે છે–ત્યાં તે રમ્ય હાસ્ય કરે છે–ત્યાં તે યૌવનમદમાં ઉન્મત્ત

બની રહે છે—અને પોતાના રસિક આશકો—કવિઓને હર્ષોત્ફુલ્લ બનાવી તેના મુખદ્વારા પોતાનું અપૂર્વ સૌંદર્ય જગતના લોકો આગળ શબ્દોમાં પ્રકાશિત કરાવવાની ચેષ્ટા કરે છે. જંગલમાં જે શાંતિ—સામ્રાજ્ય પ્રસરી રહ્યું હોય છે, તેથી વૃક્ષઘટાની શોભામાં વૃદ્ધિ થાય છે અને મનુષ્યનો આત્મા પરમાત્મા સાથે આવાં સ્થળોમાં તાદાત્મ્ય પ્રાપ્ત કરવાને સહજ પ્રવૃત્ત થાય છે.

પેલો અજ્ઞાત પ્રવાસી જે નવીન પરિસ્થિતિમાં આવી પડયો હતો તેથી તે શોકાકુલ થઇ કાંઇક ગંભીર વિચાર કરવા લાગ્યો. તેની સન્મુખ સરસર વ્હેતા ઝરાની નિકટ તે બેસી ગયો અને જળક્રીડા કરતાં પ્રાણીઓ પ્રતિ દ્રષ્ટિપાત કરવા લાગ્યો. એટલામાં એક ભયંકર ગર્જના તેના સાંભળવામાં આવી અને તેણે પાછા ફરીને જોયું તો પોતાના અશ્વને એક સિંહના પંજામાં સપડાયેલો દીઠો. તે એકદમ પોતાના સ્થાનપરથી ઉઠીને ઉભો થયો, અને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી પેલા ભયંકર પ્રાણીની પાછલી બાજુએ જઇને તેના એક પગપર પ્રહાર કરી તેને કાપી નાંખ્યો. સિંહ પોતાનું મુખ પાછું ફેરવે એટલામાં તો તેણે બીજા પગપર પ્રહાર કરીને તેને પણ કાપી નાંખ્યો અને એ પ્રચંડ શક્તિવાન પ્રાણીને સર્વાંશે અશક્ત બનાવી દીધું. સિંહે પોતાના શિકારને તરતજ છોડી દીધો; પરંતુ તેનો પંજો અશ્વપર એવો તો સખ્ત પડયો હતો કે તે બિચારો લીલાં ઘાસપર મરણતુલ્ય થઇને પડયો. સિંહે ભયંકર ધ્વનિ કરવા માંડયા અને તેની આંખો વિશેષ તેજથી પ્રકાશવા લાગી, પરંતુ તેને જે ઇજા થઈ હતી તેનું વૈર વાળવાની તેનામાં લેશપણ શક્તિ રહી નહોતી. તે પોતાના આગલા પગવતી પોતાનું અંગ ઘસડીને વૈર વાળવાને માટે પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ તેનો તે પ્રયત્ન નિષ્ફળ ગયો. પ્રવાસી નિર્ભયતાથી તેની સામે ગયો, અને તેના મસ્તકપર એક પ્રચંડ અસિપ્રહાર કરી તે પ્રચંડ

પ્રાણીને ભોંયભેગું કર્યું.

પરંતુ અફસોસ! તેનો અશ્વ મૃત્યુના મુખમાંથી મુક્ત થઈ શક્યો નહિ. આથી તેને ધાઢાં જંગલમાંથી પગ રસ્તે મુસાફરી કરવાની પાળી આવી. હવે સૂર્યનો પ્રખર તાપ પણ ધીમે ધીમે મંદ થવા લાગ્યો હતો તેથી તેણે લેશ પણ વિલંબ ન કરતાં એકદમ ત્યાંથી ચાલવાની તૈયારી કરી.

પોતાની કોથળી ઘોડાના જીન સાથે બાંધી હતી તે તેણે ત્યાંથી છોડી લીધી અને પોતાનો રસ્તો કાપવા માંડયો. તેનો પ્રવાસ લાંબો અને મુસ્કેલી ભરેલો હતો. જેવો તે ખુલ્લા અરણ્યમાં આવ્યો કે તરતજ તેણે એક હરિણીને પોતાના બચ્ચા સાથે લીલું ઘાસ ચરતી જોઈ. તે તેનાપર એકદમ ધસી આવ્યો એટલે પેલી હરિણી ભીતિ પામીને એકદમ નાશી ગઈ અને પેલું કુમળું બચ્ચું ત્યાંનું ત્યાંજ રહી ગયું. આ બચ્ચુ તરતનુંજ જન્મેલું હતું. આ બચ્ચાને તેણે ઉચકી લીધું અને આનંદપૂર્વક આગળ ચાલ્યો.

હવે ખુલ્લું અરણ્ય પૂરૂં થયું અને પુનઃ અતિ ઘાડું જંગલ આવ્યું. તેણે વિચાર કર્યો કે "મારે આ જંગલમાંજ રાત રહેવું પડશે. પરંતુ ક્ષુધાતૃપ્તિનું સાધન તો મળી ગયું છે માટે હવે ચિંતા શી છે?" આખરે તે એક અનુકૂળ જગ્યાએ પહોંચ્યો અને એક પ્રચંડ ઘટાવાળા વૃક્ષના થડની સાથે પેલા હરિણના બચ્ચાને બાંધીને પોતે અગ્નિ પ્રદીપ્ત કરવાનાં સાધન ઢુંઢવા લાગ્યો. બે શુષ્ક કાષ્ઠના ટુકડાને લાવીને તેનું સંઘર્ષણ કરી તેણે અગ્નિ પ્રદીપ્ત કર્યો. પછી તે પેલા હરિણના બચ્ચાની ડોક મરડી નાંખવાની તૈયારીમાંજ હતો એટલામાં તેની દૃષ્ટિ થોડેક દૂર ઉભેલી તેની માતા–પેલી હરિણીપર પડી. આ રંક હરિણી છેટે ઉભી ઉભી પોતાના બચ્ચા પ્રતિ અતિ શોકાકુલ થઈ એકી ટસે જોયા કરતી હતી. આ દૃશ્ય જોઈ આપણો

પ્રવાસી થોભ્યો અને કંઇ વિચાર કરવા લાગ્યો. આ તરફ હરિણીની આંખમાંથી તો અશ્રુધારા ચાલતી હતી. તેણે પોતાનું મસ્તક ઉન્નત કર્યું હતું અને તે જાણે એ માણસને વિજ્ઞાપના ન કરતી હોય, તેમ હવે તેની અસ્ખલિત દ્રષ્ટિ તેના પ્રતિ ચોંટી. પછી પુનઃ તેની દૃષ્ટિ પોતાના નિર્દોષ બાલક પ્રતિ ગઈ. અરર ! આ બચ્ચું બંધાઇને વૃક્ષના થડ આગળ પડયું હતું. તેને નિકટના ભવિષ્યમાં આવનારા સંકટનું જ્ઞાન નહોતું, પરંતુ તે પોતાની માતાને મળવાને અતિ આતુર હતું. ધીમે ધીમે હરિણી પાસે આવતી ગઇ અને પ્રવાસી ઉભો હતો ત્યાંથી થોડા વારના અંતર પર આવી પહોંચી. પ્રવાસી થોડાં પગલાં પાછળ હઠયો; હરિણીએ ત્વરિત પોતાના બાળક તરફ કુદકો માર્યો, તેની પાસે જઈ પડી અને તેને અનિર્વચનીય આનંદથી ચાટવા લાગી. પ્રવાસી પુનઃ તેની પાસે આવ્યો એટલે તે ભયથી થોડે દૂર નાસી ગઇ, પરંતુ તે થોડા વારથી વધારે અંતર પર જતી નહોતી, કારણ કે એક માતા તરિકેનો સ્વાભાવિક પ્યાર તેને ત્યાંજ સ્થિત રાખતો હતો.

ખરેખર, આ એક હૃદયદ્રાવક દ્રશ્ય હતું. તે માનવહૃદયને કરુણાપૂર્ણ બનાવી દેતું હતું. આ પ્રવાસીનું અંતઃકરણ કરુણાથી ઉભરાઇ આવ્યું, તેને અત્યંત લાગણી થઇ આવી, અને એકદમ હરિણબાળકને પોતાના પંજામાંથી મુક્ત કર્યું. પેલું કુમળું પ્રાણી છુટીને એકદમ તેની માતા પાસે દોડી ગયું અને તેની માતા પોતાના બાળકને મુક્ત થયેલું જોઇ અતિ આનંદ પામી. પછી તે બંને ધાડાં જંગલ તરફ જવા લાગ્યાં. થોડેક દૂર ગયા પછી હરિણીએ પાછું ફરી પેલા પ્રવાસી તરફ કૃતજ્ઞતાભરેલી દ્રષ્ટિ ફેંકી અને પોતાના બાળકને તેણે મુક્ત કર્યું એટલા માટે જાણે તેનો આભાર ન માનતી હોય એવી દેખાવા લાગી. પછી તે બંને થોડીવારમાં ઘોર જંગલમાં અદ્રશ્ય થઈ ગયાં.

ખરેખર, પેલા પ્રવાસીનું આ કાર્ય એક સદ્‌ગુણી મનુષ્યને શોભે એવું હતું. જીવન એ સ્વર્ગીય–દૈવી વસ્તુ છે, અને પ્રત્યેક પ્રાણીને ઇશ્વિરે બક્ષેલું અણમોલ ઇનામ છે. અરે! પશુઓને પણ પોતાનું, કે પોતાના આપ્તનું જીવન ખોવું, કે ખોવાયેલું જોવું, ગમતું નથી; અને તે છતાં પણ મનુષ્યો કેટલી બધી ક્રૂરતાથી પશુઓના ભોગ લે છે? અને તેમ કરીને પોતે કેવો આનંદ માને છે!!

ત્યાર પછી પેલા પ્રવાસીએ પોતાની કોથળીમાંથી થોડાક ચોખા કાઢી તેને રાંધી વાળુ કર્યું અને તેજ સ્થળે રાત્રિ વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. આ સ્થળે તેણે એક સત્કૃત્ય કર્યું હતું તેથી તે સ્થળ તેને વધારે પસંદ પડયું હતું.

રાત્રિ અતિ રમ્ય હતી. પૂર્ણિમાની ચાંદની વૃક્ષપલ્લવમાં થઇને નીચે આવતી હતી અને ભૂભાગને આછો સુશોભિત પટ પહેરાવતી હતી.

કુમળી વૃક્ષશાખાઓ જ્યારે મંદમંદ સમીરલહરીઓથી કંપાયમાન થતી હતી ત્યારે આ પટ, સમુદ્રતરંગની પેઠે ઉછળતો દેખાતો હતો. અભ્રમાંથી આવતો રૂપેરી પ્રકાશ જેટલો આલ્હાદદાયક લાગતો હતો તેટલુંજ જંગલ ભયંકર લાગતું હતું. સર્વ પ્રાણીઓ વિશ્રાંતિ લેવાને માટે પોતપોતાને સ્થાને જઇ શાંત થઇ સુતેલાં વા બેઠેલાં હોવાથી પ્રકૃતિમાં જે શાંતતા અને ગંભીરતા આવી હતી તેથી આસપાસના દ્રશ્યમાં વિશેષ શાંતિ અને વિશેષ ગંભીરતા પ્રાદુર્ભૂત થઈ હતી. હિંસક પશુઓ પોતાની ગુફાઓ છોડી શિકાર કરવાને માટે બહાર નીકળ્યાં હતાં અને તે થોડી થોડી વારે પ્રચંડ ગર્જના કરતાં હતાં તેથી પ્રકૃતિના અસ્ખલિત ગાંભીર્યમાં સ્ખલન થતું હતું.

પેલા પ્રવાસીએ વૃક્ષનાં થોડાં શુષ્ક પત્રો એકત્રિત કર્યાં અને જમીનથી છ ફીટની ઉંચાઇએ ઝાડની ડાળીઓ સામસામે આવવાથી

અનુકૂળ બનેલી એક જગ્યાએ વિશ્રાંતિ લીધી. આખો દિવસ તેને અતિ શ્રમ કરવો પડયો હતો તેથી તે સૂતાંની વારમાં ઘસઘાટ ઉંઘ કાઢવા લાગ્યો. કલાક બે કલાક પછી તે પુનઃ જાગૃત થયો અને તેના મનમાં દિવસે બનેલી ઘટનાઓના વિચાર આવવા લાગ્યા. તેણે પોતાનો અશ્વ ખોયો હતો એ વાતનું સ્મરણ થતાં તેનું હૃદય ભગ્ન થઈ ગયું, પરંતુ આજે જે એક સત્કાર્ય, હરિણીના બાળકને મુક્ત કરવાનું સત્કાર્ય તેના હાથથી બન્યું હતું તેથી તેને અપૂર્વ આનંદ થયો.

તે ત્યાં કેટલોક સમય પર્યંત વિચારનિમગ્ન થઇ પડી રહ્યો. તે ઘડીમાં સુષુપ્તિમાં નિમગ્ન થઈ જતો, તો ઘડીમાં સંપૂર્ણ જાગૃદવસ્થામાં આવતો. અંતે તે વિચાર અને અંગના પરિશ્રમથી થાકી જઇને ઉંડી નિદ્રાને આધીન થયો. તેને નિદ્રામાં સ્વપ્નો આવવા લાગ્યાં. જાણે એક બુજોર્ગ મહાત્મા પોતાની નિકટ આવ્યા હોય એવું તેને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે તેમના અંગમાંથી એવો તો દિવ્ય પ્રકાશ નીકળતો જોયો કે તેની સામે તેનાથી જોઇ પણ શકાયું નહિ. તે મહાત્માએ તેને કહ્યું "તેં આજે પેલા દુઃખી પ્રાણીપ્રતિ જે ઉદારતા દર્શાવી છે તેથી પ્રભુ તારાપર પ્રસન્ન થયા છે અને તને ઇહિલોકમાં ગીઝનીનું તખ્ત સપુર્દ કર્યું છે. તું સત્તાના મદમાં સદ્ગુણને તિલાંજલિ આપીશ નહિ. જેવી રીતે આજે તેં પેલા પશુ તરફ દયા બતાવી છે તેજ પ્રમાણે હમ્મેશાં તું માણસ પ્રતિ પણ દયા બતાવતોજ રહેજે." આટલા શબ્દો કહીને પેલો દેવદૂત અદ્રશ્ય થઇ ગયો અને આપણો પ્રવાસી તરતજ ઝબકીને જાગી ઉઠયો.

આકાશમાં હજી પણ ચંદ્રમા પોતાની શાંત રશ્મિઓ ફેંકી રહ્યો હતો, પરંતુ હવે તે પ્રવાસી નિદ્રા લઇ શક્યો નહિ. જોકે તે જાગૃત થયો હતો તો પણ તેના સ્મરણપટપરથી સ્વપ્નની છાપ ભુસાઇ ગઈ નહોતી અને તેથી તેને પુનઃ નિદ્રા આવતી નહોતી. તે ઉઠયો અને

આકાશ તરફ દ્રષ્ટિ ફેંકી, કેટલી રાત્રિ વ્યતીત થઇ ગઇ છે તેની તપાસ કરવા લાગ્યો.

પુષ્કળ ઝાકળ પડયું હતું, ચંદ્રમા અસ્ત થવાની તૈયારીમાં હતો અને ધુમસ સર્વત્ર છવાઈ રહ્યું હતું. અંતે પ્રાતઃકાળનું ઝળઝળું થયું. ધુમસ વધારે ધાડું થતું જતું હતું. વૃક્ષનાં પાંદડાંપર જલનાં બિંદુઓ ચોંટી ગયાં હતાં. ઘાસનાં તૃણ જલબિંદુના ભારથી નમી ગયાં હતાં. પવનનો સપાટો આવતાં વૃક્ષ તથા તૃણ પર્ણપરથી જલબિંદુઓ સરી પડતાં હતાં.

પેલા પ્રવાસીએ, પોતે જે પાંદડાંપર સુતો હતો તે પાંદડાં એકત્રિત કર્યાં, તેને સળગાવ્યાં અને નાળીએરનો એક નાનો હુક્કો લઇને તેને ચેતાવી ગડગડાવવા લાગ્યો. પછી તેણે વાસી ચોખા પ્રાશન કર્યાં અને કેળનાં પાંદડાંના દડીઆમાં એકત્રિત કરેલું ઝાકળનું પાણી પીને પોતાની તરસ મટાડી.

જોકે આ નાસ્તાથી તેની ક્ષુધાની યથાર્થ તૃપ્તિ થઇ નહોતી, તોપણ તેને ઘણી શાંતિ વળી. હવે પુનઃ તેણે પોતાની સ્કંધ ઉપર પોતાનો સામાન લીધો અને પોતાનો પ્રવાસ શરૂ કર્યો. તેણે મક્કા તરફ પોતાનું મુખ ફેરવીને ખરા અંતઃકરણથી પ્રભુની બંદગી કરી આગળ ચાલવા માંડયું.

માર્ગક્રમણ કરતાં કરતાં પણ તેને સ્વપ્નનું સ્મરણ થયા કરતું હતું. આથી તે સ્વપ્નના સંસ્કાર તેના મગજપર એવા તો દ્રઢ થયા કે, એ તેને ખુદ ઇશ્વરનોજ સંદેશો લાગ્યો. પરંતુ એક ઘરબાર વિનાનો, અજાણ્યો માણસ એક મહાન સત્તાવાન સામ્રાજ્યનો અધિપતિ (રાજા) થાય એ વાત તેને માત્ર માનસિક તરંગવતજ લાગી. તેને એમ લાગતું કે શું આવી ઘટના તે બની શકે? તે છતાં પણ તે તે તરંગને પોતાના મનમાંથી સર્વથા દૂર કરી શક્યો નહિ.



# દ્વિતીય પરિચ્છેદ.




લો પ્રવાસી ભયંકર જંગલના વિકટ માર્ગો ધૈર્યથી અનેક વિઘ્નો સહન કરીને ક્રમવા લાગ્યો. પોતાનું રાત્રિનું વિશ્રાંતિસ્થાન છોડીને તે ઘણે દૂર ગયો નહિ એટલામાં તેણે એક ખુલ્લી જગ્યામાં કાષ્ઠના ધગધગતા અંગારાની આસપાસ આઠ માણુસોને બેઠેલા જોયા. તેમાંના કેટલાક માણુસો હુક્કો પીતા હતા અને કેટ-લાક ખાતા હતા. જો આ માણુસો લૂંટારા હોય તો તેમના પંજામાંથી બચવાને માટે પાછા ફરીને નાશી જવું બની શકે એમ ન હોવાથી તે હિમ્મત ધારણ કરી તેમની સન્નિધ ગયો અને તેમને પ્રશ્ન કર્યો કે "અહીંઆં નિકટમાં કોઇનું ઘર છે ?" પેલા માણુસોમાંનો એક માણુસ ઉઠયો અને સહાસ્ય બોલ્યો–

"તમારો પ્રવાસ અહીંઆંજ પૂરો થાય તો શી હરકત છે ?"

"જો તમારે મને માર્ગ બતાવવો હોય તો બતાવો; નહિતો હું જાઉં છું. મને વાદવિવાદ કરવાને હમણાં વખત નથી."

"એ તો ઠીક, પરંતુ સહિસલામત અવસ્થામાં આ જંગલમાંથી જવાને માટે પ્રવાસીઓને કર ભરવો પડે છે તે તમે જાણોછો ?"

"મને કાંઈ ભોમીઆની આવશ્યકતા નથી. તો પછી મારે કર ભરવાની શી જરૂર ?"

"જો સાંભળ, શું તું એકલો આઠ માણુસની સામે બાથ ભીડી શકશે ? જરા ડાહ્યો થા અને નમ્રતાથી બોલ. અમે આ જંગલમાં પ્રવાસીઓ પાસેથી કર લઇનેજ નિર્વાહ કરીએ છીએ. તારી ખાંધ ઉપરનો બોજો પૈસા ટકા જે હોય તે અમને આપી દે. સ્મરણુમાં

રાખજે કે જ્યારે અમે કોઈપણ જાતની માગણી કરીએ છીએ ત્યારે કોઈનો ઈનિકાર સ્વીકારતા નથી."

"શું ત્યારે તમે લૂંટારા છો કે ?"

"ત્યારે વળી બીજા કોણ ?"

"અરે, આઠને બદલે સો માણસ કાં ન હોય, પરંતુ હું તમારી આ અયોગ્ય માગણીનો સ્વીકાર કરીશ નહિ."

પેલો લૂંટારો હસ્યો અને પોતાના સાથી તરફ ફરીને બોલ્યો "ભાઈઓ, ચૌદમું રત્ન દેખાડયા શિવાય આ ચીનનો સાહુકાર કાંઈ વશ થાય એમ લાગતું નથી. સમજાવી સમજાવીને થાક્યો તોયે માનતો નથી, તો હવે હાથ બતાવવોજ જોઇએ." પછી તે પ્રવાસી તરફ મુખ કરીને બોલ્યો "તારી ખાંધપરનો બોજો ઉતારી નાંખ."

પ્રવાસીએ પ્રત્યુત્તર આપ્યો "જીંદગીની એટલી બધી કિમ્મત ગણવાની કાંઇ આવશ્યકતા નથી. જો ઇશ્વરની એવીજ મરજી હોય તો હું મારા માલનું સંરક્ષણ કરવાને માટે મારા જીવનનો ભોગ આપવાને પણ તૈયાર છું. જે માણસ રંકાવસ્થામાં હોય અને જેને ભવિષ્યમાં પોતાની સ્થિતિ સુધરશે એવી આશા ન હોય તે માણસને મૃત્યુ કાંઇ બહુ ભયંકર વસ્તુ લાગતી નથી. તમે લૂંટારા છો અને લૂંટારાઓ સ્વભાવતઃ ક્રૂર હોય છે, છતાં પણ તમે એક મરણીઆ માણસનો માર્ગ કેવી રીતે અટકાવી શકો છો તે તો હું જોઉં !"

આ પ્રમાણે બોલીને તે પાછો ફરી એક વૃક્ષની ઓથે ગયો અને પોતાની તલવાર નગ્ન કરીને, મરણ પર્યંત પોતાના દુશ્મનોની સામે યુદ્ધ કરવાનો દ્રઢ નિશ્ચય કરી ઉભો રહ્યો.

લૂંટારાઓ જરા થોભ્યા; કારણ કે તેઓ આઠ માણસની સામે એક માણસને યુદ્ધ કરવાને સજ્જ થયેલો જોઇને આશ્ચર્યચકિત થયા

હતા. પરંતુ એકલા માણુસને પરાજિત કરવાને માટે એ આઠ લૂંટારા પૈકી એક જણે તીર છોડયું. તરતજ પેલા પ્રવાસીએ આવતા તીરને લાગ જોઇને કાપી તેના બે ટુકડા કરી નાંખ્યા અને જરા આગળ ધસી પેલા તીર ફેંકનાર તરફ પોતાની તલવાર ઉગામી. પરંતુ એટલામાં પાછળથી એક માણસે આવી તેને કમ્મરમાંથી પકડયો અને બીજાએ પાછળથી તેનું કાંડુ પકડી તેની તલવાર ઝુંટાવી લીધી. આ રીતે અલ્પ સમયમાં તેને પકડીને શસ્ત્રરહિત કરવામાં આવ્યો. પરંતુ તેનો સામાન છોડીને જોતાં તેમાં કોઇ પણ કિમતી વસ્તુ દ્રષ્ટિગોચર થઇ નહિ. આથી લૂંટારાઓ અતિ નિરાશ થયા. તેમણે તેની પ્રત્યેક વસ્તુને જમીનપર છુટી છુટી મૂકી અને આવી નજીવી વસ્તુઓના સંરક્ષણાર્થે પોતાનો પ્રાણ આપવાને તૈયાર થયેલા પ્રવાસીની મૂર્ખાઇ વિષે હસવા લાગ્યા.

પ્રથમ જેણે પ્રવાસીની સાથે વાતચીત કરી હતી તેજ પુનઃ બોલ્યો "એની પાસે કાંઈ દ્રવ્ય તો છે નહિ, માટે આપણે એનું દ્રવ્ય ઉપજાવવું જોઇએ, એનું અંગ સશક્ત છે, માટે એક મજબૂત મજુરને માટે મોં માગ્યા પૈસા આપવાને કોઈ અચકાશે નહિ." પછી તે પ્રવાસી તરફ ફરીને બોલ્યો "તને એક સ્વામી મેળવી આપ્યા પછી અમે તને છેલ્લી સલામ કરીશું. માટે અમારી સાથે ચાલ.

પ્રવાસીના હસ્ત તેનાજ ફેંટાવતી બાંધી દેવામાં આવ્યા. પછી બે લૂંટારા તેની આજુબાજુ રહ્યા અને તેને આગળ ચલાવવામાં આવ્યો. તેઓ ધાડા જંગલમાં પ્રવેશી પાંચેક મિનિટ પર્યંત ચાલ્યા પશ્ચાત્ કેટલાંક જંગલી ઝુંપડાંના સમુદાય આગળ આવી પહોંચ્યા. આ ઝુંપડાંઓ જંગલનાં અનેક વૃક્ષોની શાખાઓનાં બનાવવામાં આવ્યાં હતાં. ઝુંપડાઓના આગલા ભાગમાં ઘાસ વગેરે ખોદી સાફ કરી એક આંગણું બનાવવામાં આવ્યું હતું. આ ઝુંપડાં પેલા લૂંટારાનાંજ

હતાં. આંગણામાં બેસી લૂંટારાઓ હુક્કો ગડગડાવતા, વાર્તાલાપ કરતા, રસોઈ કરતા અને મસલત કરતા હતા. દરેક ઝુંપડાંની અંદર સ્ત્રી છોકરાં હતાં, કારણ કે સર્વ લૂંટારૂ પરણેલા હતા.

અન્ય મનુષ્યને રહેવાને માટે સ્થળ ન હોવાથી બે લૂંટારાએ અલ્પ સમયમાં જંગલનાં વૃક્ષની શાખાઓનું એક ઝુંપડું તૈયાર કરી નાંખ્યું. એક વૃક્ષની નીચે એક એક ફુટને અંતરે વાંસ ઠોકીને ઝુંપડું તૈયાર કરવામાં આવ્યું. તેને છાપરાની તો જરૂર નહોતી કારણ કે વૃક્ષ છાપરાની ગરજ સારતું હતું. આ વાંસની સાથે પાતળા વાંસની સોટીઓ આડી બાંધી દેવામાં આવી અને તેથી બનેલો ચોરસ અવકાશ મોટાં મોટાં પાંદડાંઓ તથા સુકા ઘાસવતી પૂરી દેવામાં આવ્યો. ઝુંપડાને ભોંય તળીએ રહેલો કચરો, ઘાસ વગેરે સાફ કરી નાંખવામાં આવતાં નિવાસસ્થાન ઘણું સરસ બન્યું.

પ્રવાસી પકડાયા પછી ત્રણ દિવસ વ્યતીત થયા એટલે તેને "હવે તારી સ્થિતિ બદલાવાની છે" એમ કહેવામાં આવ્યું. ઝપાઝપી કરતાં તેને જે એક નાનો ઘા પડયો હતો તે હવે રૂઝાતો જતો હતો, તે છતાં પણ હજી તેનો હાથ બરાબર સારો થયો નહોતો. હજી તેના હાથ છોડવામાં આવ્યા નહોતા. આવી બંધનયુક્ત સ્થિતિમાં તેને ઝુંપડામાંથી કાઢી આંગણામાં લાવવામાં આવ્યો.

મુખ્ય લૂંટારાએ તેને ઉદ્દેશીને કહ્યું "વારૂ તને કયા પ્રકારનું જીવન ગમે છે? જોની ભાઇ, અમે તો લૂંટારા છીએ; અમારા ધંધામાં હુંશિયારી અને હામ જોઇએ છે. મને જણાય છે કે તું બહાદુર માણસ છે અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છે. માટે અમારી સાથે જોડાવામાં તને કોઇ પણ પ્રકારનો વાંધો ભાગ્યેજ હશે. અમે કેવી રીતે જીવન વ્યતીત કરીએ છીએ તે તો તેં જોઇ લીધું છે. માટે હવે વિચાર કરીને પ્રત્યુત્તર આપ."

પ્રવાસીએ જવાબ આપ્યો "ભાઇ, મારાથી લૂંટારાનો ધંધો તો બની શકે એમ નથી. માટે મારો વિશ્વાસ કરવામાં તમે ઠગાશો. કદાચ હું તમને ફસાવી પણ દઉં."

"તેની ફિકર નહિ; અમે એટલું જોખમ ખેડીશું. બહાદુર માણસો કદિ પણ ઠગાઇ કરતા નથી. ઠગાઇ કરવી એ તો માત્ર બાયલા માણસનું કામ છે."

"તમે તો ખરેખરા મૂર્ખ છો. બહાદુર માણસો આબરૂદાર તો હોય છે કે નહિ ? અને લુચ્ચા, ધૂર્ત લૂંટારાઓને જાહેર કરવા અને તેમને શિક્ષા કરાવવી એ શું આબરૂદાર માણસનું કામ નથી ? અરે આવા સમાજના શત્રુઓને જાહેર ન કરવા એ પ્રમાણિક માણસોને છેતરવા સમાન છે !"

"જો કે મેં તને બહાદુર માણસ જાણ્યો હતો તો પણ તું એક પ્રમાણિક ગૃહસ્થ છે એમ હું ધારતો નહોતો, અને હજી પણ તેમ ધારતો નથી. મને લાગે છે કે તું બહાદુર પણ નથી અને પ્રમાણિક પણ નથી, તું માત્ર ઘોડાની ચાકરી કરવાને લાયક છે. તું માત્ર ગુલામગીરી કરવાને પાત્ર છે. માટે ચાલ તને તેવુંજ કામ શોધી આપીએ."

આ શબ્દો સાંભળી પ્રવાસીએ પોતાના બાંધેલા હાથ ઉંચા કરી આરક્ત નેત્રો સહિત કહ્યું "મને બંધનગ્રસ્ત કીધો છે તેથી તું સુરક્ષિત છે. જ્યારે ભય સન્નિધ હોતો નથી ત્યારે કાયરો પણ શૂરા થાય છે. એક બંધનગ્રસ્ત અને શસ્ત્રરહિત માણસને અપમાન કરવું એ શું તારી મર્દાનીને છાજે એવું કાર્ય છે ?"

જો કે આ શબ્દોથી પેલા લૂંટારાના સ્વાભિમાનપર મોટો પ્રહાર પડયો, તો પણ તેથી તેના ઉત્તમ ગુણ સતેજ થયા અને તે બોલ્યો "ભલે, બહાદુર માણસો આબરૂદાર અને પ્રમાણિક પણ હોય. આપણે હમણાં એ પ્રશ્નની ચર્ચામાં ઉતરવાની જરૂર નથી. પરંતુ અમે તને

જે નિવાસસ્થાન આપ્યું અને તારી જે સેવા કરી તેના બદલામાં તારે અમને કાંઇ દ્રવ્ય આપવું જોઇએ, પણ તારી પાસે દ્રવ્ય તો છે નહિ, માટે અમારે તને વેચીને અમારા પૈસા વસુલ કરવા જોઇએ."

એ પછી લૂંટારાઓ તેને આગળ લઇ ચાલ્યા. કેટલાક કલાક પર્યંત ચાલ્યા પછી તેઓ જંગલની સીમાપર આવેલા એક ગામમાં આવી પહોંચ્યા. આ ગામમાં માત્ર થોડાંક કંગાલ ઝુંપડાં હતાં અને તેમાં વસતા માણસો હલકામાં હલકા વર્ગના લોકો હતા. અલ્પ સમયમાં ત્યાં આગળ એક વ્યાપારી આવી પહોંચ્યો અને તેણે પેલા લૂંટારાઓ કનેથી આપણા પ્રવાસીને વેચાતો લઇ લીધો. પ્રવાસી હવે એ વ્યાપારીનો ગુલામ બન્યો. ખરેખર તેને રાજ્ય મળવાનું જે સ્વપ્ન આવ્યું હતું તેને બદલે આતો ગુલામગીરી મળી ! હવે તેને પોતાના સ્વપ્નપરથી બિલકુલ શ્રદ્ધા ઉઠી ગઇ, અને પોતે મિથ્યા તરંગોમાં તણાઇ ગયો હતો તે માટે તેને અતિ અનુતાપ થવા લાગ્યો.

નૈરાસ્યથી કાંઇ પણ પ્રાપ્તિ થવાની આશા નહોતી, તેથી તે પોતાના ભાગ્યને તાબે થયો. વળી તેને ઇશ્વરપર અંતઃકરણપૂર્વક શ્રદ્ધા હતી, તેથી પ્રમાણિકપણે ઉદ્યોગ કરી જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. જેવો તે વ્યાપારીનો ગુલામ બન્યો કે તરતજ પેલા વ્યાપારીએ તેનો ઘા તપાસ્યો અને તેનાપર મલમપટ્ટી લગાવી. વળી તેણે તેનું મજબૂતપણું જોવાને માટે તેનું વક્ષઃસ્થળ અને તેનાં ઇતર ગાત્રો પણ તપાસ્યાં. આ અવલોકનથી તેની ખાત્રી થઇ કે તેણે માલ ખરીદવામાં કાંઇ ખોટ ખાધી નહોતી. આ શેઠ ઘણો પાતળો અને દુર્બલ માણસ હતો, પરંતુ તેના ગુલામો ઘણા મજબૂત અને બળવાન હતા, તેથી તેની એ ન્યૂનતા પૂરાઇ ગઇ હતી.

વ્યાપારીએ નવા ગુલામને તેના આગલા જીવનક્રમ વિષે થોડાક પ્રશ્નો પૂછ્યા અને પોતાની ખાત્રી કરી લીધી કે ધૈર્ય અને હામની

કસોટી કરાવનારાં કાર્યો કરવામાં તે હઠી જાય એવો નથી. આ રીતે બારીક ગણત્રી કરીને તેણે નિશ્ચય કર્યો કે, હવે જો આ માણસની સારી બરદાસ્ત કરવામાં આવશે તો કરેલી મહેનત નિષ્ફળ જનાર નથી; તેથી તેણે પોતાના અન્ય ગુલામોને આજ્ઞા કરી કે "આ માણસની બરાબર ચાકરી કરજો." તે ગામમાં એક દિવસ વિશ્રાંતિ લીધા પછી તે વ્યાપારી ખોરાસાન તરફ જવાને માટે નીકળ્યો અને ઘણા દિવસ પર્યંત કષ્ટમય પ્રવાસ કર્યા પછી પોતાના ગુલામોને લઇને તે નગરમાં આવી પહોંચ્યો. પેલો વ્યાપારી નવા ગુલામની સારી બરદાસ્ત લેતો હતો, કારણ કે તેને સારો નફો ઉત્પન્ન કરવો હતો. તેણે પોતાના મિત્રોદ્વારા આખા નગરમાં એવી વાત ફેલાવી દીધી કે 'તેની પાસે આખા ઇરાનમાં પણ જેની જોડી ન મળે એવો મજબૂત ગુલામ વેચવાનો છે.' આથી અનેક જણ ગુલામ ખરીદવા માટે આવ્યા. પરંતુ તેમને જેવી અફવા ફેલાઇ હતી તેવો માલ દ્રષ્ટિગોચર થયો નહિ, અને જે કિંમત માગવામાં આવી તે તેમને પોસાતી નહોતી, તેથી કોઇએ પણ તે ગુલામને વેચાતો લીધો નહિ.

હવે પેલો વ્યાપારી અધીરો બનવા લાગ્યો; કાંઇ પણ નફા વિના તે નિત્ય ખર્ચનો બોજો ઉઠાવતો હોવાથી તેણે વિચાર કીધો કે હવે તો કિમ્મતમાં કાંઇક ઘટાડો કરીને એના પૈસા ઉપજાવી લઉં, કારણ કે વધારે કિમ્મત મેળવવાની શકભરેલી આશાથી ખર્ચ કર્યા કરવામાં શો ફાયદો? પરંતુ હવે તેને એક નવો વિચાર સૂઝયો. તેને લાગ્યું કે કોઇ પણ મનુષ્યને ગુલામગીરી તો પસંદ હોયજ નહિ. આથી તેણે પોતાની માગણી વધારવાનો નિશ્ચય કર્યો. તેના ચ્હેરાપર હાસ્ય ફરકી રહ્યું અને તે પોતાના ગુલામની પાસે જઇને બોલ્યો "તને ગુલામગીરીમાંથી મુક્તિ મળતાં આનંદ થાય કે ન થાય?"

"આતે કેવો પ્રશ્ન? એક ક્ષુધાની પીડાથી મરણ શય્યાપર પડેલા

મનુષ્યને ' તને ચોખા ભાવે છે કે નહિ ?' એ પ્રશ્ન પૂછવા સમાન આ પ્રશ્ન છે."

"પરંતુ તે માટે કિમ્મત આપવાની તારામાં શક્તિ છે?"

"કેવી કિમ્મત?"

"મારે તો રોકડા પૈસા જોઇએ છે."

"ના, જે ઇશ્વરદત્ત વસ્તુ છે તેને પૈસા આપીને ખરીદવાની મારી ઇચ્છા નથી. તારૂં મસ્તક છેદન કરવાનો મને જેટલો હક છે તેથી વધારે હક તને મારી સ્વતંત્રતાનું અપહરણ કરવાનો નથી. તારૂં મસ્તક છેદવામાં આવે તે કાંઈ ગુન્હો નથી, કારણ કે તું હરામખોરો અને લુચ્ચાઓનો આશ્રયદાતા અને ઉત્તેજક છે."

પેલા વ્યાપારીનો ચ્હેરો મૃત મનુષ્યના ચ્હેરા જેવો ફીક્કો પડી ગયો અને તે એક શબ્દ પણ બોલ્યા વિના પોતાના ક્રોધિત થયેલા ગુલામ આગળથી જાણે એક વિંછીએ તેને ડંખ ન માર્યો હોય તેવો થઇને ચાલ્યો ગયો.

હવે તે પોતાના ગુલામ સાથે પૂર્વ કરતાં વિશેષ સખ્ત રીતે વર્તવા લાગ્યો. સદ્‌ભાગ્યવશાત્ ખોરાસાનના સુબા અલપ્તગીને આ ગુલામને વિષે પ્રશંસાયુક્ત વાતો સાંભળેલી હોવાથી તેને એ ગુલામ જોવાની ઇચ્છા થઇ. આથી તે પેલા વ્યાપારીને ત્યાં આવ્યો અને તેને સારી કિમ્મત આપી પેલા ગુલામને ખરીદી લીધો.



# તૃતીય પરિચ્છેદ.



હવે પેલા ગુલામને રાજમહાલયમાં લઈ જવામાં આવ્યા. ત્યાં તેને નોકરોની સાથે રાખવામાં આવ્યો. પરંતુ અલપ્તગીનને તે માણસ વધારે ચાલાક અને ભવિષ્યમાં મહાન કાર્યો કરી શકે એવો લાગવાથી તેણે તેને પોતાના અંગસેવક તરીકે નિયુક્ત કર્યો. તેણે થોડા વખતમાં પોતાના સ્વામિની સારી કૃપા સંપાદન કરી. જેમ જેમ અલપ્તગીન સાથેનો તેનો સહવાસ વધતો ગયો તેમ તેમ તે તેને વધુ હુશિયાર જણાતો ગયો અને અંતે તેને એક સારી સરકારી જગા આપવામાં આવી. તેના ઉત્તમ ગુણો જોઇને અલપ્તગીને એક દિવસે તેનાં કુલગોત્ર વિષે પૃચ્છા કરી. તેના પ્રત્યુત્તરમાં તે ગુલામે જણાવ્યું કેઃ—

"મારો ઇતિહાસ સંક્ષિપ્ત છે. જોકે હું ગુલામી અવસ્થામાં છું તોપણ મારા કુલને લાંછન લાગે એવું એક પણ કૃત્ય મેં કર્યું નથી. મારો જન્મ રંક માતપિતાને ઘેર થયો હતો, તોપણ તેઓ સ્વતંત્ર હતાં. ઈરાનના પાદશાહ યઝદિઝર્દના વંશમાં મારો જન્મ છે. તમે સારી પેઠે જાણતા હશો જ કે, ઓથમાનની કારકીર્દિમાં જ્યારે આ રાજા પોતાના દુસ્મનોના ભયથી નાશી જતો હતો ત્યારે મર્વ-નગરની નિકટ એક પાણીની ચક્કી આગળ તેનું ખુન કરવામાં આવ્યું હતું. તેનું કુટુંબ તુર્કસ્તાનમાં રહ્યું અને ત્યાંના લોકોના સમાગમમાં આવી તેના વંશજો તુર્ક બની ગયા. હું હવે તુર્ક ગણાઉં છું.

રંકતા અને લાચારી વચ્ચે હું ઉછર્યો હતો. મારી બાલ્યાવસ્થામાં મને રંકતા પ્રાપ્ત થયેલી હોવાથી મારી જરૂરીઆતો પૂરી

પાડવાને માટે ઈશ્વરે મને જે શક્તિઓ આપી હતી તેનો ઉપયોગ કરવાની મને ફરજ પડી અને નાની વયમાંજ હું યુદ્ધકળામાં પારંગત થયો. મારૂં અંગ સશક્ત થયું અને મારો સ્વભાવ સાહસિક તથા સ્વાશ્રયી થયો. મારા પિતાજી વિદ્વાન હતા અને તેઓ દરિદ્રાવસ્થામાં ફસ્યા હતા, તોપણ તેમણે મને સદ્ગુણના લાભ સમજાવી મારા મસ્તિષ્કમાં સદ્બુદ્ધિનાં બીજ રોપવામાં ધૃણા કરી નહોતી. આથી રાજાના મહાલયમાં રહેતાં અનેક મનુષ્યો કરતાં મેં વધારે સારૂં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.

છેક બાલ્યાવસ્થાથી મારા અંતઃકરણમાં એવા વિચારે વાસ કર્યો હતો કે એક તુર્કનો પુત્ર કંગાલ અને અપ્રસિદ્ધાવસ્થામાં રહેવાને નિર્માણ થયેલો નથી, પરંતુ ઉચ્ચ કોટિનો મનુષ્ય થવાને સુજાયેલો છે. મારા મસ્તિષ્કમાં આવી છાપસહિત હું ઓગણીસ વર્ષની વયે મારા પિતાનું ધર ત્યાગીને નીકળ્યો અને ગીઝનીના સૈન્યમાં જોડાવાને માટે જતો હતો એટલામાં લૂંટારાઓના હાથમાં સપડાયો. આ રીતે આખરે હું એક અતિ ઉદાર સ્વામિની પાસે આવ્યો છું."

પોતાના નોકરની આ વાત સાંભળીને અલપ્તગીન અતીવ પ્રસન્ન થયો. અને તેણે શીઘ્ર તેને પોતાના રાજ્યમાં વધારે ઉચ્ચ તથા માનવંત જગ્યા આપી. પોતાને મળેલા ઉચ્ચ સ્થાનને લાંછન લાગે એવું એક પણ કૃત્ય તેણે કર્યું નહિ અને અંતે તેને અમીર–ઉલ–ઉમરાનો માનવંત ખિતાબ મળ્યો. હવે તે ખોરાસાનમાં માત્ર અલપ્તગીનથીજ ઉતરતા દરજ્જાનો માણસ બન્યો અને થોડા વખતમાં તેને વડો સેનાધિપતિ બનાવવામાં આવ્યો. તેણે સૈન્યની સર્વ ટુકડીઓને કેળવીને ઉત્તમ બનાવી અને ઘણી લડાઇઓ જીતી. તેના સૈનિકોને તે અત્યંત પ્રિય હતો. દુશ્મનો તેનાથી ડરીને તેને વશ થઇ ગયા અને આખા સામ્રાજ્યમાં શાંતિ અને સુખનો પ્રચાર થઈ રહ્યો. પોતાની

આ રીતે ઉન્નતિ થયેલી જોઇ તેને અરણ્યમાં આવેલા સ્વપ્નની સ્મૃતિ થયા વિના રહેતી નહિ. ખરેખર, ધીમે ધીમે તે સ્વપ્નમાં જોયેલી સિદ્ધિ તરફ પ્રયાણ કરતો હતો. તેનો પિતા પોતાના પુત્રની ઉન્નતિના દિવસો જોવાને શક્તિવાન થયો નહિ, પરંતુ તે પોતાની માતાને ખોરાસાન લઇ આવ્યો. પોતાના પુત્રને ખોરાસાન નગરના સર્વ લોકો તરફથી એક મહાન અને ભલા મનુષ્ય તરિકે માન મળતું જોઇ, તેની માતાના આનંદનો પાર રહ્યો નહિ.

માત્ર થોડા વર્ષમાં એક અજાણ્યા માણસના ભાગ્યમાં કેટલું બધું પરિવર્તન થઇ ગયું ! જે ગુલામ પોતાના સ્વામિની આગળ ઘુંટણે પડતો હતો તેને હવે લોકો મહાન અને પ્રતાપી મનુષ્ય સમજીને તેની આગળ શીશ ઝુકાવવા લાગ્યા. તે ખોરાસાનના સુબાનો માનીતો હતો. તે સુબાને સલાહ આપતો હતો, તે સૈન્યનો નેતા હતો, તે વારંવાર સુબાની જોડે બેસતો હતો અને તેની સલાહ શિવાય કોઇપણ અગત્યનું કાર્ય કરવામાં આવતું નહોતું. હમણાં તે સૌથી સુખી મનુષ્ય હતો. ખોરાસાનનો સુબો તેને ચહાતો હતો, તેના હાથ નીચેના માણસો તેને પૂજતા હતા અને રાજ્યના દુશ્મનો તેનાથી થરથરતા હતા. તેની સર્વ ઇચ્છાઓ પરિતૃપ્ત થતી હતી. હવે તેની ખાત્રી થઇ કે બાલ્યાવસ્થામાં જે દુઃખરૂપી વાદળ ચઢી આવ્યું હતું તેથી હવે સૌખ્યરૂપી પ્રકાશ વિશેષ આનંદદાયક બની શક્યો છે.

અલપ્તગીનને એક સુંદર કન્યા હતી. આ કન્યાનું પાણિ-ગ્રહણ કરવાને ખોરાસાનના મોટા મોટા અમીરો તલપી રહ્યા હતા. આ કુમારી ઘણી બુદ્ધિવાન અને સદ્દગુણી હતી અને તેથી જે જે તેનું પાણિગ્રહણ કરવાને પોતાને લાયક માનતા હતા, તે તે સ્વાભાવિક રીતે તેની પ્રાપ્તિ વિષે ચિંતન કર્યા કરતા હતા. સુંદર ઝહીરાએ ઘણા અમીરોની માગણીનો અસ્વીકાર કર્યો હતો અને હજી સુધી તે અવિ-

વાહિતજ રહી હતી. તેનો પિતા, જે અમીરોને તેનું પાણિગ્રહણ કરવાને લાયક માનતો હતો તેમની માગણીનો પણ ઝહીરાએ અસ્વીકાર કર્યો હતો. તેની આ ઠંડી લાગણીથી સર્વ જણ ચકિત થયા; પરંતુ તેણે કોઇપણ આશકના શબ્દોપર લક્ષ આપ્યું નહિ. તેના પિતાને તે એકની એકજ પુત્રી હતી–અરે એકનું એકજ સંતાન હતું. આથી સ્વાભાવિક રીતે પુત્રીદ્વારા પોતાનો વંશ રાખવાને તે આતુર હતો, પરંતુ ઝહીરાના દુરાગ્રહથી તે નિરાશ અને શોકાકુલ થયો. આનો કાંઈ ઉપાય નહોતો, કારણ કે પોતાની પ્રિય પુત્રીની ઇચ્છાવિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરવાનું તે પસંદ કરતો નહોતો.

અમીર–ઉલ–ઉમરા, અલમગીનના મહાલયમાં રહેતો હતો તેથી તેની મુલાકાત કરવાની સંધિ તેને વારંવાર મળતી હતી. તેઓ ઘણી વાર મળતાં અને વારંવાર પરસ્પર વાર્તાલાપ કરતાં; આથી ઉભય વચ્ચે સહાનુભૂતિનો ઉદ્ભવ થયો. એક વખતના ગુલામને વિદિત થયું કે શાહજાદી ઝહીરા તેને ઘૃણાની દ્રષ્ટિથી જોતી નહોતી. પોતાના સ્વામીની પુત્રીપ્રત્યેનો તેનો પ્રેમ ધીમે ધીમે વૃદ્ધિંગત થતો ગયો. તે જાણતો હતો કે તેના હાથને માટે ઘણી સારી સારી માગણીઓ આવી હતી પણ તેણે તે સર્વનો અસ્વીકાર કર્યો હતો. તે જો તેના હાથની માગણી કરે તો તેને તે સ્વીકારશે કે નહિ એ વિષે તેને શંકા હતી. તે છતાં પણ તે તેના પ્રતિ જે પ્રેમ ધરાવતો હતો તેનો બદલો અંતે તે પ્રેમદ્વારાજ વાળી આપશે એવી તેને આશા હતી, અને તેની આશા પરિતૃપ્ત થઇ પણ ખરી. તેના પ્રતિ અલમગીનની પુત્રી જે મૃદુતા દાખવતી હતી તેથી ઉત્તેજીત થઇને તેણે જ્યારે તેના હાથની માગણી કરી ત્યારે તેણે તરત તેનો સ્વીકાર કર્યો. આથી અમીર–ઉલ–ઉમરાના હર્ષનો પાર રહ્યો નહિ.

તે બોલ્યો " સન્નારી ! જોકે એક વખત હું ગુલામ હતો તો

પણ હું પાદશાહી કુટુંબથી ઉતરી આવેલો છું. માટે તમે જો મારી સાથે જોડાશો તો તમને લજ્જીત થવાનું કાંઈ પણ પ્રયોજન રહેશે નહિ."

ઝહીરાએ પ્રત્યુત્તર આપ્યો "જ્યારે આપણે આપણા જીવનના સાથીની પસંદગી કરવી હોય ત્યારે આપણે તેના ઉદાત્ત ગુણો પ્રતિ લક્ષ આપવું જોઇએ. તે કેવી પરિસ્થિતિમાં છે તે પ્રતિ જરા પણ લક્ષ આપવું જોઇએ નહિ. સંયોગો તો માણસને રાજા એ બનાવે છે અને રંક પણ બનાવે છે. શ્રીમંત મનુષ્યની પસંદગી કરવાનું કાર્ય તો ઘણું સુલભ છે; વળી અમીર ઉમરાવોની પસંદગી કરવી પણ ઘણી કઠિન નથી. મને એ ઉભય વર્ગ તરફથી માગણી થઇ છે. પરંતુ મેં તે પ્રતિ લેશ પણ ધ્યાન આપ્યું નથી; કારણ કે સદ્‌ગુણી મનુષ્યનેજ મારા સ્વામી તરિકે પસંદ કરવાની મારી આકાંક્ષા હતી."

"સન્નારી! હું પોતે તમારા પિતાના દરબારના અમીર ઉમરાવો કરતાં કાંઈ વિશેષ ઉચ્ચ ગુણો ધરાવતો નથી. હું તેમનાથી કોઇ પણ પ્રકારે ઉચ્ચ નથી. પરંતુ તેમનામાં અને મારામાં એક મુખ્ય ભેદ છે; તેમને દ્રવ્ય અને પદ્વી અનાયાસ પ્રાપ્ત થઇ છે અને હું જોકે રાજવંશી છું તોપણ રંકાવસ્થામાં આવી પડવાને લીધે મારી અસિના બળથી મેં દ્રવ્ય અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે."

ઝહીરા આતુરતાપૂર્વક બોલી "જો મારા પિતા પ્રતિકૂળતા ન દર્શાવે તો હું તમારી સાથે જોડાઇને તમારી સાથે સુખ દુઃખ ભોગવવાને ખુશી છું. હું મારા પિતાની ઇચ્છાવિરૂદ્ધ વર્તતી નથી. તેની ઇચ્છા તે જ મારી ઇચ્છા છે. પિતાપ્રત્યેનું મારૂં કર્તવ્ય પતિપ્રત્યેના કર્તવ્યને બીજે નંબરે છે. જે સ્ત્રી પિતાપ્રત્યેનું કર્તવ્ય બજાવી શકતી નથી તે પતિપ્રત્યેનું કર્તવ્ય પણ બજાવી શકતી નથી."

અમીર-ઉલ-ઉમરા બોલ્યો "હું શીઘ્ર તમારા પિતાને મળીશ અને આપણી ઇચ્છા તેમની આગળ વ્યક્ત કરીશ. મને માનવાને

કારણ છે કે તેઓ મારી કદર બુઝી શકે છે. પરંતુ તેઓ મને પોતાનો જમાઇ કરવામાં કાંઇ માનહાનિ માનશે કે નહિ તે હજી નક્કી કરવાનું છે."

તેજ દિવસે અમીર–ઉલ–ઉમરા અલપ્તગીનની પાસે ગયો અને તેની પુત્રીપ્રત્યેનો પોતાનો પ્રેમ તેની આગળ દર્શાવ્યો. અમીરઉલ ઉમરાની વાત સાંભળીને અલપ્તગીનને લેશ પણ આશ્ચર્ય થયું નહિ, પરંતુ તે માત્ર એટલુંજ બોલ્યો કે "તમે જાણો છો કે મારે સંતાનમાં માત્ર ઝહીરાજ છે. સોળ વર્ષ થયાં તે મારી નજર આગળ રહે છે અને મને આનંદ આપે છે. આથી એ છોકરીને સુખી કરવી એ માત્ર મારી ઇચ્છાજ નહિ, પરંતુ મારૂં કર્તવ્ય પણ છે. ચાર શાહજાદાઓએ એના હાથની માગણી કરી છે. આ ચારે શાહજાદા મોટા મોટા સામ્રાજ્યના ધણી છે અને તેમની રાજકીય સત્તા અમર્યાદ છે; તોપણ મારી કુંવરીએ તે સર્વની માગણીનો અસ્વીકાર કર્યો છે. મારી દરબારના કેટલાક ઉમરાવોએ પણ તેના હાથની માગણી કરી છે અને તેમને પણ તેવાજ જવાબ મળ્યા છે. આવી ગંભીર બાબતમાં હું માથું મારીશ નહિ અને તેની ઇચ્છાની વિરૂદ્ધ પણ જઇશ નહિ. તેટલા માટે તમે મારી સંમતિ મેળવો તે પૂર્વે તેની સંમતિ મેળવો તો સારૂં."

"મેં મારો પ્યાર તમારી પુત્રીને જણાવ્યો છે અને તેણે તેનો સ્વીકાર કર્યો છે. હવે તમારો શું નિશ્ચય છે તેનીજ તે રાહ જુએ છે. જો તમે અમારાં લગ્નપ્રત્યે સહાનુભૂતિ દર્શાવશો તો મને સુખ મળશે અને ના કહેશો તો આજથી મારા સર્વ સુખનો નાશ થશે."

"જો તમે તેની સંમતિ મેળવી હોય તો હું ખુશીથી મારી સંમતિ જાહેર કરૂં છું અને તમે ઉભય સુખી થાઓ એવી ઇશ્વરને પ્રાર્થના કરૂં છું. તેણે એક લાયક વર શોધી કાઢ્યો છે અને તેથી હું આનંદ પામ્યો છું."

થોડાજ વખતમાં ઘણા મોટા સમારંભથી લગ્ન કરવામાં આવ્યાં. અમીર–ઉલ–ઉમરા પ્રત્યે કેટલાક નિરાશ થયેલા ઉમરાવો ઈર્ષ્યાની દ્રષ્ટિથી જોતા હતા તોપણ સમસ્ત ખોરાસાન પ્રદેશમાં આ ઘટનાથી સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો.

આ લગ્ન થયા પછી થોડા વખતમાં ટ્રાન્સોક્ઝાનિયાના પાદશાહ અબ્દુલ મલિક સમાનીનું મૃત્યુ થયું. આથી ત્યાંના અમીરોએ કોને ગાદીએ બેસાડવો એ વાતનો નિશ્ચય કરવાને માટે અલપ્તગીનની સલાહ લેવાને એક ડેપ્યુટેશન મોકલ્યું. સમાની વંશમાં ઘણા બળવાન પાદશાહો થયા હતા. ખ્વારૂઝમ્, મારવર–ઉલ–નેહૂર્, જોર્ઝન, ખોરાસાન, સીઘુસ્તાન અને ગિઝનીમાં તેમની સત્તા હતી. તેઓનું પાટનગર બોખારા હતું. જ્યારે બોખારાથી ડેપ્યુટેશન ખોરાસાનમાં આવ્યું ત્યારે અલપ્તગીને "શાહજાદા મન્સુર ઘણો નાનો હોવાથી તે ગાદીપર બેસી શકે નહિ" એવો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. અને તેણે હાલમાં તેને બદલે તેના કાકાના હાથમાં રાજ્યસત્તા સોંપવાની ભલામણ કરી.

આ અભિપ્રાય લઇને ડેપ્યુટેશન પાટનગરમાં પહોંચ્યું તે પૂર્વે એક પક્ષના લોકોએ શાહજાદા મન્સુરને ગાદીપર બેસાડી દીધો હતો. આથી જ્યારે તરૂણ રાજાએ અલપ્તગીનપર પોતાના દરબારમાં હાજરી આપવાનો હુકમ મોકલી આપ્યો ત્યારે તેને ભય લાગવાથી તેણે કાંઈ બહાનું કાઢ્યું અને દરબારમાં હાજર થયો નહિ. હિજરી સન ૩૫૧ માં અર્થાત્ ઇસ્વીસન ૯૬૨ માં અલપ્તગીને બળવો કરીને ગિઝનીપર હલ્લો કર્યો. એના જમાઈની બહાદુરીથી ત્યાં એને વિજય મળ્યો અને તેણે ત્યાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી.

મન્સુરે એ ખબર સાંભળી પોતાની દરબારના એક અમીરને ખોરાસાનનો સુબો નિયુક્ત કર્યો અને લશ્કર મોકલી અલપ્તગીનપર હલ્લા કરાવ્યા. આ વખતે પણ અલપ્તગીનના જમાઇની કુશળતાથી

શત્રુઓનો પરાજય થયો. આથી તે સૈનિકોને ઘણો પ્રિય થઇ પડયો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેને ફતેહ મળતી. મન્સુરની સત્તા કમી કરી નાખવામાં આવી અને તેને પોતાના રાજ્યના સંરક્ષણને માટે પણ ભય પેદા થયો.

પંદર વર્ષ પર્યંત અલપ્તગીને સ્વતંત્ર રીતે રાજ્ય કર્યું. તેને વારંવાર હિંદુલોકો સાથે યુદ્ધ કરવાં પડયાં હતાં, જેમાં તેને વિજયજ મળતો ગયો હતો. તે લાંબી ઉમ્મર સુધી જીવ્યો અને હીજરી સન ૩૬૫ માં મરણ પામ્યો. એના મરણથી લોકોમાં ઘણો શોક પ્રવર્તી રહ્યો. એના પાછી એનો પુત્ર અબુઇશાક ગાદીપર બેઠો. તે ગાદીપતિ થયો કે તરતજ પોતાના બનેવી અમીર–ઉલ–ઉમરાની સાથે બોખારા ગયો. તેને મન્સુરે ઘણું માન આપ્યું અને ગિઝનીના સુબા તરીકેની સનંદ આપી.

અબુઇશાક આ બનાવ બન્યા પછી ઘણા થોડા વખતમાં મરણ પામ્યો અને ઝહીરાના પતિને ગિઝનીના અમીર ઉમરાવોએ પોતાના પાદશાહ તરિકે પસંદ કીધો. આ રીતે તેનું સ્વપ્ન સફળ થયું. માત્ર એક સાધારણ ગુલામ એક બળવાન પાદશાહ થયો. આ માણસ અન્ય કોઈ નહિ, પરંતુ સુપ્રસિદ્ધ સબક્તગીન હતો. એનો પુત્ર મહમુદ ગિઝનવી એના કરતાં પણ વિશેષ પ્રખ્યાત થયો. મહમુદ ગિઝનવીને હિંદનો પ્રથમ મુસલમાન વિજેતા ગણી શકાશે.





# २—सोमनाथनी प्रतिमा.

## પ્રથમ પરિચ્છેદ.



સૂર્યોદય થયાને થોડીકજ વાર થઈ હતી, એટલામાં એક સુંદર કાંતિવાન હિંદુ સ્ત્રી, સોમનાથના કિલ્લાથી થોડા અંતરપર દરિયાકિનારે પોતાનું મુખ ધોતી હતી. આ નગર એક દ્વીપકલ્પપર આવ્યું હતું. અર્થાત્ તેની ત્રણ બાજુએ સમુદ્રનું પાણી અને ચોથી બાજુ કાઠિયાવાડની ભૂમિ સાથે સંયુક્ત હતી. તે નગરની ચારે બાજુએ મજબુત કોટ હતો. તે નગરમાં પહોંચવાનો માત્ર એકજ માર્ગ હતો. એમ કહેવાય છે કે જ્યારે મહમુદ પોતાનું પ્રચંડ સૈન્ય લઈને ચઢી આવ્યો ત્યારે હિંદુલોકો આનંદ પામવા લાગ્યા, કારણ કે તેઓ એમ ધારતા હતા કે અમારા મહાદેવ અમારૂં સંરક્ષણ કરશે અને મૂર્તિનું ખંડન કરનારા મુસલમાનોનો વિધ્વંસ કરશે. તેમનું એવું માનવું હતું કે અત્યાર પર્યંત મુસલમાનોએ જે અનેક મૂર્તિઓને ભાગી નાખી હતી તેનું વૈર વાળવાને માટેજ અમારા મહાદેવ મુસલમાનોને આ તરફ ખેંચી લાવ્યા છે.

નગરના સર્વ લોકો પોતાનામાં પ્રાણ હોય ત્યાંસુધી દુશ્મનોની સામે થવાને તૈયાર જણાતા હતા. તે છતાં પણ તેઓ સ્વપ્રયત્ન કરતાં પોતાના મહાદેવ ઉપર વિશેષ શ્રદ્ધા રાખતા હતા. શહેરનો કોટ માત્ર માટીનો હતો. જ્યારે શહેરને ઘેરો ઘાલતી વખત તોપોનો મારો ચલાવવાનો રિવાજ નહોતો તે વખતને માટે તે કિલ્લો સારો હતો, પરંતુ આ વખતે તે તદ્દન નિરૂપયોગી થઇ પડયો હતો. આ શહેરમાં લાખો યાત્રાળુઓ યાત્રાર્થે આવેલા હતા. આ લોકોની પાસે સ્વરક્ષણને માટે સારાં હથિયાર પણ નહોતાં, અને ગીઝનીનું લશ્કર તો કેળવાયેલું હતું, તથા તેની પાસે સુધરેલી ઢબનાં હથિયારો હતાં.

સોમનાથ પાટણના લોકો ધારતા હતા કે અમારા સંખ્યાબંધ માણસો તથા અમારા મહાદેવની આગળ મૂઠીભર મુસલમાનો શું કરનાર છે? અમે તો તેમને ચપટીમાં ચોળી નાખીશું. આથી દુશ્મનોને આવતા જોઇ તેઓ આનંદ પામવા લાગ્યા અને આ જાણે મંગળ-દાયક પ્રસંગ ન હોય તેમ મલકાવા લાગ્યા; પરંતુ તેઓ જાણતા નહોતા કે આ પ્રસંગ તેમનો નાશ કરવાનેજ ઉપસ્થિત થયો હતો.

મુસલમાનો છેક નજીક આવી પહોંચ્યા તોપણ હિંદુઓ હ-મ્મેશની પેઠે પોતાનાં નિત્યકર્મ કર્યા જતા હતા. દુશ્મનોનો લેશ પણ ડર રાખ્યા વિના હિંદુ સ્ત્રીઓ હમ્મેશની માફક દરિયા કિનારે સ્નાન કરવાને જતી હતી.

શહેરની એક બાજુના દરિયા કિનારાપર મનુષ્યોનો ઝાઝો પગરવ નહોતો. આ બાજુએ થોડે દૂર ઘાડું જંગલ આવેલું હતું. આ કિનારાપર સ્ત્રીઓ સ્નાન કરવાને આવતી હતી. આ જગ્યા સ્ત્રી-ઓને માટેજ નિયત કરવામાં આવેલી હોવાથી પુરુષો ત્યાં બિલકુલ જતા નહોતા. ક્વચિત્ કોઈ અજાણ્યો પુરૂષજ ત્યાં જઇ ચઢતો.

આગળ જણાવ્યું છે તે પ્રમાણે સૂર્યોદય વખતે એક સુંદર હિંદુ

સ્ત્રી તે સ્થળે સ્નાન કરતી હતી. તે દરિયામાં છાતી સમા પાણીમાં ઉભી રહી હતી. તેના વાળ હાલતા પાણીમાં રેશમના તાંતણા જેવા દેખાતા હતા. તે ઘડીમાં અવનત, તો ઘડીમાં ઉન્નત મુખ કરતી હતી અને હાથ જોડી સૂર્યનારાયણની સામે ઉભી રહી પ્રાર્થના કરતી હતી. તેની વય માત્ર સોળ વર્ષનીજ હતી. આટલી નાની વયે પણ તે બાળકની માતા થઈ હતી. તેણે પોતાના બાળકને રૂમાલમાં વિંટાળીને કિનારાપર મૂક્યું હતું. આ કુમળું બાળક સૂર્યરશ્મિઓના મૃદુ તાપથી મુદિત થતું હતું. આ બાળક માત્ર એકાદ બે માસનુંજ હતું. તે સ્ત્રીનું આ પ્રથમજ બાળક હોવાથી તેના પ્રત્યે તેની અગાધ પ્રીતિ હતી. તે વારંવાર પોતાના બાળક પ્રતિ દ્રષ્ટિપાત કરતી હતી અને પોતાના પહેલા ખોળાના બાળકને જોઇને સગર્વ આનંદ પામતી હતી.

તે બાળકને, મોટામાં મોટી ભરતી આવે ત્યારે જ્યાંસુધી પાણી જઈ શકે ત્યાંથી પણ દૂર, સૂકી રેતીપર સૂવાડવામાં આવ્યું હતું. કેટલીક સ્ત્રીઓ તેનાથી થોડે છેટે સ્નાન કરતી હતી. તે તરૂણ સ્ત્રીએ પોતાના વાળ બરાબર ગોઠવ્યા અને થોડીવારમાં પાણીની બહાર નીકળી સાડી પહેરી ઘેર જવાને સજ્જ થઈ. તે પોતાના બાળ પાસે જતી હતી એટલામાં જંગલમાંથી એક વરૂ દોડતો દોડતો આવ્યો, પેલા બાળકને પોતાના મુખમાં પકડયું અને પાછો ફરી જંગલ તરફ પલાયન કરવા લાગ્યો. આ દ્રશ્ય જોઇ પેલી તરૂણ સ્ત્રી સ્તબ્ધ થઇ ગઈ. તેના મુખમાંથી શોકનો એક પણ ઉચ્ચાર નીકળ્યો નહિ. તેનું હૃદય શોકાગ્નિથી બળવા લાગ્યું. પરંતુ એક પળમાંજ તે સચેત થઈ ગુસ્સે થયેલી સિંહણની પેઠે પેલા વરૂની પાછળ દોડી અને આર્ત નાદે બૂમ પાડી આખું જંગલ ગજાવી મૂક્યું.

પેલો વરૂ, બાળકના બોજાથી થાકયો. વળી બાળકની આસપાસ જે કપડું વિંટાળ્યું હતું તે ઢીલું થઇ જમીન સાથે ઘસડાતું હતું અને

છોડવા-ડાંખળાં વગેરેની સાથે ભરાતું હતું. આથી જલદી આગળ વધવામાં તેને ઘણી મુશ્કેલી નડી. વરૂ, આગળ અને પેલી તરૂણ સ્ત્રી પાછળ-આ પ્રમાણે તેઓ જંગલ તરફ દોડયાં જતાં હતાં. આ દ્રશ્ય સમુદ્રમાં સ્નાન કરતી અન્ય સ્ત્રીઓ નિહાળતી હતી, પરંતુ તેમાંની કોઇપણ સ્ત્રી, આ આપત્તિમાં ફસાયેલી સ્ત્રીને સહાય કરવાને બહાર નીકળી નહિ.

વરૂ જ્યારે વૃક્ષઘટામાં અદ્રશ્ય થઇ જવાની તૈયારીમાં હતો અને પેલી તરૂણ સ્ત્રી નિરાશ થવાની અણીપર હતી, એટલામાં એક ઘોડેસ્વાર જંગલના એક રસ્તામાંથી નીકળ્યો અને એક તરૂણ, સુંદર સ્ત્રીને આપત્તિમાં આવી પડેલી જોઇને તેને સહાય કરવાને ઉધુક્ત થયો. તેણે પોતાના ઘોડાને એડી મારી અને વરૂનો પીછો પકડયો. વરૂ જંગલમાં પ્રવેશ કરે તે અગાઉ તેણે તેના અંગપર અસિનો પ્રહાર કર્યો. આ પ્રહાર એવો તો સખ્ત હતો કે તેથી તરતજ વરૂના પ્રાણ ગયા. પેલી તરૂણ સ્ત્રી તરતજ પોતાના પ્રિય બાળકને વળગી પડી અને તેને વારંવાર ચુંબન કરવા લાગી.

પોતાની માતાનો સ્પર્શ થતાંજ તે બાળક રોવા લાગ્યું. આથી પેલી તરૂણ સ્ત્રીના માનસિક દુ:ખનો વિનાશ થયો. તેણે પોતાના બાળકની આસપાસ વિંટાળેલો રૂમાલ છોડયો અને કાંઈ ઇજા થઇ છે કે નહિ તેની તપાસ કરવા લાગી. જ્યારે તેણે બાળકને લેશ પણ ઇજા થયેલી ન જોઇ ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ અને તેની આંખમાં આનંદાશ્રુ ચળકવા લાગ્યાં. તેણે તે બાળકને છાતી સરસું ચાંપી પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

વરૂએ તો માત્ર રૂમાલજ મુખમાં લીધો હતો. આથી જ્યારે પેલું બાળક તેની પાસેથી મુક્ત થયું ત્યારે તેના અંગપર એક ઉઝરડો સરખોએ નહોતો. પોતાના બાળકને આવી મહાન આપત્તિમાંથી તદ્દન

સહિસલામત ઉગરેલું જોઈ પેલી તરૂણ સ્ત્રી આનંદોદધિમાં ઉછળવા લાગી. પોતાના બાળકને બચાવનાર પુરૂષ પ્રતિ તેણે આશ્ચર્ય અને કૃતજ્ઞતાભરી દૃષ્ટિ ફેંકી, પરંતુ મુખદ્વારા એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ.

આ સઘળો વખત પેલો અપરિચિત પુરુષ એ તરુણ સ્ત્રીની પાસે ઉભો હતો. તે કેવળ પુતળા રૂપજ બની ગયો હતો. તે મુખથી લેશ પણ ઉચ્ચાર કરતો નહોતો કારણ કે તે આ સ્ત્રીને થયેલા સ્વર્ગ-સુખાનંદ કરતાં પણ અધિક આનંદમાં ત્રુટિ ઉત્પન્ન કરવા ઇચ્છતો નહોતો. વળી તદ્દન મૂક રહેવાનું એક બીજું પણ કારણ હતું. તેનું સૌંદર્ય જોઇ તે મુગ્ધ થયો હતો. વળી આ પ્રસંગે જે વિધવિધ લાગણી-ઓની છાયા આ સ્ત્રીના મુખ ઉપર તરી આવતી હતી તેથી તેના સૌંદર્યમાં ઘણી વૃદ્ધિ થઇ ગઇ હતી. આવું અનુપમ સૌંદર્ય જોઇ કોણ મુગ્ધ ન થાય ? કોણ ચકિત ન થાય ? કોણ આનંદસાગરમાં લ્હેર ન ખાય ? આ સ્ત્રીને હવે જણાયું કે મારૂં બાળક તદ્દન સહી-સલામત છે, એને લેશ પણ ઇજા થઇ નથી, પરંતુ એનો જાન બચા-વનાર કોણ ? અરે તેના સંરક્ષક પ્રતિ કૃતજ્ઞતાની લાગણી પ્રદર્શિત કરવાનું તો તે તદ્દન વિસરીજ ગઈ હતી. હવે તેને શુદ્ધિ આવી ! હવે તેને ભાન આવ્યું ! તેણે પોતાની ભ્રમરસમાન કાળી આંખો પેલા અપરિચિત પુરૂષ પ્રતિ ફેંકી અને તે દ્વારા ' હું તમારો અત્યંત આભાર માનું છું. ' એવો ગુપ્ત સદેશ પાઠવ્યો.

અપરિચિત પુરુષ આ તરુણ સ્ત્રીની વધુ નિકટ આવવા લાગ્યો. તેને પાસે આવતો જોઇ તે સ્ત્રી તેનો કરેલો ઉપકાર પણ વિસરી જઈ એકાએક પાછળ હઠી. તે પરપુરુષ હતો. વળી તે મુસલમાન હતો. અને તેથીજ તેણે પાછાં હઠી પોતાના અંગને એક મુસલમાનના હાથનો સ્પર્શ થતો અટકાવ્યો.

પેલો અપરિચિત પુરુષ બોલ્યો "એક ક્રૂર વરૂના પંજામાંથી આપના બાળકને ઉગારવામાં હું નિમિત્તરૂપ થયો તેટલા માટે મને પરમ આનંદ થાય છે. જો કે આપણે ભિન્ન ધર્માવલંબીઓ છીએ, તોપણ પરસ્પર સહાયતા કરવાની કોઇ પણ ધર્મ મના કરતો નથી. મનુષ્યને સહાય કરવી એ મનુષ્યનો ધર્મજ છે. ઇસ્લામ ધર્મ હિંદુઓને સહાયતા કરવાની ના પાડતો નથી. હું આશા રાખું છું કે આપના ધર્મના લોકો પ્રતિ આપ જેટલા માનની દૃષ્ટિથી જુઓ છો તેટલાજ માનની દૃષ્ટિથી આપ મારા પ્રતિ પણ જોશો હું મુસલમાન છું એટલા માટે આપ મારા પ્રતિ ધૃણાની દૃષ્ટિથી જોશો નહિ."

આ વખતે બાળક ધાવતું હતું. માતા પોતાના બાળક પ્રતિ સગર્વ દૃષ્ટિપાત કરીને બોલી "મહોદય! જ્યારે જ્યારે હું આ બાળક તરફ નજર ફેંકીશ ત્યારે ત્યારે મને આપનો કરેલો ઉપકાર યાદ આવશે. તમે મુસલમાન છો તો શું થયું? તેથી કાંઈ હું તમારો આવડો મોટો ઉપકાર વિસરી જઇશ? આ સંસારમાં જો કોઇ મોટામાં મોટું સુખ હોય તો તે સંતતિનું છે અને મારા બાળકને બચાવીને આપે મને સર્વોચ્ચ સુખ પ્રદાન કર્યું છે. એ વાત હું આ જીવન પર્યંત કદિ પણ ભૂલીશ નહિ. મારા બાળકના પ્રાણનું રક્ષણ કરનાર એક હિંદુ હોત તો મારી કૃતજ્ઞતા વધારે ખુલ્લી રીતે પ્રદર્શિત કરત, પરંતુ આપ મુસલમાન હોવાથી હું તેમ કરી શકીશ નહિ. તોપણ મારા અંતઃકરણમાંથી આપનો ઉપકાર કદિ પણ ભુસાઇ શકશે નહિ."

"પરંતુ મને ભય છે કે તમારા બાળકનું રક્ષણ કરનાર કોણ છે તે તમે જાણશો ત્યારે તમારી કૃતજ્ઞતાની લાગણી તો કોણ જાણે ક્યાં વિલય પામી જશે."

"ના ના તેમ કદિ પણ થશે નહિ. આપણી વચ્ચે ધર્મ અને સમાજનો જે અંતરાય છે તેનું મને ભાન રહેશે, પરંતુ મારા પો-

તાના જીવ કરતાં પણ જે વસ્તુ મને વધારે પ્રિય છે તેના સંરક્ષકનો ઉપકાર હું શી રીતે ભૂલી જઈ શકીશ? ત્યારે વારુ, આપ મને જણાવશો કે આપ કોણ છો?"

"હું મહમુદ ગીઝનવી છું. હું હિંદુઓનો કટ્ટો શત્રુ, તમારા દેવોનો મહાન નિંદક, અને તમારી મૂર્તિઓનો ભંજક છું. હું હમણાં તમારા પેલા દેવળમાં જે પથ્થરનો ટુકડો છે કે જેને તમે મહાદેવ કહો છો અને જેની તમે અતિ આસ્થાપૂર્વક પૂજા કરો છો તેનો નાશ કરવાની તૈયારી કરૂં છું. હું તમારા લોકોને જણાવવા ઇચ્છું છું કે મારા સામર્થ્ય આગળ એ પથ્થરનો મહાદેવ કંઈજ ગણનામાં નથી."

પોતાની સામે ઉભેલા માણસને જ્યારે તે સ્ત્રીએ પોતાના લોકોના મહાનમાં મહાન શત્રુ તરિકે જાણ્યો ત્યારે તેના અંગમાં કંપારી છૂટી. અને તે એકદમ પાછળ હઠી ગઈ તે ક્ષણે તેના અંગમાં અત્યંત ભયનો સંચાર થયો. ક્ષણવાર તે, તે માણસ પ્રતિ ઘૃણાની દ્રષ્ટિથી જોવા લાગી. પરંતુ તરતજ તેને શુદ્ધિ આવી અને તેણે કરેલા મહાન ઉપકારનું તેને સ્મરણ થયું. ઘૃણાનું કૃતજ્ઞતામાં રૂપાંતર થયું. તે પુનઃ પોતાની જાતને તેના મહાન ઉપકાર નીચે દબાયેલી જોવા લાગી. તેણે નિશ્ચય કર્યો કે મહમુદ ગીઝનવી કદી પણ તેનો શત્રુ થઇ શકશેજ નહિ.

મહમુદ બોલ્યો "હું અલ્પ કાળમાં તમારા નગરમાં વિજયધ્વજા ફરકાવતો પ્રવેશ કરીશ. પરંતુ તમે જરા પણ બીતિ રાખશો માં, તમે સુરક્ષિત રહેશો એ વાતની તમે ખાત્રી રાખજો. હું મારા વચનનો કદિપણ ભંગ કરતો નથી. આ વાતની તમને ભવિષ્યમાં પ્રતીતિ થશે."



# દ્વિતીય પરિચ્છેદ.



પેલી તરૂણ હિંદુ સ્ત્રી પોતાના બાળકના સંરક્ષકનો આભાર માની ત્યાંથી નીકળી અને સોમનાથ પાટણમાં પ્રવેશ કરી પોતાને ઘેર ગઇ. આ વખતે તેનો પતિ બિમાર પડી શય્યાવશ થયો હતો. તેણે તેને આ સર્વ હકિકત અથઇતિ કહી સંભળાવી. તે ઉચ્ચ વર્ણનો હિંદુ હોવાથી મુસલમાનો પ્રત્યે અત્યંત ધૃણા ધરાવતો હતો. વળી તેની રોગગ્રસ્ત અવસ્થામાં તે તિરસ્કારમાં અત્યંત વૃદ્ધિ થઇ હતી. એક અન્ય ધર્મીએ પોતાના બાળકનું મોતના પંજામાંથી સંરક્ષણ કર્યું એ કલ્પનાથીજ તેનું મસ્તક ફરી જતું હતું. તે પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યો. તે અત્યંત ગુસ્સે થઈ પોતાના માઠા ગ્રહોને ગાળો ભાંડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "એક મુસલમાનના હાથથી મારા બાળકનો બચાવ થયો તેના કરતાં તે વરૂનો ભક્ષ થયો હોત તો સારૂં થાત! હિંદુઓના મહાન શત્રુનો ઉપકાર ગ્રહણ કરવા કરતાં ગમે તેવું નુકશાન વેઠવું વધારે સારૂં છે."*

આ માણસની વય આશરે ત્રીશ વર્ષની હતી. તેનો ચ્હેરો સુંદર અને સ્વરૂપવાન હતો. તોપણ સ્વપ્રજાના વ્હેમોને તે ચુસ્ત રીતે વ-

---

* એ સમયના હિંદુસમાજના હદ બહારના ધાર્મિક આચારવિચારોની પ્રતીતિ આ વાર્તામાંના આવા વિચારોથી વાંચકોને વિદિત થશે. હવે એવા આચારવિચારો સમાજમાંથી ફેરવાતા જાય છે એ ખુશીની વાત છે. દરેક મનુષ્ય ધર્મભેદ, મતભેદ, ઇ૦ બાબતોમાં એક બીજા પ્રત્યે સહનશીલ અને ઉદાર બને એમાંજ તેનું, સમાજનું, દેશનું અને જગતનું શ્રેષ્ઠ હિત છે.

**મંત્રી.**

લાગી રહેતો હતો. તે પોતાની પ્રિયાને અતીવ પ્રેમથી ચાહતો હતો અને તેની પત્ની પણ પતિવ્રતા સ્ત્રી હતી. તે તેને સર્વ પ્રકારનાં સુખ આપતો હતો, તેના સર્વ લાડકોડ પૂરા પાડતો હતો અને તેને હમેશાં આનંદમાં રાખવાને પ્રયાસ કરતો તે છતાં પણ તે હમણા બિમાર હોવાથી પોતાની સ્ત્રીપર ઘડી ઘડીમાં ગુસ્સે થઇ જતો હતો. તે રોગગ્રસ્ત હોવાથી તેના આગલા વર્તનમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું.

તે ગુસ્સે થઇ બોલ્યો "બાયડીની મૂર્ખતાને લીધે શિવજી પોતાનો રોષ આ ઘરપર ખાલી કરશે. સોમનાથ મહાદેવે પોતાના એક ભક્તના બાળકને મ્લેચ્છના હાથથી સંરક્ષણ પામીને અપવિત્ર થયેલું જોયું છે. જોજે તું હવે જ્યારે તેમની પૂજા કરવા જઈશ ત્યારે તેઓ આ વાતનો તને પ્રત્યક્ષ પરચો બતાવશે." આ શબ્દો સાંભળી તે તરુણ સ્ત્રીની આંખ અશ્રુથી ભરાઇ ગઈ. તેને અત્યંત શોક થયો. ધીમે ધીમે તેના ગાલ પરથી અશ્રુબિંદુઓ સરવા લાગ્યાં. તે એક શબ્દ પણ બોલી નહિ, પરંતુ પોતાના બાળકને વધુ જોરથી છાતી સરસું ચાંપ્યું. તેના પતિએ તેની લાગણી જોઇ તેથી તેનું હૃદય પણ ભરાઈ આવ્યું. તેણે તેને ઓરડો છોડી જવાની આજ્ઞા કરી. કારણ કે તેને વિશ્રાંતિની જરૂર હતી. પરંતુ તેને આવા સમયમાં વિશ્રાંતિ ક્યાંથી મળે ? આ ઘટનાથી તેના રોગમાં બમણો વધારો થયો અને તે અસુખને લીધે તરફડીઆં મારવા લાગ્યો. તેને તાવનું લખલખું ચઢી આવ્યું, અને તે દિવસની રાત્રિએ તેની જીંદગી જોખમમાં આવી પડે એવો સંભવ જણાયો. તેની સ્ત્રી તેને એક પળ પણ છોડીને ગઇ નહિ, કારણ કે પોતાના પતિની સ્થિતિથી તે સંપૂર્ણ રીતે સુપરિચિત હતી. જો તેનો પતિ મરણ પામે તો તેને પણ સતી થયા વિના છૂટકો નહોતો. આ વિચારથી તેના ભયનો પાર રહ્યો નહિ. હજી તો તારુણ્યનો સંપૂર્ણ અનુભવ લીધો નહોતો તે પૂર્વે મરણ પામવાનો

વિચાર આવતાંજ તેનાં ગાત્રો શિથિલ થયાં. અરે રે ! તારૂણ્યરૂપી કમલ હજી બરાબર વિકસિત થયું ન હોય એટલામાં મૃત્યુના મુખમાં સપડાવાનું કોને ગમે ? તેના પોતાના વિષેના વિચારો દૂર કરીએ તોપણ જે પુરુષને તે પ્રાણ કરતાં પણ અધિક ચાહતી હતી તેને હમણાં જે દુઃખ થતું હતું તે જોઇ તેના મનનું ધૈર્ય ખૂટી જાય તેમાં શું આશ્ચર્ય ? જો કે તે પુરુષ બોલતો નહોતો તોપણ તેના મનમાં એક વિચાર ઘર ઘાલી બેઠો હતો અને તે વિચાર એક મુસલમાનના હાથથી રક્ષણ પામીને અપવિત્ર થયેલા પોતાના બાળક વિષેનો હતો. પેલી તરૂણ સ્ત્રીએ જ્યારે તે બાળકને તેના તરફ ધર્યું ત્યારે તેને પંપાળવાને બદલે તે પોતાનું મુખ ફેરવી ગયો. આપરથી સ્પષ્ટ રીતે જણાતું હતું કે તે, તે બાળકનું મુખ જોવા ઇચ્છતો નહોતો.

કલાકોના કલાકો સુધી તે સ્ત્રી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના તથા અસંતોષનું જરા પણ ચિન્હ બતાવ્યા વિના પોતાના પતિની શય્યા આગળ ધૈર્ય ધારણ કરી બેસી રહી. તે પોતાના પતિની ઉત્તમ પ્રકારે શુશ્રૂષા કરતી હતી 'પાણી માગે તો દૂધ લાવીને હાજર કરતી હતી ' અને તેને જરા પણ અસંતોષનું કારણ આપતી નહોતી, તે છતાં પણ તેને સુખી કરવાના તેના સઘળા પ્રયત્નો વ્યર્થ જતા જણાયા. તેની નાડી જોરથી ધબકતી હતી, તેના કપાળપર અતિ ગરમી જણાતી હતી, તેના હાથ શિથિલ થઇ ગયા હતા અને તેની જીવ્હા સૂકી પડી ગઇ હતી. અને તેનું જીવન જોખમમાં હતું એમ સ્પષ્ટ જણાતું હતું.

એક વૈદ્ય તેની દવા કરતો હતો. પરંતુ તેનાપર તેની જરાપણ અસર થતી નહોતી. તેનાં ચૂર્ણ, તેની ગોળીઓ અને તેના ભસ્મો તેના રોગને ભસ્મ કરવાને બદલે તેના શરીરને બાળીને ભસ્મ કરતી હતી. વૈદ્યે જ્યારે જોયું કે હવે દવાથી કાંઇ પણ ફાયદો થવાનો

નથી ત્યારે તેણે તે સ્ત્રીને સલાહ આપી કે "સર્વ લૌકિક ઇલાજો મેં અજમાવી જોયા છે. પરંતુ તે સર્વ નિષ્ફળ નીવડયા છે. આપણુ માણસનું તે શું ગજું ? જ્યાંસુધી દેવની સહાય લેવામાં નહિ આવે ત્યાંસુધી તમારો પતિ સાજો થશે નહિ. માટે સોમનાથ મહાદેવના દેવળમાં જાઓ અને ખરા અંતઃકરણથી તેની પ્રાર્થના કરો, અવશ્ય તે તમારા પતિનું રક્ષણ કરશે."

આ વચનો સાંભળી પેલી સ્ત્રીને આશાને બદલે નિરાશા ઉત્પન્ન થઇ. હવે તેને ખાત્રી થઇ કે મારો પતિ બચી શકવાનો નથી, અને જો બચે તો ઇશ્વરથીજ બચે, મનુષ્યપ્રયત્નથી તે કદિ પણ બચનાર નથી. તેણે પોતાના પતિના તથા પોતાના પ્રાણના રક્ષણાર્થે મહાદેવના દેવાલયમાં જઇ પ્રાર્થના કરવાનો નિશ્ચય કર્યો. આ વખતે એક અતિ વૃદ્ધ બ્રાહ્મણે તે ઓરડામાં પ્રવેશ કર્યો. આ વૃદ્ધ બ્રાહ્મણનો ચહેરો ગંભીર હતો. તેની આંખ ઉંડી પેસી ગઈ હતી. તેનું શરીર કૃશ થઈ ગયું હતું અને તેના પગ એટલા બધા પાતળા થઈ ગયા હતા કે તેનાથી શરીરનો ભાર ઝીલી ન શકાવાથી તે વારંવાર મરડાઇ જતા હતા. તે રોગગ્રસ્ત મનુષ્યની શય્યાની નિકટ આવ્યો અને તેણે એક પળ સુધી તેની તરફ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોયું. ત્યાર પછી તે પગ-પર પગ ચઢાવીને નીચે બેઠો અને થોડીવાર સુધી વિચાર કરી બોલ્યો "હવે તારો પ્રાણ બીજા ખોળીઆમાં જશે. માટે તારે હવે કાંઈ ઇચ્છા છે ?"

પેલા રોગિષ્ટ મનુષ્યે મંદ સ્વરે કહ્યું "મેં પવિત્ર જીંદગી ગાળી છે તેથી મને ઉચ્ચ અવતાર પ્રાપ્ત થશે. જ્યારે આ મલિન શરીરનો નાશ થશે ત્યારે ઉત્તમ કુળમાં મારો જન્મ થશે. તો હવે મારે બીજી શી ઇચ્છા હોય ?"

"ત્યારે તું આ સંસારથી કંટાળી ગયો છે? અને ખોળીઉં બદલવાને રાજી છે?"

"ના ના, તેમ નથી. મને જીવવાની ઘણી ખુશી છે, કારણ કે મારૂં ભવિષ્ય અનિશ્ચિત છે. મૃત્યુ ઘણી ભયંકર વસ્તુ છે અને જો બની શકે તેમ હોય તો વૃદ્ધ થઇને મરવાને હું ઘણો ખુશી છું."

"શું તું એમ ધારે છે કે, વૃદ્ધ માણસો મોતની ઇચ્છા રાખે છે?"

"જો તેમણે શુદ્ધ અને પવિત્ર જીવન ગાળ્યું હોય તો સંસારનાં સઘળાં સુખો ભોગવી લીધા પછી તેમને મરણ પામતાં શી ભીતિ છે? વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા પછી તેમને જીવવાની જરૂર પણ શું છે? અને તેઓ મરવા ન ઇચ્છતા હોય તો તેનું કારણ શું?"

"કારણ એ છે કે તારી પેઠેજ તેઓનું ભવિષ્ય પણ અનિશ્ચિત હોય છે. જીવન હોય ત્યાંસુધી તો સુખ અવશ્ય ભોગવવાનું હોય છેજ. પરંતુ મૃત્યુ પામ્યા પછી સુખ મળશે એની ખાત્રી શું? ભવિષ્યમાં સુખ મેળવવાની જે આકાંક્ષા રાખે છે તે તરંગી મનુષ્યો પણ કાં ન હોય?"

"પરંતુ પવિત્ર વેદમાં શું કહ્યું છે? વેદ તો એ વિષે આપણને ખાત્રી આપે છે. ગીતા પણ તેમજ કહે છે."

"ખરેખર! વેદની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય તેમ નથી. ગીતાનું પ્રમાણ અમાન્ય કરી શકાય નહિ. શ્રીકૃષ્ણ પ્રભુનાં વચનો-પર અવિશ્વાસ લાવી શકાય એમ નથી. પરંતુ મને તારા સંરક્ષણનો એક માર્ગ સૂઝે છે. આપણા મહાદેવ જીવતા જાગતા દેવ છે. તેમને કરેલી પ્રાર્થના કદિ પણ નિષ્ફળ જનાર નથી. તેઓ તરતજ પરચો બતાવશે. તારી સ્ત્રીને મહાદેવના મંદિરમાં મોકલ અને તેને મહાદેવજીની પ્રાર્થના કરવાની આજ્ઞા કર. આમ કરશે તો તરતજ તને પુનઃ આરોગ્ય પ્રાપ્ત થશે."

આ શબ્દો બોલી પેલો વૃદ્ધ બ્રાહ્મણ પુનઃ શાંત થયો. થોડી મિનિટ સુધી તેનું આ કાર્ય ચાલુ રહ્યું. આ અરસામાં ઓરડામાં સંપૂર્ણ શાંતિ પ્રસરી રહી. લેશ પણ અવાજ સંભળાતો નહોતો. તેમ જરા પણ ઘોંઘાટ થતો નહોતો. ત્યાર પછી તેણે પોતાના મુખમાં અફીણની એક નાની ગાંગડી નાખી અને તે ઉભો થયો. પેલા રોગી મનુષ્યની સ્ત્રીને તે એક ખુણામાં લઇ ગયો અને તેને ધીમા સ્વરે કહેવા લાગ્યો "તારો પતિ મૃત્યુના મુખમાં છે. દેવ શિવાય અન્ય કોઇથી એનું રક્ષણ થઈ શકે એમ નથી. જો એ મરણ પામશે તો તારે પણ એની સાથે સ્વર્ગમાં જવું પડશે."

"હું એમની સાથે દેહત્યાગ કરવાને ખુશી છું-તૈયાર છું. આપણા ધર્મમાં સ્ત્રીને પોતાના પતિની પાછળ સતી થવાની જે આજ્ઞા કરી છે તેનું ઉલ્લંઘન કરી હું કદિ પણ મારા કુલને લાંછન લગાડવાની નથી. એ વિષે તમે નિશ્ચિંત રહેશો. એતો અમારો સ્ત્રીનો ધર્મ છે, અને એ ધર્મ હું કદી પણ ચૂકીશ નહિ."

"પરંતુ આવી ભયંકર રીતે મોતના પંજામાં સપડાવાની તને બ્હીક નથી લાગતી? શું તને તારૂં રક્ષણ કરવાની ઇચ્છા નથી થતી?"

"ના, હું કદિ પણ ધર્માજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ. એક પવિત્ર કાર્ય કર્યા વિના હું કદિ પણ રહી શકીશ નહિ. એ કાર્ય જેટલું ભયંકર અને ત્રાસદાયક છે તેટલુંજ પવિત્ર અને ઉચ્ચ છે."

"તું ગાંડી છું, તને સમજ નથી. જો તારી ઇચ્છા હોય તો હું તારૂં સંરક્ષણ કરી શકીશ."

"મારૂં સંરક્ષણ? મારે એવા સંરક્ષણની ઇચ્છા પણ શામાટે રાખવી જોઇએ? શું તમે એમ ધારોછો કે મૃત્યુથી મને દુઃખ થશે? સંસારની જંજાળમાંથી હું મુક્ત થઇશ એમ શું તમે ધારતા નથી? સંસારમાં સ્ત્રીને દુઃખ, ગુલામી અને આપદા શિવાય અન્ય શી

વસ્તુની પ્રાપ્તિ થાય છે? હું તો આવા જીવન કરતાં મૃત્યુને વધારે પસંદ કરૂં છું."

"તું એક અશક્ત અબળાની પેઠે બોલે છે. તને તારૂં પોતાનું જીવન સુધારી સુખ મેળવવાની જરા પણ ઇચ્છા નથી. જો તું તારા સ્વામીની પાછળ સતી થઇશ તો ભવિષ્યમાં તારે એની અને એનીજ પાછળ ધસડાવું પડશે. એને જેટલી યાતનાઓ ભોગવવી પડશે તેટલી યાતના તારે પણ ભોગવવી પડશે. તારા જેવી સુંદર સ્ત્રી આટલી વયમાં આ જગત્માંથી અદ્રશ્ય થાય એ ઘટના મારાથી કેમ જોઇ શકાશે?"

પેલા બુઢ્ઢા માણસના શરીરમાં અફીણ પોતાની અસર ફેલાવી રહ્યું હતું. અફીણની અસરથી તે વૃદ્ધ હતો તો પણ યુવાન માણસના જેટલી શક્તિ તેને પોતાના અંગમાં લાગતી હતી. તેનું શોણિત જોરથી વહેતું હતું અને તેનાં પ્રત્યેક ગાત્રમાં પ્રવૃત્તિ જણાતી હતી. ખરેખર! આ બધો ચમત્કાર અફીણનોજ હતો. ડોસાના આવા ચેન-ચાળા જોઇ પેલી તરૂણ સ્ત્રી આશ્ચર્યચકિત થઇ ભય પામી. પરંતુ વૃદ્ધ બ્રાહ્મણનું અપમાન શી રીતે થઇ શકે? પેલા ડોસાએ આગળ વધીને પોતાનો હસ્ત પેલી તરૂણ સ્ત્રીની સ્કંધ ઉપર મૂક્યો અને તે બોલ્યો "છોકરી! આજ રાત્રે તું મંદિરમાં આવજે. પૂજાની સર્વ સામગ્રી સાથે લેતી આવજે. તું એકલીજ આવજે, અન્ય કોઇ પણ માણસને તારી સાથે લઇ આવીશ નહિ. સતી થવાની વાત તો ભૂલીજ જજે. તારૂં મરણ નીપજશે નહિ એ વાતની તું ખાત્રી રાખજે. જોકે સર્વ લોકો તને સતી થયેલી જોશે, પણ તું તો સહીસલામત બચી જશે. મારાપર શ્રદ્ધા રાખ. આ હાથ જો કે હમણાં અશક્ત જણાય છે તો પણ થોડા વખતમાં તું જોશે કે આજ હાથવતી હું તારૂં રક્ષણ કરૂં છું. હું તને બળતી ચ્હેમાંથી ઉગારી લેવાને સમર્થ છું."

પેલી દુઃખી સ્ત્રી બોલી "મહારાજ! બસ કરો! હવે મારે તમારી શિખામણની જરૂર નથી. જે પોતાનું કર્તવ્ય શું છે તે જાણે છે તેને અન્યની શિખામણની આવશ્યકતા નથી. હું મહાદેવની પ્રાર્થના કરી તેમનાપરજ સંપૂર્ણ શ્રદ્ધા રાખી ધૈર્ય ધરી બેસી રહીશ. તેઓ મારી સર્વ મનઃકામના પરિતૃપ્ત કરશે."

પેલા ડોસાના અંગમાં હવે અગ્નીએ સંપૂર્ણ સત્તા જમાવી હતી. તેની આંખો લાલચોળ બની ગઇ હતી. "આપણે આજ રાત્રીએ મળીશું." એટલા શબ્દો બોલી તે ચાલ્યો ગયો.

પેલી પતિપરાયણ દુઃખી સ્ત્રી ધીમે પગલે પોતાના પતિની શય્યા આગળ ગઇ અને ચિંતાતુર થઇ તેને નિહાળવા લાગી, પરંતુ રખેને તેની વિશ્રાંતિમાં પ્રત્યવાય નડશે એવી બીતિથી એક શબ્દ પણ બોલી નહિ. પેલા વૃદ્ધ બ્રાહ્મણની સાથે વાર્તાલાપ કરવાથી તેને જે શ્રમ પહોંચ્યો હતો તેથી થાકીને તે ઘોર નિદ્રામાં પડયો હતો.

## તૃતીય પરિચ્છેદ.




ણે આ દુનિયાનાં દુઃખો વધુ વખત જોવાને રાજી ન હોય તેમ સૂર્ય જતો રહ્યો અને અન્ય ભાગમાં પોતાનો પ્રકાશ ફેંકવા લાગ્યો. સોમનાથપાટણપર સંધ્યાકાળે પોતાનો અંધારપિછોડો પાથર્યો, પરંતુ ઉંચા આકાશમાંથી તારાઓ ડોકીઆં કરીને રાત્રીના અંધકારને નસાડી મૂકવાનો મહાન પ્રયાસ કરતા હતા. ઘણી રાત્રી વહી ગયા પછી પેલી તરૂણ અને ઉદાસ સ્ત્રીએ પોતાના સ્વામીની શય્યા છોડી અને તે વખતે આખા હિંદુસ્તાનમાં અતીવ પ્રખ્યાતિ પામેલા

સોમનાથ મહાદેવના મંદિર તરફ ચાલવા લાગી. આ મંદિર નગરના એક ઉચ્ચ ભાગપર આવેલું હતું. તે અતિ વિશાળ હતું. તેની ભવ્યતાનું વર્ણન મહા કવિઓ પણ કરી શકે એમ નથી. તેની સુંદરતા સાક્ષાત્ સરસ્વતીથી પણ વર્ણવી શકાય તેમ નથી. તેમાં અદ્ભુત કારીગરી દૃષ્ટિગોચર થતી હતી. તે શિલ્પકળાનો એક ઉત્તમ નમૂનો હતો. ગ્રીસની શિલ્પકળા તેની આગળ ઝાંખી પડતી હતી. વિશાળ ઘુમટની નીચે દેવળના મધ્યભાગમાં સોમનાથ મહાદેવની પ્રચંડ મૂર્તિ હતી. પ્રતિમાના મસ્તક પર અમૂલ્ય રત્નો ઝળકતાં હતાં અને મંદિરના પ્રત્યેક સ્તંભની સાથે રત્નો જડી દેવામાં આવ્યાં હતાં. મહાદેવની આંખો બે માણેકોની બનાવવામાં આવી હતી તેથી તેમાંથી પ્રકાશનાં કિરણો ફેંકાતાં હતાં. આ પ્રકાશ જોઇને દર્શન કરવા આવતા લોકો મહાદેવના માહાત્મ્યનાં પુષ્કળ વખાણ કરતા હતા અને તેની ભક્તિમાં તલ્લીન થઈ જતા હતા.

આખા મંદિરમાં માત્ર એક દીપક હતો. આ દીપકની જ્યોતિ મંદિરમાં જડેલાં વિવિધ રત્નોના પ્રકાશની સાથે ભળીને પ્રેક્ષકોને સ્વર્ગનો આનંદ આપતી હતી. આ ઝળહળ પ્રકાશને જોઇને મનુષ્યને પળવાર એમજ લાગતું હતું કે આ સ્થળ પૃથ્વીપર આવેલું નથી, પરંતુ એ પ્રત્યક્ષ વૈકુંઠજ છે.

મહાદેવને નિત્ય અમૂલ્ય ભેટો ધરવામાં આવતી હતી. તોપણ તેનો દ્રવ્ય ભંડાર ગુપ્ત રાખવામાં આવ્યો હતો. લોભી અને ધૂર્ત બ્રાહ્મણો કહેતા હતા કે મહાદેવનો ભંડાર કેવડો છે તે તો મહાદેવ પોતેજ જાણે છે. મનુષ્ય પ્રાણી તે શી રીતે જાણી શકે ? પરંતુ લોકોને છેતરવાની આ કળા હતી. ખરી વાત એ હતી કે પૂજારી બ્રાહ્મણો ભંડારની પાઇએ પાઇનો હિસાબ જાણતા હતા અને વાસ્તવમાં સર્વ ભંડાર તેમનો પોતાનોજ હતો. મંદિરની બે બાજુએ

કેટલાક ઓરડા હતા, તેમાં માત્ર પૂજારી બ્રાહ્મણોજ રહેતા હતા, અને તેમના શિવાય અન્ય કોઇને પણ તેમાં પ્રવેશવા દેવામાં આવતા નહોતા. લોકોમાં એવી કિંવદંતી પ્રચલિત થઈ ગઇ હતી કે આ ગુપ્ત સ્થળે અનેક ગુપ્ત કાર્યો બનતાં હતાં.

પેલા રોગગ્રસ્ત પુરુષની હમણાં જે વૃદ્ધ બ્રાહ્મણે મુલાકાત લીધી હતી તે ઉપર વર્ણવેલા એક ઓરડામાં રહેતો હતો. તે મહાદેવનો પૂજારી હતો. તે જે ગુપ્ત સ્થળે રહેતો હતો ત્યાં ધર્મને નામે અનેક કાળાં કૃત્યો રાત્રિને સમયે બનતાં હતાં. આવાં કૃત્યો લોકોની દ્રષ્ટિ સમીપ આવતાં નહોતાં તે તેમાં વિશેષતા હતી.

પેલી તરૂણ અને સુંદર સ્ત્રી રાત્રિના ઘોર તિમિરમાં, દ્રઢ પરંતુ ધબકતા અંતઃકરણ સાથે પેલા ભવ્ય અને વિશાળ પરંતુ સ્હેજ ભયંકર જણાતા દેવળમાં દાખલ થઇ. દેવળના નીચલા ભાગમાં ઝાંખો પ્રકાશ વ્યાપી રહ્યો હતો. મહાદેવની પ્રતિમા ઉચ્ચ સ્થળપર સ્થિત હતી તેથી તેપર અને ઘુમટમાં પૂર્ણ પ્રકાશ ફેલાઇ રહ્યા હતો. જ્યારે તે આગળ વધી સોમનાથ મહાદેવની પ્રતિમાની નિકટ આવવા લાગી ત્યારે આસપાસ આવેલી નાની મોટી મૂર્તિઓ જાણે તેના પ્રતિ ગુસ્સા ભરેલી દ્રષ્ટિ ફેંકતી હોય તેમ તેને લાગ્યું. તેનું અંતઃકરણ શોક અને ભયથી પરિપૂર્ણ બની ગયું. આટલી મોડી રાતે તે શા કારણથી અહિંઆં આવી છે એ વાતનું સ્મરણ થતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. પોતાના સ્વામીના અને પોતાના મૃત્યુનો વિચાર આવતાં તેનું શરીર કંપી ઉઠયું. તેના શરીરમાંથી જાણે સર્વ ચૈતન્ય ઉડી ગયું હોય તેમ તે ફીક્કી પડી ગઈ. જ્યારે તેણે મંદિરના મધ્ય ભાગમાં જઇને આસપાસ નજર ફેંકી ત્યારે ત્યાં તેને પોતાના શિવાય એક પણ માણસ જણાયું નહિ. ઘુમટના મધ્ય ભાગમાં લટકતો દીપક આસપાસ ઉત્તમ પ્રકાશ ફેંકતો હતો અને તે પ્રકાશ રત્નોના તેજની સાથે ભળીને

અવર્ણનીય તેજની ઉત્પત્તિ કરતો હતો. પેલી તરૂણ સ્ત્રીએ મહાદેવની પ્રતિમાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને હાથ જોડી પોતાના સ્વામીનું સંરક્ષણ કરવાને માટે ગદગદિત કંઠે તેની પ્રાર્થના કરવા લાગી.

તે સમયે તે પ્રદેશના હિંદુ લોકોમાં એવી માન્યતા પ્રચલિત હતી કે, મનુષ્યો મૃત્યુ પામ્યા પછી તેમના આત્માને સોમનાથ મહાદેવની સમક્ષ ખડા કરવામાં આવે છે અને તેઓ તેમને તેમનાં કર્માનુસાર ભિન્નભિન્ન યોનિમાં અવતાર આપે છે.

પ્રાર્થના કરી રહ્યા પછી પેલી બાઈ પ્રતિમાની છેક નિકટ ગઇ અને તેના ચરણ આગળ સુવર્ણની કેટલીક મુદ્રાઓ મૂકી; કારણ કે તેનો સ્વામી શ્રીમંત હતો અને મહાદેવજીને દ્રવ્યની ભેટ વિના કદિ પણ કોઇની પ્રાર્થના સાંભળવાની ટેવ પૂજારીઓએ પડવા દીધી નહોતી. તેથી સુવર્ણ મુદ્રા મહાદેવજીના ચરણકમળમાં અર્પણ કર્યા પછી તે ઉચ્ચ સ્વરે બોલી "હે ભોળા દેવ! હે શિવજી! હે મહાદેવ! આપ મારા સ્વામીનો રોગ દૂર કરો અને તેમને સંપૂર્ણ આરોગ્ય અર્પણ કરો. અને જો તેમના દિવસો ભરાઈ ચૂકયા હોય તો તેમને ઉચ્ચ કુળમાં જન્મ આપજો." આ વચનો તેના મુખમાંથી નીકળી રહ્યાં કે તરતજ પ્રતિમામાંથી એક અદ્દભુત અલૌકિક સ્વર નીકળતો સંભળાયો. અને થોડીવારમાં તેને ઘેર આવેલો વૃદ્ધ બ્રાહ્મણ તેની સમક્ષ પ્રત્યક્ષ થયો. તે પોતે પવિત્ર હતી તેથી તે તેના તરફ નિર્દોષ દ્રષ્ટિથી જોવા લાગી. વૃદ્ધ બ્રાહ્મણને પોતાની સમક્ષ આવેલો જોઈ તેને લેશ પણ ભીતિ લાગી નહિ. તે તો તે બ્રાહ્મણને સર્વજ્ઞ અને સર્વવ્યાપક દેવ તરિકે ગણવા લાગી. તે પોતે પરમ શુદ્ધ અને પરમ પવિત્ર હોવાથી દેવમંદિરમાં અતિ નીચ અને અતિ કાળાં કૃત્યો બને છે એવો તેને સંશય પણ થયો નહોતો.

"તારી પ્રાર્થના સાંભળવામાં આવી છે અને તેનાપર પૂરતું

લક્ષ પણ આપવામાં આવ્યું છે. મહાદેવ તારાપર પ્રસન્ન થયા છે. માટે તું બરાબર મધ્યરાત્રિને સમયે તેનો મેળાપ કરજે."

"તમે મારી મશ્કરી કરો છો. શું મહાદેવ મર્ત્ય લોકનાં માનવીનું શરીર ધારણ કરી પોતાનાં ભક્તોને દર્શનનો લાભ આપે છે?"

"હા, જ્યારે તે કોઇ ભક્તપર પ્રસન્ન થાય છે અને તેને દર્શન આપવાનો નિશ્ચય કરે છે ત્યારે તે ખાસ કરીને બ્રાહ્મણનું રૂપ લઇને પોતાના ભક્તને દર્શનનો લાભ આપે છે. આજ રાત્રીએ તું પણ તેને બ્રાહ્મણના વેશમાંજ જોશે. તેમણે તારી પ્રાર્થના પ્રમાણે તારી મનઃકામના પરિપૂર્ણ કરવાનો ઇરાદો રાખ્યો છે."

આ ખબર મળતાં તે આશ્ચર્યચકિત થઇ ગઇ. બ્રાહ્મણવર્ગ પ્રતિ તે જે સદ્‌ભાવના ધરાવતી હતી, પોતાની આસપાસ તે જે સ્વર્ગીય દ્રશ્ય જોતી હતી, હાલમાં તે જે કઠિન સંયોગો વચ્ચે ઘેરાયલી હતી, પોતાના સ્વામીને નિરોગી થયેલો જોવાને તે જે આતુરતા ધરાવતી હતી, તથા પેલા બ્રાહ્મણના કહેવાથી તેની પ્રાર્થનાનો સ્વીકાર થઇ તેની મનઃકામના પરિપૂર્ણ થશે એવી જે આશા તેને ઉદ્‌ભવી હતી, એ સર્વ સંયોગોથી તેનું ચિત્ત ભ્રમિત થઇ ગયું અને તેથી તે એકદમ મધ્યરાત્રિને સમયે મહાદેવનો મેળાપ કરવાને કબુલ થઇ.

બાળકના જેવી ભોળી સ્ત્રીને કલ્પના સરખી ન આવી કે આવી રીતે મહાદેવને મળવા જવાથી સંકટનું વાદળ પોતાના મસ્તકપર તુટી પડશે. મહાદેવ રાત્રીને સમયે શા માટે મળવા માગતા હશે એટલો પણ તેણે વિચાર ન કર્યો. મહાદેવનું સામીપ્ય થવું એ કાંઇ જેવી તેવી વાત છે? તેથી તો તેનાં ઉભય કુળ તરી જવાનાં હતાં. આથી તેને ખાત્રી હતી કે તેનો સ્વામી પણ મહાદેવજીને રાત્રિને સમયે મળવામાં લેશ પણ વાંધો લેશે નહિ.

પેલો ધૂર્ત બ્રાહ્મણ સારી પેઠે જાણતો હતો કે આ બાઈ ઘણી સુગમતાથી તેનો ભોગ થઈ પડશે. પરંતુ તેને ફસાવવાને માટે કાંઇક પ્રપંચની જરૂર હતીજ અને તેથી તે ભોળી સ્ત્રીને ધર્મના પવિત્ર નામની હેઠળ પોતાના કબજામાં લેવાને તેણે આ યુક્તિ શોધી કાઢી હતી. વળી તે સ્ત્રીના મનપર પડેલી છાપ કાયમ રાખવાને માટે તેણે કેટલીક સ્ત્રીઓ અને કેટલાક બ્રાહ્મણોને બોલાવ્યા અને મહાદેવની સમક્ષ તેમની પાસે નૃત્ય કરાવ્યું. આ સર્વ માણસો મહાદેવજીની સ્તુતિનાં ભજનો તથા અશ્લીલ ગાયનો ગાતાં હતાં અને નાચતાં હતાં. પુરૂષો સ્ત્રીઓના હાથમાં હાથ મેળવીને સ્વચ્છંદતાપૂર્વક નાચવામાં જરા પણ લજ્જા માનતા નહોતા.

આ દેખાવ પેલી તરૂણ અને સુંદર સ્ત્રીએ જોયો, પરંતુ એ કાર્ય ધર્મના નિમિત્તે થતું હતું તેથી તેને જરા પણ સંશય કે લજ્જા ઉત્પન્ન થઈ નહિ. તે તો એમજ માનતી હતી કે આવા નૃત્યથી મહાદેવજી પ્રસન્ન થાય છે. અને જો આવા નૃત્યથી મહાદેવજી પ્રસન્ન ન થતા હોય તો તેઓ પોતાના પવિત્ર મંદિરમાં ખુદ પોતાની સમક્ષ આવાં નૃત્યો એક ક્ષણભર પણ થવા દે ખરા કે? ખરેખર! મહાબુદ્ધિવાન મનુષ્ય પણ ઘડીભર ભ્રમિત થઇ જાય તો પછી, એક તરૂણ, અપક્વ વિચારની ભોળી અને અજ્ઞાન સ્ત્રીનું શું ગજું? આ અશ્લીલ પ્રકાર બન્યા પછી એકાએક દીપક બુઝાવી નાંખવામાં આવ્યો અને તે વિશાળ દેવળમાં સર્વત્ર ઘોર અંધકાર વ્યાપી રહ્યો. આ બનાવ બનતાંની સાથે પેલી સ્ત્રી વ્યાકુળ અને ભયભીત બની. તેણે ઘણાં માણસોનો હાસ્યનાદ સાંભળ્યો. ખુદ પોતાના દેવની સમક્ષ અતિ અશ્લીલ કાર્ય કરનાર અપવિત્ર માણસોને અંધારામાં હસતાં જોઈ પેલી સ્ત્રીના આશ્ચર્ય અને ભયનો પાર રહ્યો નહિ. તે એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના સ્તબ્ધ બની ઉભી રહી. થોડીવારમાં તેનો ભય થોડો

ઓછો થયો અને તેણે હિમ્મત ધારણ કરી. તે જે દરવાજેથી દેવળમાં પેઠી હતી તે તરફ પાછી વળીને જવાની તૈયારી કરતી હતી એટલામાં એક મૃદુ પણ અરૂચિકર ધ્વનિ તેના કર્ણપટની સાથે અથડાયો.

"ચાલ, મહાદેવજીને મળવાને ત્વરાથી ચાલ. તે તને મળવાને માટે આતુર થઇ રહ્યા છે. મધ્યરાત્રિ વ્યતીત થઇ ગઈ છે અને મહાદેવજી તારી રાહ જુએ છે."

આ શબ્દો સાંભળી તરૂણ સ્ત્રીનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેની રક્તવાહિનીઓમાં શોણિત જોરથી વહેવા લાગ્યું. તેના શરીરમાં કંપ છૂટયો અને પ્રસ્વેદબિંદુઓ તેના કપાળપર તરી આવ્યાં. હવે એકદમ તેના મનમાં સંશયનો સંચાર થયો. જો કે ઉક્ત સ્વર અપરિચિત જેવો લાગતો હતો, તો પણ તે સ્ત્રી તેને એકદમ ઓળખી ગઇ. તેને તરત જણાયું કે તે સ્વર બીજા કોઇનો નહિ, પરંતુ પેલા વૃદ્ધ બ્રાહ્મણનોજ છે. જાણે સ્વયં મહાદેવજીએજ તેના અંતઃકરણમાં પ્રકાશ ન કર્યો હોય તેમ તે એક પળમાં ખરો પ્રકાર જાણી ગઇ. તેના મનની ખાત્રી થઇ ગઇ કે આ સર્વ પ્રપંચ પેલા વૃદ્ધ બ્રાહ્મણનોજ છે અને તેણે પોતાની વિષયવાસનાની તૃપ્તિને અર્થે મને ભોળી સ્ત્રીને ફસાવી છે. એક પળમાં તેનો સર્વ ભ્રમ નાશ પામ્યો અને સત્ય, સૂર્યની પેઠે દૃષ્ટિગોચર થવા લાગ્યું. તેણે જાણ્યું કે હું એક ધૂર્ત પુરૂષના પંજામાં સપડાઈ છું. તે નિઃશબ્દ રહી; તેણે પોતાનો શ્વાસોચ્છ્વાસ રૂંધ્યો; તે આશ્રય સ્થાનને માટે તપાસ કરવા લાગી તો તેનો હાથ મહાદેવની પ્રતિમાના ચરણ સાથે અથડાયો.

"આવ" પુનઃ ધ્વનિ સંભળાયો "આવ, આટલો બધો વિલંબ શામાટે કરે છે? મહાદેવજી અધીરા બની ગયા છે, વળી મહાદેવજી કોઇનો ઇનિકાર સહન કરી શકતા નથી. તેઓ જેનાપર પ્રસન્ન

થાય છે અને જેને પોતાના સાન્નિધ્યનું માન આપે છે તેના તરફથી તેઓ આજ્ઞાપાલનની આશા રાખે છે. માટે હવે વધુ વખત રાહ ન જોવરાવતાં મહાદેવજીને મળ."

"લુચ્ચા, ઢોંગી, ધૂર્ત!" તે સ્ત્રી ગુસ્સાથી બોલી "તેં તારી વિષયવાસના તૃપ્ત કરવાને માટે મને અહીંઆં બોલાવી છે કેમ? તેં મને ફસાવી છે. સોમનાથ મહાદેવ તો સુંદરમાં સુંદર સ્વરૂપ ધારણ કરવાને સમર્થ છે. તેને એક વૃદ્ધ અને કુરૂપ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરવાની શી આવશ્યકતા છે? હું અત્યાર સુધી ભ્રમમાં અથડાતી હતી. હવે મારો ભ્રમ દૂર થયો છે. હું તારા હાથે ફસાઇ છું. તું મારાથી દૂર થા. જે પોતાની વિષયવાસના તૃપ્ત કરવાને માટે ધાર્મિક પુરૂષનો વેષ ધારણ કરે છે અને ધર્મને બદનામ કરે છે તે મને કદી પણ ભ્રષ્ટ કરી શકશે નહિ. તે મને કદિ પણ મારા સતીત્વ ધર્મથી ચ્યુત કરી શકશે નહિ. હવે મારા હૃદયમાં ખરો પ્રકાશ પડયો છે. ખરેખર! મહાદેવજીએ મારી પ્રાર્થના સાંભળી છે અને એક રાક્ષસના પંજામાંથી મારૂં રક્ષણ કર્યું છે. તું પૂજારી થવાને લાયક નથી. તું અસુર છે. તું મરશે ત્યારે રૌરવ નરકમાં તારો વાસ થશે."

પોતાનો પ્રપંચ પકડાઇ ગયેલો જોઇ પેલો બ્રાહ્મણ નિરાશ થઇ ગુસ્સાભેર ચાલ્યો ગયો.

પેલી તરૂણ સ્ત્રી ત્યાંજ એકલી મહાદેવની મૂર્તિને અઢેલીને ઉભી રહી. તેના સમસ્ત શરીરમાં અશાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. એકાએક મહાદેવની પ્રતિમા હાથ પગ હલાવી દાંત કચકચાવવા લાગી. જાણે અનેક સર્પો ફુંફાડા મારતા ન હોય તેવો એક વિચિત્ર અવાજ તેના મુખમાંથી નીકળ્યો અને તેના નાકમાંથી તથા મુખમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી. આખા મંદિરમાં અગ્નિના ભભુકા પ્રસરી ગયા. સમસ્ત મંદિરમાં એકાએક પ્રકાશ થયો અને પેલી તરૂણ સ્ત્રીને

મંદિરનો દરવાજો દૃષ્ટિગોચર થયો. સઘળાં વિઘ્નો ઉલ્લંઘીને તે દરવાજા તરફ દોડી અને આખરે તેમાંથી નીકળીને બહાર પડી. જ્યારે બહારની શુદ્ધ હવા તેના શરીરમાં ગઈ ત્યારે તેને જરા આરામ થયો. મહા સંકટમાંથી પોતાની મુક્તિ થયેલી જોઇ તેને પરમાનંદ પ્રાપ્ત થયો. જ્યારે તે ચિંતાતુર અવસ્થામાં પોતાને ઘેર પહોંચી ત્યારે તેનો સ્વામી આ સંસારનો ત્યાગ કરી ગયો છે એવી તેને ખબર મળી.

## ચતુર્થ પરિચ્છેદ.




ર્ગવાસી મનુષ્યનાં સર્વ સગાં વ્હાલાંઓને શીઘ્ર તેના મરણની ખબર પહોંચાડવામાં આવી. થોડીવારમાં તેના આપ્તજનો તેની મરણશય્યાની આગળ એકત્રિત થયા અને પોકેપોક મૂકી રડવા લાગ્યા. સ્ત્રીઓ છાતી કૂટી રોદન કરવા લાગી, અને પેલી હમણાંજ વિધવા બનેલી સ્ત્રી એક ખુણામાં બેસી આક્રંદ કરવા લાગી. પોતાના સ્વામીની પાછળ પોતાને પણ દેહત્યાગ કરવો પડશે એ વિચાર તેના મગજમાં ઘુમી રહ્યો હતો. તે જરા પણ હાલતી નહોતી. તેની દ્રષ્ટિ જમીનપર એકજ સ્થળે ચોંટી હતી. તેની આંખ જરાપણ હાલતી નહોતી. પરંતુ તેનો શોકસમુદ્ર સૂકાઇ ગયો હતો. તેની આંખમાંથી અશ્રુનું એક પણ બિંદુ ટપકતું નહોતું. તેના કંઠમાંથી એક પણ ડુસકું નીકળતું નહોતું. બસ તેના મગજમાં એકનો એકજ વિચાર ઘુમ્યા કરતો હતો. તેના હૃદયમાં એકજ મૂર્તિ ખડી થતી હતી અને તે મૃત્યુની ભયંકર મૂર્તિ હતી.

પેલો વૃદ્ધ બ્રાહ્મણ પણ પાછો ત્યાં આવ્યો અને તેને દિલાસો આપવા લાગ્યો, પરંતુ તેણે તેનો એક પણ શબ્દ સાંભળ્યો નહિ–તેના

એક પણ વચનપર લક્ષ આપ્યું નહિ—તેના એક પણ બોલપર વિશ્વાસ રાખ્યો નહિ. તેણે તેને મૃત્યુના મુખમાંથી બચાવી લેવાની લાલચ આપી, પરંતુ તેણે તેનો સ્વીકાર કર્યો નહિ અને તે વૃદ્ધ વિષયાસક્ત મનુષ્ય પાસેથી તે ઘૃણાથી દૂર જતી રહી.

હવે મૃત મનુષ્યને અગ્નિદાહ દેવા માટે લઇ જવાની તૈયારી થવા માંડી. વાંસની ઠાઠડી બનાવી તેપર તે મૃત મનુષ્યને સુવાડવામાં આવ્યો અને તેનાપર સફેદ વસ્ત્ર ઓઢાડી તેને જકડીને બાંધી લેવામાં આવ્યો. પછી તેપર પુષ્પહાર નાંખી ગુલાલ છાંટવામાં આવ્યો અને ચાર જણ ઠાઠડીને ઉંચકી સ્મશાન તરફ ચાલ્યા. તેની પાછળ શહેરના સો બસેં પુરુષો તથા તેટલી સ્ત્રીઓ ચાલી. અન્ય સ્ત્રીઓ મુડદાને પાદર સુધી પહોંચાડી આક્રંદ કરતી ઘર તરફ પાછી વળી, પરંતુ મૃત પુરુષની વિધવા પોતાના પતિની ઠાઠડીની પાછળ પાછળ ગઇ. સ્મશાનભૂમિમાં આવીને સર્વ પુરુષોએ મળી ચંદનના કાષ્ટની ચિતા ખડકી અને મૃત પુરુષના શરીરને સ્નાન કરાવીને તેપર મૂક્યું.

આજ દિવસે પ્રાતઃકાળમાં મહમુદના આગમનની વાત આખા શહેરમાં ફેલાઇ રહી હતી. મહમુદ ત્રીસ હજાર માણસો લઇને ચઢી આવ્યો હતો. પરંતુ આથી શહેરના લોકોના નિત્યકર્મમાં જરા પણ ત્રુટિ પડી નહોતી. શહેર ઉપર એક મહાન ગોઠવેલો કેળવાયેલું લશ્કર લઇને ચઢી આવ્યો છે તેથી તે શહેરને ફના કરશે એવી કલ્પના પણ તેમને આવી નહોતી. કારણ કે તેઓ મહાદેવજીના ઉપર વિશેષ શ્રદ્ધા રાખતા હતા. “ અરે મહાદેવજી એક ક્ષણમાં શત્રુનો નાશ કરશે. ” એવી તેઓ શેખી કરતા હતા. જે લોકો આ મૃત મનુષ્યને અગ્નિદાહ આપવાને આવ્યા હતા તેમને પણ મહમુદના આગમનની ખબર હતી. તેઓ સ્મશાનભૂમિમાં મહમુદના લશ્કરનાં શસ્ત્રોનો ખણખણાટ સાંભળતા હતા. તે છતાં પણ તેમણે તે પ્રતિ જરાપણ લક્ષ આપ્યું નહિ. શહેરના

કોટની બહાર અને અંદર શહેરના હજારો લોકો એકત્રિત થઇને મહમુદને શાપ દેતા હતા. તોપણ તેઓ પોતાનું રક્ષણ કરવાને માટે શસ્ત્રસજ્જીત થયા નહોતા, કારણ કે તેઓ ધારતા હતા કે મહાદેવ અમારૂં સંરક્ષણ કરશે.

પેલા મૃત મનુષ્યને ચિતાપર મૂકવામાં આવ્યો ત્યાંસુધી તેની વિધવા પોતાનાજ વિચારમાં નિમગ્ન થઇ રહી હતી. તે કોઇની સાથે જરાપણ વાર્તાલાપ કરતી નહોતી. પોતાના પ્રિય પતિના મૃત્યુથી તેને અતિ દુઃખ થયું અને પોતાના મૃત્યુનો વિચાર આવતાં તેના દિલમાં ભયનો સંચાર થયો. તે છતાં પણ તેણે દેહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. કર્તવ્યપરાયણતાના વિચારે સ્વાર્થના વિચારનો નાશ કર્યો અને તે વજ્રસમાન હૃદય બનાવી મૃત્યુને શરણ થવાને તૈયાર થઇ.

ચિતાપર તેના સ્વામીનું શબ પડેલું હતું અને હવે તેને પોતાને પણ તેપર ચઢવાનો વારો આવ્યો. પેલો વૃદ્ધ બ્રાહ્મણ તેની પાસે આવ્યો અને બોલ્યો "હવે તારીજ વાર છે."

પછી તે તેના વધુ નિકટ જઇ ધીમે સાદે બોલ્યો "તોપણ તારે ભીતિ રાખવાની જરા પણ આવશ્યકતા નથી. હું તને કદિ પણ મરવા દઇશ નહિ. વિકાસ પામેલા ગુલાબ જેવા તારા શરીરને અકાળ મૃત્યુના મુખમાં કદિ પણ સપડાવા દઇશ નહિ. હું આ લોકમાં પણ તને સ્વર્ગના જેવું સુખ આપી શકીશ."

"આ તમે શું બોલો છો?" પેલી વિધવા ક્રોધ કરીને બોલી "હવે મારા દિવસ ભરાઇ ચૂક્યા છે. મારો અંત નજીક આવ્યો છે. મારે આ ચિતાપર ચઢી મારા સ્વામીને મળવું જોઇએ. મારાથી ઘડીભર પણ એમનો વિયોગ વેઠી શકાય એમ નથી. મારે એમની સાથે વિચરવું જોઇએ."

"પરંતુ આ ક્રૂર મોતના પંજામાંથી છૂટવાનું તને મન નથી થતું ?"

"મારે શા માટે છૂટવું જોઇએ ? શું ઇશ્વિરે આ પ્રસંગ મારે માટે ઉપસ્થિત નથી કીધો ? ઈશ્વરની મરજીને તાબે થવું એ શું મારો ધર્મ નથી ? પતિની પાછળ સતી થવું એ શું સ્ત્રીનો ધર્મ નથી ? જ્યારે ઇશ્વિરે મારે માટે આ વખતેજ મોત નિર્માણ કર્યું છે ત્યારે મારે જીવવાને વ્યર્થ ફાંફાં શા માટે મારવાં જોઇએ ?"

"તું બીજી બધી પતરાજી મૂકી દે અને તારે જીવવું છે કે નહિ તે મને કહે."

"ના, મારે જીવવું નથી, કારણ કે આ વખતે મરવું એ મારો ધર્મ છે."

"જો તું ખાસ જાણી જોઇને મરવાને તત્પર હોય તોજ આ વખતે તારૂં મરણ છે, નહિ તો તું સહીસલામત છે. જો તું કેટલીક સરત પાળે તો મહાદેવજી તને સતી થવાની ફરજમાંથી મુક્ત કરશે."

"તે સરતો શું છે ?"

"પહેલી સરત એ છે કે મહાદેવજીનો જે મંત્રી આ ભૂમિમાં છે તેને તું તારો પ્રેમ અર્પણ કરે. હું તને એવા સ્થળે લઇ જઇશ કે જ્યાં શોક જેવી વસ્તુજ નથી અને જ્યાં મનુષ્યનો સર્વ કાળ, આનંદ આનંદ અને આનંદમાંજ વ્યતીત થાય છે."

"જૂઠા ! તારી શેખી રહેવા દે. આ કાંઇ ઠઠ્ઠા કરવાનો વખત નથી. હવે જલદીથી મને ચિતાપર જવા દે કે જેથી એક હિંદુ સ્ત્રી કેવા ધૈર્યથી પ્રાણાર્પણ કરે છે તે જોવાનો પ્રસંગ તને મળે."

"પરંતુ જ્યારે સુખ તારી સમીપ બે હાથ જોડીને ઉભું રહ્યું છે ત્યારે તું મરવાને શા માટે તૈયાર થાય છે ?"

"કારણ એ છે કે એક વૃદ્ધ અને વિષયાસક્ત બ્રાહ્મણની સાથે રહીને જીવવા કરતાં પતિના સાથે મરણ પામવું હજાર દરજ્જે સારૂં

છે. ડોસા, હું તને ધિક્કારૂં છું. માટે હવે મને ચિતાપર જવા દે. ”

પેલો બ્રાહ્મણ ઉપર્યુક્ત વચનો સાંભળી મૌન રહ્યો. તેણે નિરાશ થઇ પેલી સ્ત્રી તરફ ગુસ્સાભરી દૃષ્ટિ ફેંકી.

“ હુ તારાથી જરા પણ બ્હીતી નથી.” તે સ્ત્રીએ બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું “ તું મને જીવતી રહેલી જોવા ઇચ્છે છે, પરંતુ મહાદેવ તો મારા મરણથીજ મારીપર પ્રસન્ન થશે. હું માત્ર એકજ પુરૂષને ચાહું છું, અન્યપર પ્રેમ કરી શકતી નથી.” આ પ્રમાણે બોલી તે ત્વરાથી ચિતા તરફ ચાલી.

## પંચમ પરિચ્છેદ.



આ સંસારમાંથી મુક્ત કરી સ્વર્ગનું સુખ અપાવનાર સુકર્મ કરવાને પેલી દુઃખી વિધવા તત્પર થઇ. તે જાણે પરણવાને જતી ન હોય તે પ્રમાણે તેણે પોતાના શરીરને શણગાર્યું. અલંકારો અને ઉંચા પ્રકારનાં વસ્ત્રોથી તેનું શરીર શોભી રહ્યું. તે ધીમે ધીમે સોમનાથ મહાદેવના નામનો ઉચ્ચાર કરવા લાગી. તેની આસપાસ ઢોલ, વાજાં, પડઘમ, ઝાંઝ, શરણાઇ, નોબત વગેરે વગાડનાર માણસો ઉભા રહ્યા અને પોતાનાં વાજીંત્રો, જોરથી વગાડવા લાગ્યા.

પોતાના અંગને સારી પેઠે શણગાર્યા પછી તે ધીમાં પરંતુ મક્કમ પગલાંથી પોતાના સ્વામીના શબ તરફ ચાલવા લાગી. તેની આસપાસ માણસો ચાલતા હતા અને વાજીંત્ર વગાડનાર માણસો પોતાનાં વાજીંત્રો વગાડતા હતા. માણસો તેને આનંદપૂર્વક દેહવિસર્જન કરવાને ઉત્તેજન આપતા હતા. “સતીનાં નામો આખા જગ-

તમાં ગવાય છે. તેમને સ્વર્ગ મળે છે." આવાં આવાં વચનો સાંભળી કોને આત્મત્યાગ કરવાનું મન ન થાય?

એક પ્યાલો તેના મુખ આગળ ધરવામાં આવ્યો. તે પ્યાલામાં જે પ્રવાહી પદાર્થ હતો તે તે વિધવાએ જરા પણ આનાકાની બતાવ્યા વિના પીધો. થોડી પળમાં આ પદાર્થની અસર દેખાવા લાગી. તેની આંખ વધુ પ્રકાશિત દેખાવા લાગી. તેણે પોતાનું અંગ બરાબર સીધું કર્યું અને તીક્ષ્ણ નજરે આસપાસ જોવા લાગી. તેનું શોણિત જોરથી વહેવા લાગ્યું અને તેની સર્વ નસો ફરફરાવા લાગી. પેલો વૃદ્ધ બ્રાહ્મણ તેની પાસે આવ્યો ત્યારે તેણે તેના તરફ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી અને ચિતા તરફ આંગળી કરીને ક્રોધિત મુદ્રા તથા આરક્ત નેત્ર કરી તે બોલીઃ—

"શું તું એમ ધારે છે કે ચિર શાંતિ પ્રાપ્ત કરવાનો આ જે કઠિન માર્ગ છે તેથી હું ડરી જઈશ અને તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરીશ? શું તું મારી કીર્તિનો નાશ કરવાને તત્પર થયો છે? ધગધગતા અગ્નિની જ્વાલાપર સ્વાર થઈને હું અમર લોકોના સ્થાનમાં જઈશ. પેલી વાદળીની બીજી બાજુએ હું દેવદૂતને ઉભેલો જોઉં છું. તે મને પોતાની તરફ આવવાની ઇશારત કરે છે. એ દેવદૂત મને સ્વર્ગમાં લઇ જશે. શું તું મને સ્વર્ગના સુખથી વંચિત રાખવા ઇચ્છે છે. દૂર થા, દૂર થા."

આટલા શબ્દો બોલી તે તરતજ શાંત થઇ અને ગંભીર મુદ્રા કરી આત્મભોગ આપવાની તૈયારી કરવા લાગી. તેનાં આપ્ત જનો તેની પાસે આવ્યાં અને તે જે મહાન કાર્ય કરવાને તત્પર થઇ હતી તેથી તેમણે પોતાને સંતુષ્ટ થયેલાં જણાવ્યાં. આ સ્થળે હજારો માણસો જોતજોતામાં એકત્રિત થઇ ગયાં. પેલી સતીએ પોતાની દૃષ્ટિ આ વિશાળ ટોળાપર ફેરવી. આ વખતે વાજીંત્રો બંધ રહ્યાં હતાં અને આખા ટોળામાં અપૂર્વ શાંતિ પ્રસરી રહી હતી.

હવે પેલી વિધવા ચિતાની છેક નિકટ ગઇ. બ્રાહ્મણો તેની આસપાસ ઉભા રહ્યા અને આ મહાન ભોગ આપવાને તેને ઉત્તેજવાને તથા તેનું ધૈર્ય ટકાવી રાખવાને સતીત્વની પ્રશંસાનાં સ્તોત્રો મોટે સાદે ગાવા લાગ્યા. સામે મોત ડોળા ફુરકાવતું ઉભું હતું, તોપણ આ સ્તોત્રોથી તેને હિમ્મત આવી. હવે તેને ચિતામાં પડવાની પળ નજીકજ આવી પહોંચી છે એવી ખબર કરવામાં આવી. આ ખબર સાંભળી તે જરા પણ ચોંકી નહિ. તે ગંભીર ચ્હેરે પ્રભુપ્રાર્થના કરવા લાગી. તેના બાળકને તેની પાસે આણી તેના હાથમાં મૂકવામાં આવ્યું. પરંતુ તે એક શબ્દ પણ મુખદ્વારા બોલી નહિ. તેણે મૃદુતાથી પોતાના બાળકને છાતી સાથે દાબ્યું. આષાઢના વર્ષાદની પેઠે તેની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી પરંતુ તેનું એક પણ ગાત્ર હાલ્યું નહિ. તોપણ તેની આછી સાડીમાંથી તેના અંતઃકરણના ધબકારા સ્પષ્ટ રીતે જોઇ શકાતા હતા. તેના હૃદયમાં આ વખતે મહા તોફાન મચી રહ્યું હતું તોપણ તેના મુખ પ્રદેશપર તેનું એક પણ ચિન્હ દ્રષ્ટિગોચર થતું નહોતું, તેપર તો અપૂર્વ શાંતિ છવાઇ રહી હતી. ધીમે ધીમે તેની અશ્રુધારા બંધ પડી. તેની આંખમાં જરા પણ પાણી રહ્યું નહિ તેથી તેનો આત્મભોગ આપવાનો નિશ્ચય તેમાં મૂર્તિમંત દેખાવા લાગ્યો અને તેણે હાથ હલાવી સંજ્ઞા કરી કે ' હું હવે તૈયાર છું.'

બ્રાહ્મણો હવે બળતી મસાલ લઇ આગળ વધ્યા. પોતાના બાળકને અતિ પ્રેમથી ચુંબન કરીને તેણે તેને પોતાના નોકરના હાથમાં આપ્યું. પેલો નોકર બાળકને લઇને એકદમ દ્રષ્ટિ મર્યાદા બહાર નીકળી ગયો. હવે તેનાં છેક નિકટનાં સગાં તેની પાસે આવ્યાં, તેણે તેમને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા. પછી તેણે પોતાનાં ઘરેણાં તેમને વ્હેંચી આપ્યાં અને તેમને આલિંગન દીધું, ત્યાર પછી તે સઘળાં વિખરાઈ ગયાં.

તે ચિતાપર જવાને તૈયાર થઇ તે વખતે ટોળામાં અપૂર્વ શાંતિ

ફેલાઇ રહી. કોઇ એક શબ્દ પણ બોલતું નહોતું. હજારો લોકો આ ગંભીર દેખાવ જોવાને માટે સ્તબ્ધ થઇને ઉભા રહ્યા. આ વખતે કેટલીક ક્રિયા કરવામાં આવી અને ત્યાર પછી મુખ્ય બ્રાહ્મણે સંજ્ઞા કરી કે તરતજ તે ચિતામાં તૂટી પડી. તે થોડાજ વખતમાં પોતાના સ્વામીના શબની સાથે અગ્નિજ્વાલામાં અદ્રશ્ય થઈ ગઈ.

તે તૂટી પડી કે તરતજ તે સ્ત્રીનો આર્તનાદ ઢાંકી દેવાને માટે વાજીંત્રો ખૂબ જોરથી વગાડવામાં આવ્યાં. ચિતામાં પુષ્કળ ઘી હોમવામાં આવ્યું અને થોડા વખતમાં ભસ્મ શિવાય કાંઇ પણ અવશિષ્ટ રહ્યું નહિ. આ ભયંકર દેખાવ જોયા પછી લોકો વિખરાવા લાગ્યા.

જ્યારે સ્મશાનભૂમિમાં આ ઘટના બનતી હતી ત્યારે મહમુદે સોમનાથ પાટણને ઘેરો ઘાલ્યો હતો. જ્યારે નગરના લોકોએ આ વાત જાણી ત્યારે તેઓ શત્રુને મારી હડાવવાને માટે શહેરના કોટ આગળ એકઠા થયા. પરંતુ મુસલમાન લોકોના શસ્ત્રબળ આગળ તેમનું કશું ચાલ્યું નહિ ત્યારે તેઓ સોમનાથ મહાદેવના દેવાલય આગળ ગયા અને શત્રુના પંજામાંથી પોતાનું સંરક્ષણ કરવાને માટે તેમને પ્રાર્થના કરવા લાગ્યા. ઘણા લોકોએ મહાદેવજીને એવી પ્રાર્થના કરી કે "આપ જો શત્રુઓનો નાશ કરશો તો અમે તમને વિધવિધ પ્રકારની ભેટો ચઢાવીશું." પરંતુ મહાદેવજીએ તેમની પ્રાર્થના સાંભળી નહિ.

મહમુદે જ્યારે નગરના લોકોને કોટ આગળથી જતા રહેલા જોયા ત્યારે તેણે પોતાના માણસોને નગરમાં પ્રવેશ કરવાનો હુકમ કર્યો. તરતજ દિવાલની સાથે સીડીઓ મૂકી દેવામાં આવી અને "અલ્લાહો અકબર" એવી બૂમ પાડતા તેઓ નગરમાં પ્રવેશ કરવા લાગ્યા. કેટલાક હિંદુઓ તેમની સામે થયા. તેઓ કેસરીઆં કરી મુસલમાનોપર તૂટી પડયા અને તેમને પકડી પકડીને કોટપરથી નીચે ફેંકી દેવા લાગ્યા. કોટપર થતી ઝપાઝપીનો અવાજ સાંભળી

જે લોકો મહાદેવના મંદિર આગળ પ્રાર્થના કરતા હતા તે પણ ત્યાં દોડી આવ્યા અને મુસલમાનોને મારવા લાગ્યા. મુસલમાનો હિંદુઓ આ રીતે સામા થશે એમ ધારતા નહોતા. આખરે તેઓ હાર ખાઇને પાછા વળી ગયા.

બીજે દિવસે પ્રભાતમાં શહેરમાં દાખલ થવાની પુનઃ કોશીશ કરવામાં આવી. પરંતુ તે વખતે પણ વિજય મળ્યો નહિ, કારણ કે મુસલમાનો દિવાલપર ચઢતા કે તરતજ હિંદુઓ તેમને નીચે ફેંકી દેતા. આ રીતે હિંદુઓને ફત્તેહ મળી તેથી તેમને પોતાનું સંરક્ષણ કરવાની આશા ઉત્પન્ન થઈ અને તેમણે આ રીતે અંત પર્યંત રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે ધાર્યું કે સોમનાથ મહાદેવે અમારી પ્રાર્થના સાંભળી છે અને તેઓ અવશ્ય શત્રુને પરાજિત કરશે. આવી શ્રદ્ધાથી તેઓ નિશ્ચયપૂર્વક મુસલમાનોની સામા થયા. મુસલમાનોને પાછા હઠાવીને તેઓ મહાદેવજીને ભેટો ધરવાને માટે ગયા અને તેમને પુરતી ભેટો ધરી.

વારંવાર પરાજય પામવાથી મહમુદ ઘણો ગુંચવાયો અને અકળાયો. દિનપ્રતિદિન તેનું સૈન્ય ઓછું થવા લાગ્યું. તે છતાં પણ તેણે એવો નિશ્ચય કર્યો કે કાંતો ધારણ કરેલો ઉદ્દેશ પાર પાડવો, નહિ તો સોમનાથ પાટણ આગળ મરણ પામવું.

કેટલાક દિવસ સુધી તેણે શહેરપર બિલકુલ હલ્લો ન કર્યો. પરાજિત થવાથી તેના માણસોનો વિશ્વાસ ઉઠી ગયો હતો. આથી પુનઃ તેમનામાં વિશ્વાસ ઉત્પન્ન કરવાને માટે તે થોડા દિવસ સુધી શાંત રહ્યો. શત્રુ પરાજિત થવાથી શહેરના લોકોને ઘણો ઉત્સાહ આવ્યો. હવે તે શત્રુની જરા પણ ભીતિ રાખતા નહોતા. સોમનાથ મહાદેવનો એક ભક્ત એક દિવસ દિવાલપરથી ઉતરીને બહાર ગયો અને મહમુદની છાવણીમાં જઇને કેટલાક લોકોની સમક્ષ ખડો રહી કહેવા લાગ્યો કે "આવતી કાલે સૂર્ય ઉગે તે પહેલાં પ્રત્યેક મુસલમાનને મહા-

દેવજી સ્વધામ પહોંચાડશે.” પ્રથમ તો મુસલમાનોએ આ માણસને ગાંડો ધાર્યો, પરંતુ કેટલાક સૈનિકોને એના ધાર્ષ્ટયથી એટલી તો ચીડ ચઢી કે તેમણે તેને ગરદનમાંથી પકડયો અને પોતાના પાદશાહની આગળ ખેંચી ગયા. પાદશાહે પૂછયું “તું તારૂં શહેર છોડીને અહીંઆં શા માટે આવ્યો છે?”

“હું તમને કહેવા આવ્યો છું કે, અમારા મહાદેવજી તમારો સઘળાનો નાશ કરશે. જેઓ તેમનું મંદિર અપવિત્ર કરવાનો પ્રયત્ન કરે છે તેમને તેઓ કદિ પણ છોડતા નથી. હું તમને જણાવવા આવ્યો છું કે, જે લોકો ખાસ મહાદેવજીના આશ્રિત છે તેમને તમે તો શું, પરંતુ તમારા દેવના દેવ પણ જરા ઈજા કરી શકે એમ નથી. તમારૂં સઘળાનું આવી બન્યું છે. તમારા વિનાશને હવે વિલંબ નથી. અમારા મહાદેવજી તમને પૃથ્વીના પટપરથી ઉખેડી નાંખશે.”

મહમુદે કહ્યું “તારો મહાદેવ અમને જે કરવાનો હશે તે કરશે પણ તું તો તારાં કર્મનું ફળ ચાખતો જા. તું હવે કદિ પણ તારા લોકોનાં મુખ જોઈ શકશે નહિ. તમારો પત્થરનો દેવ કેટલો નિર્બળ છે તે હું તમારા લોકોને થોડા દિવસમાંજ જણાવી દઈશ. તારા શહે-રના દરવાજા આગળ તને ફાંસી દઉં તો કેમ?”

“જે દેવે પોતાનો પરચો તમને બતાવી આપ્યો છે તેને વધારે ગુસ્સે કરવા હોય તો તેમ કરો. હું તમારી ધમકીથી જરા પણ બ્હીતો નથી. મૃત્યુનો મને જરા પણ ભય નથી. જેણે યોગની ક્રિયાથી પોતાના આત્માને શુદ્ધ બનાવ્યો છે તેના શરીરપર તમે ગમે તેટલો અત્યાચાર કરશો તેથી તેને શું ઇજા થવાની છે? એથી તે તો ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરશે અને તેનાપર અત્યાચાર કરનાર મહા શાપ પામશે.”

“સૈનિકો” મહમુદ બોલ્યો “આ ગાંડા માણસને પેલા ઝાડ-પર ફાંસી દઈ દો.”

પાદશાહનો આ હુકમ સાંભળી પેલો હિંદુ હસ્યો.

"તમે મને સ્વર્ગમાં મોકલો છો" તેણે કહ્યું "તો પણ મારા મૃત્યુને માટે મહાદેવજી તમારાપર વેર લેશે. ભલે, તમે મને ફાંસી દઇ શકશો, પરંતુ મુસલમાનોનો તિરસ્કાર કરતાં તમે મને અટકાવી શકશો નહિ."

પાદશાહની આજ્ઞા મળતાં કેટલાક સૈનિકોએ પેલા માણુસને પકડયો અને દિવાલની પાસેના એક વૃક્ષપર તેને ફાંસી દીધી. પેલો માણુસ આનંદથી મરણ પામ્યો, કારણ કે તે ધારતો હતો કે મેં જાતિ સેવા બજાવી છે. જ્યારે એ માણુસના શબને નગરના લોકોએ જોયું ત્યારે તેઓ તેના ખુનીને પુષ્કળ શાપ દેવા લાગ્યા. ત્યાર પછી મહમુદના સૈનિકોએ તેનું મસ્તક ધડથી જુદું કરી નાખ્યું અને તેને શહેરમાં ફેંકી દીધું. તે મસ્તકને નગરવાસીઓ વિજયધ્વનિ કરતા કરતા મહાદેવના મંદિરમાં લઇ ગયા.

## ષષ્ઠ પરિચ્છેદ.



પેલી વિધવા ચિતાપર ગઇ કે તરતજ તેની આસપાસનું ઘાસ એકદમ સળગી ઉઠયું. પરંતુ તે ઘાસ અગાઉથી ભીંજવવામાં આવેલું હોવાથી તેમાંથી ધુમ્રના ગોટેગોટ નીકળવા લાગ્યા. આ ધુમ્રને લીધે તે સ્ત્રીને લોકો જોઈ શકયા નહિ. પેલી સ્ત્રી ચિતામાં પડયા પછી થોડી વાર સુધી તદ્દન બેભાન રહી. ત્યાર પછી તે શુદ્ધિમાં આવી તો તેને જણાયું કે હજી તેને જરા પણ ઇજા થઇ નથી. આથી તેની અજાયબીનો પાર રહ્યો નહિ. પહેલાં તો તેને એવો વિચાર આવ્યો કે મૃત્યુનો પંજો મારાપર પડી ચૂકયો છે અને હું હવે સ્વર્ગમાં જાઉં છું. તે છતાં

પણ પોતાના સ્વામીના શબને પોતાની નિકટજ પડેલું જોઇ તેનો આ વિચાર ઉડી ગયો. તરતજ તેને કોઇએ પકડી અને ઉચકી લીધી.

પોતાની આ આશ્ચર્યકારક સ્થિતિ જોઇ પેલી વિધવાના મનમાં અતિ ગુંચવણ પેદા થઈ મૃત્યુના મુખમાં જતી વખત તેનું ધૈર્ય ટકાવી રાખવાને માટે જે પ્રવાહી પદાર્થ તેને પાવામાં આવ્યો હતો તેનો નિશો હવે ઉતરી ગયો હતો અને હવે શું થશે, શું થશે? એવાજ વિચારમાં તેનું ચિત્ત નિમગ્ન થયું હતું. તેનું ચિત્ત એટલું તો ભ્રમિત થઇ ગયું હતું કે તે કોઇ પણ પદાર્થને ઓળખી શકતી નહોતી. તે કોઇનો ધ્વનિ સાંભળતી નહોતી, પરંતુ તેને વારંવાર કાન આગળ હવાનો સ્પર્શ થતો હતો. આથી તેને જણાયું કે મારી છેક નજીકમાં કોઇ જીવતું પ્રાણી છે. તેણે જરા પણ હાલચાલ કરી નહિ, પરંતુ પોતાના અનિયમિત વિચારોને નિયમિત કરવાનો તે પ્રયાસ કરવા લાગી. તે ગંભીર સ્વરે બોલી "મારા પતિથી વિખૂટી પાડીને મને સ્વર્ગે જતાં શામાટે અટકાવવામાં આવી હશે?"

કોઇએ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. ચિતાની આસપાસ એકત્રિત થયેલા લોકોનો કોલાહલ માત્ર તેને કર્ણગોચર થતો હતો.

કોઇપણ પ્રકારનો શબ્દ નિકટમાં ન સંભળાવાને લીધે તે આસપાસ જોવા લાગી અને ઉભી થઇને ચાલવા લાગી. તિમિર જરા આછું થવાથી તે આસપાસના પદાર્થો ઝાંખી રીતે જોઇ શકતી હતી. તે ચાલતી ચાલતી એક દિવાલ સાથે અથડાઇ. અહીંઆં તે ઉભી રહી અને વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી આસપાસ જોવા લાગી. ત્યાર પછી તે દિવાલની સાથે સાથે ચાલી અને થોડીવારમાં એક ગોળ દિવાનખાનામાં આવી પહોંચી. આ દિવાનખાનામાં તે ઉઘાડા પગે ફરવા લાગી તો તેને પોતાના પગની સાથે છાણાં અથડાવા લાગ્યાં. તે અતિ ભય-

ભીત બની હતી, તોપણ વારંવાર પડતી આપત્તિથી તેનું હૃદય વજ્રસમાન બની ગયું હતું અને તે ગમે તેવું ભયંકર મોત પણ ધૈર્યથી સહન કરવાને તત્પર હતી. આથી ગમે તેવો દેખાવ પણ તે બેપરવાથી જોઇ શકતી હતી. આ દિવાનખાનામાંથી તેને એક સાંકડો રસ્તો નીકળતો જણાયો.

મૃત્યુના ભયંકર વિચારોથી તેનું ચિત્ત ભ્રમિત બની ગયું હતું અને તે આવી દશામાં દિવાનખાનામાં ઉભી હતી, એટલામાં પેલા સાંકડા માર્ગમાંથી કોઈ દીપક લઇને આવતું જણાયું. આ માણસનું સમગ્ર શરીર પ્રકાશમય હતું. આ માણસનું શરીર સોમનાથ મહાદેવની મૂર્તિને બરાબર મળતું આવતું હતું. આ આકૃતિને જોઇને તે સ્ત્રી આશ્ચર્યચકિત થઇ. તે આકૃતિ દિવાનખાનાના મધ્યભાગમાં આવીને ઉભી રહી.

અદ્‌ભુત ઘટના એ હતી કે, તેના શરીરમાંથી પ્રકાશ આસપાસ ફેલાતો નહોતો. તે દિવાનખાનામાં પ્રકાશનો જે અંશ હોય તેને આકર્ષી લઇને તે આકૃતિ તેને ઘોર તિમિરથી વ્યાપ્ત બનાવી દેતી હતી. આથી તે આકૃતિ શિવાય અન્ય કોઈ પણ વસ્તુ દષ્ટિગોચર થતી નહોતી. આ આકૃતિ પેલી વિધવા તરફ એકી ટસે જોવા લાગી. તેની આંખ અતિ તેજસ્વી હોવાને લીધે પેલી સ્ત્રી તે ભયંકર રાક્ષસની તરફ જોઇ શકતી નહોતી.

તે સ્ત્રી સ્તબ્ધ થઇને ત્યાં ઉભી રહી. હવે શું થશે એજ વિચાર તેના મનમાં ઘુમી રહ્યો. પોતે જીવે છે એ વાતપર પણ તેને સંશય આવવા લાગ્યો, તોપણ તેની ઈંદ્રિયોની સચેતતા–તેની હાલચાલ, તેનો શ્વાસોચ્છ્‌વાસ, તેની નાડીના ધબકારાને જોઇને તેની ખાત્રી થઈ કે અવશ્ય હું જીવતી છું. હવે તેને વિચાર આવ્યો કે "પેલા બ્રાહ્મણે કહ્યું હતું તે પ્રમાણે મહાદેવજી પોતે તો મને દર્શન દેવાને આવ્યા

નહિ હોય! પરંતુ મારો ધર્મ બજાવવાને હું તત્પર થઇ હતી તો તેઓ મને તેમ કરતાં શામાટે અટકાવે? અને મારૂં રક્ષણ શામાટે કરે? શું પોતાના બાંધેલા નિયમોનું તેઓ પોતેજ ઉલ્લંઘન કરે? ખરેખર, આ વાત અસંભવિત છે. શું તેઓ મને સતી થયેલી જોવા ઇચ્છતા નથી? સતી થવું એ શું તેઓ પવિત્ર કાર્ય લેખતા નથી? અને જો મહાદેવજીએ મોતમાંથી મારૂં રક્ષણ ન કર્યું હોય તો કોણે કર્યું હશે?"

ધર્મ અને ધાર્મિક ક્રિયાઓપર તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી તોપણ કોઇ કોઇ પ્રસંગે તેને એવો શક જતો હતો કે ધર્મના બહાના હેઠળ કોઈ મને છેતરે છે. પેલા વૃદ્ધ બ્રાહ્મણે કરેલાં કૃત્યો તેને યાદ આવ્યાં. વળી મૃત્યુના મુખમાંથી બચાવી લેવાની તેણે આપેલી આશાનું તેને સ્મરણ થયું. તેને ભીતિ લાગી કે જરૂર તે, તે વૃદ્ધ બ્રાહ્મણના પંજામાંજ છે. તે છતાં પણ પોતાની સામે ઉભેલી પ્રકાશમય મૂર્તિને જોઇને તેને લાગ્યું કે આ મૂર્તિ તો કોઇ દેવનીજ છે, મનુષ્યની નથી.

ત્યાર પછી કેટલીક સ્ત્રીઓ ત્યાં આવી. આ સ્ત્રીઓનાં શરીર પણ પ્રકાશમય હતાં. તેઓ આવીને પેલી પ્રકાશમય આકૃતિના ચરણ આગળ પડી તેના બંને ચરણને ચુંબન કરવા લાગી. ત્યાર પછી ત્યાં એવો તો ભ્રષ્ટ પ્રકાર થયો કે પેલી વિધવાએ ઘૃણાથી પોતાની દૃષ્ટિ બીજી ગમ ફેરવી દીધી. આ પ્રકાર જોઇ તેના શરીરમાં કંપારી છૂટી અને તેની નસોમાં લોહી જોરથી દોડવા લાગ્યું. હવે તેને બરાબર સમજ પડી કે હું દેવની સમક્ષ ઉભી નથી. પરંતુ કોઇ દુષ્ટ માણુસના પ્રપંચનો ભોગ થઇ પડી છું. આ પ્રપંચ કરનાર કોણ છે તે સમજી લેવામાં તેને જરા પણ મુસ્કેલી નડી નહિ.

આ વિચારોમાં તે નિમગ્ન થઈ હતી એવામાં તેના કાનપર એક ધ્વનિ પડયો. આ ધ્વનિ પેલા વૃદ્ધ બ્રાહ્મણનોજ છે એમ જાણતાં તેને કાંઇ વાર લાગી નહિ.

"સોમનાથ મહાદેવ તારાપર ખાસ કૃપા કરીને તને દર્શન આપવાને આવ્યા છે. હે સર્વોત્તમ સુંદરી! સોમનાથ મહાદેવનો અતિ આનંદપૂર્વક સત્કાર કર." તે સ્ત્રીની સ્કંધ ઉપર એક હાથનો સ્પર્શ થયો. જાણે સર્પનો ડંખ ન થયો હોય તેમ ચોંકીને તે સ્ત્રી આઘી જઇને ઉભી.

"દુષ્ટ ચંડાળ, વિષયલંપટ પુરુષ" તે શાંત રીતે બોલી, "તારા પ્રપંચથી હું છેતરાઉં તેમ નથી. તારા જેવો નરાધમ મહાદેવનું નામ પણ ઉચ્ચારવાને લાયક નથી. તેં મહાદેવના નામને પણ કલંક લગાડયું છે. ધર્મસ્થળને તેં વેશ્યાવાડ બનાવી દીધું છે. મારા અંતઃકરણમાં હવે ખરો પ્રકાશ પડયો છે. એ પ્રકાશ કેવી રીતે પડયો છે. તે હું જાણી શકતી નથી, પરંતુ એ પ્રકાશ મને દેખાય છે. મારી સંપૂર્ણ ખાત્રી થઇ છે કે તેં મહાદેવને અપવિત્ર કીધા છે, મંદિરને ભ્રષ્ટ કીધું છે અને ધર્મને કલંક લગાડયું છે. તેં મને છેતરી છે–ફસાવી છે. તું અધમમાં અધમ નરપિશાચ છે."

આ શબ્દોનો કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યો નહિ. પેલી આકૃતિ ધીમે ધીમે પાછી હઠી. અંધારામાં તે આકૃતિનું ઝાંખુ દર્શન થઇ શકતું હતું. તે આકૃતિનું મૌન તથા તેના ભેદ ભરેલાં વર્તનથી તે વિધવાને અતિ આશ્ચર્ય પેદા થયું. તે બહાર નીકળવાનો માર્ગ જાણતી ન હોવાથી તે ઓરડો છોડી જવામાં તેને ભય લાગ્યો. તે ઓરડો છોડી જવા કરતાં ત્યાં ને ત્યાં મરણ પામવું એ તેને વધારે સારૂં લાગ્યું.

ચિતામાં પ્રવેશ કર્યા પૂર્વે તેણે જે કેફી પદાર્થ પીધો હતો તેની અસર હજી પણ થોડી થોડી રહી હતી. તેથી તેની આંખમાં ઘેન હતું. તેણે ધાર્યું કે નિદ્રા જો મારાપર હુમલો કરશે તો વૃદ્ધ બ્રાહ્મણ તેનો લાભ લેશે અને મને અપવિત્ર કરશે. આથી કેફી વસ્તુની અસર દૂર કરવાને માટે તે, તે ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગી.

અલ્પ સમયમાં કોઈ માણસે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તે જ્યારે બોલ્યો ત્યારે પેલી વિધવાને ખબર પડી કે એ માણસ બીજો કોઇ નહિ પણ પેલો વૃદ્ધ બ્રાહ્મણજ છે. તે બોલ્યો "તમારે માટે ભોજન તૈયાર કરવામાં આવ્યું છે, માટે ચાલો જમવાને" "મને ભૂખ નથી" આટલું કહીને તે વિધવાએ મૌન ધારણ કર્યું. તેને ભય લાગ્યો કે ભોજનમાં કોઇ કેફી પદાર્થ નાંખવામાં આવ્યો હશે માટે જો હું તે ખાઇશ તો ભારે સંકટમાં આવી પડીશ.

હવે તેનું ચિત્ત પોતાના પ્રિય બાળક તરફ દોડયું. "અરે! મારૂં બાળક પારકાના હાથમાં ગયું છે. તેની બરદાસ્ત કોણ લેશે? માબાપની બલિહારી તો ઓરજ છે. પારકાં તે આખરે પારકાંજ." આ વિચાર આવતાં તેને અતિ દુઃખ થયું. આ જગત્‌માં જો કોઇ પણ ચીજ પ્રતિ તેનું ચિત્ત આકર્ષાતું હોય, તો તે માત્ર તેનું બાળકજ હતું. તે બાળકનો વિયોગ તેને અતિ સાલતો હતો અને તેથી તેની આંખ અશ્રુથી ભરાઇ ગઇ. તેનું મન એટલું બધું ઉશ્કેરાઇ ગયું હતું કે નિદ્રા લેવાનો તો વિચાર સુદ્ધાં તેણે કર્યો નહિ. તે એકાંત ઓરડામાં જાગૃત અવસ્થામાં બેસી રહી ને તેણે આખી રાત વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. હવે શું થાય છે તેની વાટ જોતી તે જમીનપર બેસી ગઈ.

પરંતુ શાંત રીતે બેસી રહેવાનું તેના ભાગ્યમાં લખ્યું નહોતું. થોડો વારમાં તે ઓરડામાં ઝાંખો પીળો પ્રકાશ પડયો અને તેથી ત્યાં રહેલી પ્રત્યેક વસ્તુ ભયંકર દેખાવા લાગી. આ પ્રકાશથી તેને જણાયું કે તે જે સ્થળે હતી તે સ્થળ એક ગોળ ગુફા હતી. તેના ઉપલા ભાગમાં એક સમચોરસ બાકું હતું. આ બાકામાંથી તેને નીચે ઉતારવામાં આવી હતી.

ઘોર તિમિરમાં એકદમ પ્રકાશ પડવાથી તેની આંખપર એવી ખરાબ અસર થઇ કે તરતજ તેને તે મીચી દેવાની જરૂર પડી. જ્યારે

તેણે ફરીથી પોતાની આંખ ઉઘાડી ત્યારે તેની નજરે એક એવો દેખાવ પડયો કે જેથી તેના ભયનો પાર રહ્યો નહિ. છતાં પણ તેણે પોતાનું ધૈર્ય છોડયું નહિ. તેની આસપાસ ભયંકર દેખાવના રાક્ષસો આવીને ઉભા રહ્યા અને અનેક પ્રકારના ચેન ચાળા કરીને તેને બ્હીવરાવવા લાગ્યા. તેઓ કાંઇ અવાજ કરતા નહોતા, પરંતુ તેમના ચાળા અને તેમના દેખાવ અતિ ભયંકર હતા. રાક્ષસોના પંજામાં સ્ત્રીઓ સપડાઇ હતી અને તેમનાપર તેઓ પોતાની મરજી પ્રમાણે અત્યાચાર કરતા હતા. તેમના અત્યાચારથી સ્ત્રીઓના મુખપર જે દુઃખની લાગણી પ્રદર્શિત થતી હતી તે જોઇને તેઓ આનંદ પામતા હતા. રાક્ષસી આકારનાં પ્રાણીઓ તેની આગળ પાછળ દોડતાં હતાં અને તેને સ્વાહા કરી જવાને પોતાનાં મુખ પહોળાં કરતાં હતાં.

એક રાક્ષસ હાથમાં ત્રિશુળ લઇને એક સ્ત્રીની છાતીપર ચઢી બેઠો હતો તેના ખુલ્લા વક્ષઃસ્થળમાં તે ત્રિશુળ ઘોચતો હતો. આથી તે સ્ત્રીને અસહ્ય વેદના થતી હતી. આ રાક્ષસે પોતાના મસ્તકપર એક ગોળ ટોપી પહેરી હતી અને તેપર મોટા અક્ષરે "સોમનાથ મહાદેવની કૃપાનો જે અનાદર કરે છે તેની આ દશા થાય છે." એમ લખવામાં આવ્યું હતું.

આ શબ્દો વાંચી તે વિધવાને પ્રથમ ભય પેદા થયો ખરો, પરંતુ પાછળથી તેને એ તો માત્ર બ્હીવરાવવાની એક યુક્તિ છે એવી સમજ પડવાથી તેણે પોતાના મનમાંથી ભયને સર્વાંશે દૂર કર્યો. આ બ્રાહ્મણ ધંતર મંતર જાણતો હશે એમ તેને લાગ્યું, પરંતુ એક ખોટું કાર્ય કરાવવાને માટે માત્ર ભય આપવાની આ યુક્તિ છે એમ તેને સ્પષ્ટ રીતે જણાયું. સત્ય વાત સમજાતાં તેનો ભ્રમ સર્વથા દૂર થયો.

એક દુષ્ટ અને પ્રપંચી માણસને તાબે થવા કરતાં મૃત્યુને શરણુ

થવું તેને વધારે સારૂં લાગ્યું. થોડી વાર સુધી પેલા રાક્ષસો પોતાનો ખેલ કરીને ચાલ્યા ગયા અને પેલી સ્ત્રી પુનઃ પોતાના વિચારમાં નિમગ્ન થઈ. તે એકાંતમાં રહેવાથી તેના મનને ઘણી વિશ્રાંતિ મળી.

## સપ્તમ પરિચ્છેદ.




મનાથ પાટણપર હલ્લો કરવામાં મહમૂદને વારંવાર સપ્ત હાર મળી હતી તોપણ તેણે પોતાનું કાર્ય છોડયું નહિ. મહમુદને પરાજિત કરવાથી હિંદુઓના ઉત્સાહનો પાર રહ્યો નહોતો. તેઓ એમ સમજતા હતા કે મહાદેવજીની કૃપાથી અમે જીત્યા છીએ અને તેમની અકૃપાથી મુસલમાનોનો સમૂળો નાશ થશે. કેટલાક માણસો, (આગળ એક માણસનો દાખલો આપ્યો છે તે પ્રમાણે,) એકલા મુસલમાનોની છાવણીમાં ગયા અને મુસલમાન પાદશાહને હાથે મરણ પામ્યા. આવી રીતે મોતને શરણ થવામાં હિંદુઓ પોતાની જાતને ધન્યવાદ આપતા હતા.

હિંદુઓની સંખ્યા મોટી હતી તેથી હિમ્મત ધરીને તથા મહાદેવજી અમારૂં રક્ષણ કરશે, એવી શ્રદ્ધાથી તેમણે મુસલમાનોપર એકદમ છાપો મારવાનો નિશ્ચય કર્યો, અને બપોરના આકળા તાપમાં તેમણે શહેરનો દરવાજો ખોલી મુસલમાનોની છાવણીપર ધસારો કર્યો. તેમની પાસે શસ્ત્ર સારાં હતાં નહિ, તેમજ શસ્ત્ર કેમ વાપરવાં તે પણ તેમાંના ઘણા માણસો જાણતા નહોતા. પોતાની સંખ્યા મોટી છે એવી મગરૂરીથી તેઓ મુસલમાનોપર તૂટી પડયા, પરંતુ મુસલમાનોનું લશ્કર કેવું કેળવાયલું છે અને મહમુદ યુદ્ધકળામાં કેવો નિપુણ

 

છે તેનો તેમણે જરા પણ વિચાર કર્યો નહિ. મહાદેવજી અમને સહાય કરશે એવી શ્રદ્ધાથી તેઓ મુસલમાનોના લશ્કરપર હુમલો લઇ ગયા.

મહમુદે પોતાનું સૈન્ય તંબુની પાછળ ખેંચી લીધું અને લશ્કરની ટુકડીઓને છેટે છેટે ઉભી રાખી. ત્યાંથી તેમણે હિંદુઓપર બંદુકનો મારો ચલાવ્યો અને થોડી વારમાં રણભૂમિને રક્તથી રંગી નાંખી. હિંદુઓના શબથી મેદાન ભરાઈ ગયું. હવે હિંદુઓની હિમ્મત છૂટી ગઇ. તેઓ પાછા હઠવા લાગ્યા. થોડી વાર તેમણે એવો સખ્ત માર ખાધો કે હવે નાશીને શહેરમાં ભરાઇ જવા શિવાય તેમને બીજો એક પણ માર્ગ ઉત્તમ લાગ્યો નહિ. મુસલમાનો શહેરના દરવાજા સુધી તેમની પાછળ ગયા, પરંતુ શહેરના દરવાજા બંધ હતા. આથી હિંદુઓ અને મુસલમાનો બન્ને ત્યાં અટક્યા.

શહેરના લોકોએ દીવાલપરથી પોતાના માણસોને ભાગતા જોયા અને તેઓ અતિ શોકમાં ડૂબ્યા. પરંતુ તેમના બચાવનો કાંઇ ઇલાજ કરવાને બદલે તેઓ મહાદેવના મંદિરમાં એકઠા થયા અને મહાદેવને પ્રાર્થના કરવા લાગ્યા કે "હે દેવ! શત્રુઓથી તમારા ભક્તોનું રક્ષણ કરો. તેમને બચાવો. મુસલમાનોનો નાશ કરો અને અમને બચાવો" પરંતુ મહાદેવજીએ તેમની પ્રાર્થના સાંભળી નહિ. વિજેતાઓનો વિજય-ધ્વનિ તથા પરાજિતોનો શોકધ્વનિ મંદિરમાં સંભળાવા લાગ્યો, પરંતુ મહાદેવજી કોઇની પણ વ્હારે ધાયા નહિ. તેઓ તો પોતાની જગ્યાપર નિશ્ચળજ રહ્યા. હવે મહમુદ ગીઝનવી વિજયથી ઉત્સાહિત થઇને શહેરપર હલ્લો કરશે એવા ભયથી તેઓ કોટ તરફ દોડયા અને તેમણે મૃત્યુ આવે ત્યાં સુધી પોતાના શહેરનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે દુશ્મનોને ધસી આવતા જોયા; તેમણે તેમનો વિજય-ઘોષ સાંભળ્યો. દીવાલની સાથે સીડીઓ ગોઠવી દેવામાં આવી હતી. અને મુસલમાનો તે દ્વારા કોટપર ચઢતા જણાતા હતા. પરંતુ એટલામાં

હિંદુઓનું એક લશ્કર દૂરથી આવતું જણાયું. તે માણસો પોતાના બાંધવોને સહાય કરી સોમનાથનું રક્ષણ કરવાને આવતા હતા. મુસલમાન લશ્કરની નજીક આવીને તેમણે તેમની સાથે યુદ્ધ કરવા માંડયું. મહમુદે આ લોકોને હઠાવી કાઢવાને માટે સોમનાથપાટણના હિંદુઓની પુંઠે લાગેલા લશ્કરની કેટલીક ટુકડીઓને પાછી બોલાવી લીધી. હિંદુઓના લશ્કરે થોડા કોસની કુચ કરેલી હોવાથી તેને ઝાઝો પરિશ્રમ પહોંચ્યો નહોતો અને મુસલમાનોનું લશ્કર તો થાકેલું હતું. વળી હમણાં તેને વિજય મળેલો હોવાથી તેને શ્રદ્ધાતિરેક થયો હતો અને તેથી તેની બેદરકારી પણ વધી હતી. વળી તેઓ હિંદુઓને બળહીન માનીને તેમના તરફ ઘૃણાની દ્રષ્ટિથી જોતા હતા. તેમની આ ખામીઓનો લાભ લેવાને હિંદુઓ ચૂક્યા નહિ.

હિંદુઓનું નવું લશ્કર અત્યાર સુધી જેમણે સોમનાથપાટણનો બચાવ કર્યો હતો તેના જેવું નહોતું. તે લશ્કર પદ્ધતિસર કેળવાયેલું હતું અને તેણે અગાઉ ઘણીવાર મુસલમાનોની સામે યુદ્ધ પણ કર્યું હતું. મહમુદે પોતાના સૈનિકોને લઇને તેમનાપર બહાદુરીથી હલ્લો કર્યો. હિંદુઓ પાછા હઠયા, પરંતુ તરતજ તેઓ સ્થિર થયા અને પર્વતની માફક દ્રઢ થઇને ઉભા રહ્યા. તેમની દ્રઢતા જોઇને મુસલમાનો આશ્ચર્યચકિત થયા અને તેમનાપર વિજય મેળવવો કઠિન થઇ પડશે એવો તેમને મજબૂત સંશય ગયો. દારૂણ યુદ્ધ ચાલ્યું પરંતુ બન્ને પક્ષ અચલિત રહ્યા. થોડીવાર સુધી કોઈ પણ પક્ષ જય કિંવા પરાજય પામ્યો નહિ. શહેરના કોટપર ઉભા રહેલા હિંદુઓ ખુશાલીના પોકારો કરી પોતાના સૈનિક બંધુઓને ઉત્સાહ આપતા હતા અને પોતાના શત્રુઓને સ્વધામ પહોંચાડી દેવાને મહાદેવને પ્રાર્થના કરતા હતા. શહેરના કોટપર સ્ત્રીઓ પણ પોતાનાં બાળકોને લઇને ચઢી હતી અને તેઓ પોતાનાં બાળકોને ઉંચે ધરીને પોતાની મદદે આ-

વેલા સૈનિકોને ઉત્સાહ આપતી હતી. હિંદુ સૈનિકોમાં કેટલાક બ્હાદુર રાજપુતો પણ હતા. આ રાજપુતો યુદ્ધકળામાં અતિ નિપુણ હતા અને તેમના સાહસ આગળ મુસલમાનો થરથર કાંપતા હતા. જો આખું સૈન્ય રાજપુતોનું બનેલું હોત તો મુસલમાનો કદિ પણ વિજય પામી શકત નહિ. પરંતુ રાજપુતોની સંખ્યા ઘણી થોડી હતી અને ઉત્તરોત્તર કમી થતી જતી હતી. આખરે હિંદુ સૈનિકો હઠવા લાગ્યા. પરંતુ બીજા સૈનિકો તેમની મદદે આવતા હતા તેથી હજી યુદ્ધ ચાલુજ રહ્યું હતું. બન્ને પક્ષના માણસો અતિ સાહસ અને ધૈર્યથી યુદ્ધ કરતા હતા. કોટ ઉપર પોતાના જાતભાઈઓને વિજયઘોષ કરતા જોઈને હિંદુ સૈનિકોને અતિ ઉત્સાહ આવતો હતો, અને મુસલમાનોની શક્તિ મંદ પડતી હતી. પરંતુ આખરે મુસલમાનોએ મરણીઆ થઈને હિંદુઓને પાછા હઠાવ્યા. મહમુદે આ તકનો લાભ લઇ સર્વ હિંદુઓને ઘેરી લઇ તેમનો વધ કરવાનો વિચાર કર્યો, પરંતુ હિંદુઓની મદદે બીજાં માણસો આવી પહોંચવાથી તેની હાગ છૂટી ગઇ.

હવે મુસલમાનો હઠવા લાગ્યા. હિંદુઓને નવો ઉત્સાહ આવવાથી તેમણે અતિ શૌર્યથી લડવા માંડયું અને મુસલમાનોને ઘેરી લીધા. આ વખતે મહમુદ પોતાના અશ્વપરથી જમીનપર કૂદી પડયો અને ભૂમિપર લાંબો થઈ, આકાશ તરફ પોતાની આંખ ઉંચી કરી અલ્લાહની બંદગી કરવા લાગ્યો.

ત્યાર પછી પુનઃ તે પોતાના ઘોડાપર ચઢી બેઠો અને પોતાના સેનાપતિને પ્રોત્સાહન આપવાને માટે તેનો હાથ પકડી તેને પોતાની સાથે લઇ ‘કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ’ એવો નિશ્ચય કરી હિંદુઓપર તૂટી પડયો. મહમુદે અલ્લાહની બંદગી કરી હતી તેથી મુસલમાન સૈનિકોને ઈશ્વરની મદદ મળવાની શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને તેઓ પોતાના પાદશાહની સાથે વિજય ઘોષ કરતા હિંદુઓપર તૂટી

પડયા. તેમની સાહસિકતા આગળ હિંદુઓનું કાંઈ ચાલ્યું નહિ અને થોડા વખતમાં રણભૂમિ પાંચહજાર હિંદુઓના મૃત દેહથી ઉભરાઇ ગઇ. સખ્ત હાર પામવાથી હિંદુઓ સર્વ દિશામાં ફાવે તેમ નાશી ગયા.

કોટપર જે હિંદુઓ ઉભા હતા તેમણે પોતાના જાતિ બંધુઓને પરાજિત થયેલા જોયા એટલે તેમનાં મુખ પણ મ્લાન થયાં. ઘણાં માણસો નિરાશાથી દોરાઈ શહેરનો બચાવ કરવાનું કાર્ય છોડી દઈ નગર બહાર નીકળ્યાં અને વ્હાણમાં બેસી સિંહલદ્વીપ તરફ જવા લાગ્યાં. પરંતુ પાદશાહે આ વાત જાણી એટલે તેણે એક બે વ્હાણ હસ્તગત કરી તેમાં પોતાનાં માણસોને બેસાડી તેમની પાછળ મોકલ્યાં. આ માણસોએ તેમને પકડી પાડી તેમનાં વ્હાણ દરીઆમાં ડુબાવી દીધાં. આથી ઘણાં થોડાં માણસો બચીને નાસી જવા પામ્યાં.

હવે શહેરના દરવાજા આગળ તથા દીવાલની આસપાસ પહેરેગીરો મૂકીને મહમુદ શહેરમાં દાખલ થયો. તેની સાથે તેના પુત્રો, તેના થોડા સરદારો અને તેના મુખ્ય અંગરક્ષકો પણ શહેરમાં ગયા. શહેરમાં કોઈ સૈનિક રહ્યો નહોતો. પરંતુ મહાદેવના મંદિર આગળ અસંખ્ય યાત્રાળુઓ તથા ભક્તો પ્રાર્થના કરતા તથા ભજનપૂજન કરતા તેના જોવામાં આવ્યા. શહેરમાં ઘણા શ્રીમંતો વસતા હતા. મહમુદે આ લોકો પાસેથી અઢળક દ્રવ્ય લીધું.

જે હિંદુ સ્ત્રીના બાળકને વરૂના પંજામાંથી મહમુદે બચાવ્યું હતું, તેને તે વિસરી ગયો નહોતો. અને શહેરમાં દાખલ થયા પછી તેનું નિવાસસ્થાન શોધી કાઢવાની તેની મુખ્ય ઇચ્છા હતી. તેને તરતજ ખબર થઇ કે તે સ્ત્રીનો સ્વામી મરણ પામવાથી તે પણ તેની પાછળ સતી થઇ હતી. આ વાત સાંભળીને તેને ઘણો શોક થયો. તેનું સૌંદર્ય જોઇને મહમુદ મુગ્ધ થયો હતો. જે સંયોગો વચ્ચે તે તેના સંસર્ગમાં આવ્યો હતો તે સંયોગોએ તેના મનપર ઉંડી છાપ

પાડી હતી અને તેથી જ્યારે તેણે તેના મરણની વાત સાંભળી ત્યારે તેને અતિ શોક થયો અને તેની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તેણે તેના બાળકને જોવા માગ્યું. તે બાળકને તેની સમક્ષ રજુ કરવામાં આવ્યું. તેણે તેને પોતાના હાથમાં લીધું. મહમુદનું આ કૃત્ય જોઇ તે બાળકનાં સગાંવ્હાલાં ઘણાં નાખુશ થયાં. નિર્દોષ બાળક જાણે મહમુદને પોતાની કૃતજ્ઞતા ન બતાવતું હોય, તેમ તેનો ચ્હેરો જોઇને હસવા લાગ્યું. તેણે પોતાનો સુકુમાર હસ્ત તેના ગાલપર ફેરવ્યો. આથી મહમુદના મનપર ઘણી ઉંડી અસર થઇ. તેનું હૈયું ભરાઈઆવ્યું. તેણે તે બાળક પોતાના એક સેવકને સોપ્યું અને તેને કહ્યું " આ બાળકને હું દત્તક લઉંછું. મેં એની જીંદગીનું રક્ષણ કર્યું છે અને એનું ભાવી જીવન સુધારવાનું કાર્ય પણ હું મારા શિરપર લઉં છું. "

મહમુદના આ શબ્દો સાંભળીને તે બાળકનાં સગાંસંબંધીઓ વિસ્મિત થયાં. તેમણે આ કૃત્ય તરફ પોતાનો વિરોધ બતાવ્યો, તેમણે શાપ દીધા અને એક હિંદુ બાળકને ઇસ્લામ ધર્મમાં વટલાવનારનો મહાદેવજી નાશ કરશે, એવો ભય પણ બતાવ્યો. પરંતુ મહમુદે તેના કહેવા પ્રતિ જરા પણ લક્ષ આપ્યું નહિ. તેણે તેમને ત્યાંથી દૂર હાંકી કાઢયાં અને બાળકને પોતાની પાસે રાખ્યું.

જે બ્રાહ્મણોએ પેલી હિંદુ વિધવાને સતી થવાની સલાહ આપી હતી અને તે ભયંકર ઘટના બનતી વખતે જે ત્યાં હાજર હતા તે સર્વને મહમુદે પોતાની સમક્ષ બોલાવી મંગાવ્યા. મુખ્ય બ્રાહ્મણ શિવાય સર્વ જણ આવીને હાજર થયા. મુખ્ય બ્રાહ્મણનો ક્યાંય પણ પત્તો લાગતો નહોતો. પેલા એકત્રિત થયેલા બ્રાહ્મણોને મહમુદે ક્રોધથી પૂછયું " આવું હડહડતું વ્હેમી અને ભયંકર કાર્ય કરવાને માટે તમે તે વિધવાને શા માટે લલચાવી ? "

સૌથી વૃદ્ધ બ્રાહ્મણ આગળ આવ્યો અને બોલ્યો "ખુદાવિંદ! અમારા ધર્મમાં વિધવાને પોતાના પતિની પાછળ સતી થવાની આજ્ઞા છે. એથી તેને સ્વર્ગ મળે છે. આવું પવિત્ર કાર્ય કરનાર સ્ત્રી સૌનાં માનને પાત્ર થાય છે. જે સ્ત્રી પોતાના પતિની સાથે બળીને ભસ્મ થતી નથી તેને માટે સ્વર્ગના દરવાજા બંધ રહે છે. તે નરકનિવાસિની થાય છે."

"ત્યારે તો તું પણ તેની પાછળ સ્વર્ગમાં જા" મહમુદે હસીને કહ્યું અને તરતજ તેણે તેને શહેરના કોટપરથી ફેંકી દેવાની પોતાના સિપાઈઓને આજ્ઞા કરી. પછી તેણે અન્ય સર્વને ચેતવણી આપી કે "તમારા ધર્મમાં માણસનો જાન લેવાની આજ્ઞા હોય તો તે આજ્ઞાનું કદિ પણ પાલન કરશો નહિ." આ પ્રમાણે કહી તે સર્વને તેણે રજા આપી.

પેલા બાળકને મહમુદે પોતાના જનાનખાનામાં મોકલી આપ્યું અને તેને એક દાસીના કબજામાં સોંપ્યું. ત્યાર પછી મહમુદે પોતાનાં માણસોને હુકમ કર્યો કે "જે મુખ્ય બ્રાહ્મણે સ્ત્રીની ક્રિયા કરી હતી તે બ્રાહ્મણને શોધી કાઢો, કારણ કે તેને મારે સખ્ત શિક્ષા કરવી છે, કે જેથી પુનઃ આવા ગુન્હા બનવા પામે નહિ."

ત્યાર પછી મહમુદ સોમનાથ મહાદેવના વિશાળ મંદિરમાં દાખલ થયો અને મહાદેવની પ્રતિમાપર ઘૃણાથી પોતાની લાકડી મારવા લાગ્યો. ત્યાર પછી તેણે હુકમ કર્યો કે "આ મૂર્તિને ભાગીને એના બે ટુકડા કરો, અને તેને ગીઝની મોકલી આપો." તરતજ તે મૂર્તિના બે ભાગ કરવામાં આવ્યા. તેમાંના એક ટુકડાને ગીઝનીમાં મસ્જીદના પગથીઆપર અને બીજાને મહમુદના મહાલયના પગથીઆપર ચણવામાં આવ્યો.



## અષ્ટમ પરિચ્છેદ.



પેલી હિંદુ વિધવા પોતાના સ્વામીના મરણ પછી જમીનની અંદરના ભોંયરામાં ગઈ ત્યાં સુધીમાં ઉપર્યુક્ત પ્રકરણમાં વર્ણવેલા બનાવો બન્યા હતા. તે હજી પણ તે ભોંયરામાંજ હતી. પેલા રાક્ષસો પોતાની ભયંકર રમત રમીને ત્યાંથી ચાલ્યા ગયા, ત્યાર પછી અલ્પ સમય સુધી તે વિધવાની પાસે કોઈ પણ માણસ આવ્યું નહિ. પરંતુ થોડી વારમાં પેલો વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો. તે ધીમે ધીમે ચાલતો હતો અને હવે તેણે માત્ર શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં તેથી તે સારી રીતે ઓળખી શકાતો હતો. તે ઘોર અંધારામાં ચાલતો હતો અને હજી તે એમજ ધારતો હતો કે હું ઓળખાઇશ નહિ. પેલી વિધવા આ વખતે જમીનપર બેઠી હતી. બ્રાહ્મણે આગળ વધીને પોતાનો હાથ પેલી સ્ત્રીના વદનને અડાડ્યો અને તે તેની નિકટજ છે એવી ખાત્રી કરી લીધી. ત્યાર પછી તે પોતાનો સ્વાભાવિક સ્વર બદલીને બોલ્યો "શું હજી પણ તું સોમનાથ મહાદેવને પત નથી કરતી ? શું હજી પણ તું તેની માગણીનો સ્વીકાર નથી કરતી? શું તું જાણતી નથી કે તેનામાં તારો નાશ કરવાની અને તને હજારો યુગ રૈરવ નરકમાં નાંખી મૂકવાની શક્તિ છે ? વળી તેનામાં તને સર્વોચ્ચ સ્થાને અધિષ્ઠિત કરવાની પણ શક્તિ છે. અને તને નિરંતર પોતાની પાસે રાખીને ઉત્તમોત્તમ સુખ આપવાની શક્તિ પણ તેઓ ધરાવે છે."

"નીચ નરાધમ!" તે સ્ત્રી ગંભીર અને ક્રોધિત સ્વરે બોલી "હું તને સારી પેઠે ઓળખું છું. તું મહાદેવ નથી, પરંતુ દુષ્ટમાં દુષ્ટ અને નીચમાં નીચ માણસ છે. તું તેનું મંદિર અપવિત્ર કરે છે અને ભ્રષ્ટ

અને અધમ ક્રિયાઓથી તેની સેવા કરે છે. તારી આ પ્રકારની સેવા મહાદેવને પ્રિય હોઇ શકેજ નહિ. તારાં આવાં કૃત્યને મહાદેવની સમ્મતિ હોઇ શકેજ નહિ. જે મહાદેવની સર્વ જણુ આસ્થાપૂર્વક ભક્તિ કરે છે અને જેની પ્રતિમા પેલા વિશાળ મંદિરમાં કે જેને તેં ભ્રષ્ટ કરી મૂક્યું છે ત્યાં વિરાજે છે, તે આવાં ભ્રષ્ટ કાર્યો પ્રતિ સહાનુભૂતિ ધરાવી શકેજ નહિ. જે દુર્ગુણોને દેવો ધિક્કારે છે તે કરવાને તેઓ કદિ અનુમતિ આપેજ નહિ. અને જે કૃત્યને માટે તેમની અનુમતિ ન હોય તે કૃત્ય તે પવિત્ર દેવો કદિ પણ કરેજ નહિ."

હવે બ્રાહ્મણની ખાત્રી થઈ કે હું પકડાઇ ગયો છું, મને એ સ્ત્રી ઓળખી ગઇ છે. આથી તે પોતાના સ્વાભાવિક સ્વરે બોલ્યો "તું જૂઠું બોલે છે. દેવો પોતાના પવિત્ર ભક્તોને તેમની સેવા અને ભક્તિનો બદલો આપે છે અને જે મહાદેવની તેં જન્મથી અત્યાર સુધી સેવા કરી છે તથા જેની સેવામાં મેં મારા જીવનનો ઘણો મોટો ભાગ વ્યતીત કર્યો છે તેણે તને એક એવા માણસના હાથમાં સોંપી છે કે જે તને તન મન અને ધન અર્પણ કરવાને તૈયાર છે."

"જો આ વાત સત્ય હોય તો તારે મહાદેવનું સ્વરૂપ ધારણ કરવાની શી જરૂર હતી? વળી મારી આગળ ધંતર મંતર અને જાદુનો ઢોંગ કરવાની શી જરૂર હતી? મારી આગળ રાક્ષસો અને સ્ત્રીઓ મોકલવાની શી અગત્ય હતી? મને આ ભયંકર ભોંયરામાં ગોંધવાની શી આવશ્યકતા હતી? સદ્દગુણના ભંડાર અને દુર્ગુણના શત્રુ શ્રીમહાદેવજીની તારાં આ સર્વ કાર્યોમાં સમ્મતિ છે કે?"

"પરંતુ તું જેને દુર્ગુણ કહે છે તે તો સદ્દગુણ છે. અને મહાદેવ તેને ઉત્તેજન આપે છે, પવિત્ર માણસોને સર્વ પ્રકારે સુખ મળે એવીજ મહાદેવની ઇચ્છા છે. અને આ કાર્ય કાંઇ ખરાબ નથી. એ સારૂં કાર્ય છે. ઘણા કાળ સુધી એકનિષ્ઠા ધરી સખ્ત મહેનત કર-

વાનું આ ફળ છે. એથી સુખની ઉત્પત્તિ થાય છે. તો પછી એને દુષ્કૃત્ય કેમ કહી શકાય? જેને તું જાદુપ્રયોગ કહે છે તે સૌ તેનીજ કૃતિ છે અને જે તેને ધિક્કારે છે તથા તેને ગુસ્સે કરે છે તેને તે-દ્વારા તે ભય પમાડે છે. વળી તું જાણ કે મહાદેવે તને દર્શન દીધું છે અને હમણાં તું તેને મારા સ્વરૂપમાં જુએ છે. તેણે પોતાના ભક્તનું સ્વરૂપ ધારણ કર્યું છે કારણ કે તે પોતાના આ ભક્ત તરફ માનની દ્રષ્ટિથી જુએ છે અને એ સ્વરૂપ ધારણ કરવાનું કારણ એ છે કે જે સ્ત્રીને તે પ્રાણાધિક ગણીને પૂજે છે તે સ્ત્રીને અનંત સુખ આપવાની તેની ઇચ્છા છે."

આ પ્રમાણે કહી તેણે તે સ્ત્રીને આલિંગન દેવા હાથ લંબાવ્યો પરન્તુ તે સ્ત્રી તેનું આ દુષ્ટ કૃત્ય જોઈ એકદમ ઉભી થઈ અને તેને જોરથી એક એવો ધક્કો માર્યો કે જેથી તે ચત્તો થઇને જમીનપર પડયો.

"પિશાચ!" તે સિંહણની પેઠે ઘૂરકીને બોલી "મહાદેવનું સ્વરૂપ ધારણ કરીને તું મને પાપી કર્મ કરવાને લલચાવી શકશે નહિ. તું કદિ પણ એવી આશા રાખીશ નહિ કે હું તારાથી છેતરાઈને નીચ કર્મ કરવાને પ્રવૃત્ત થઇશ. તું મહાદેવના નામને શા માટે કલંક લગાડે છે? હું તને આજ્ઞા કરૂં છું કે તું અહીંઆંથી ચાલ્યો જા અને મને અહીંઆં મરવા દે. અપવિત્ર અને ભ્રષ્ટ થવા કરતાં ક્ષુધા પિપાસાથી પીડિત થઇને અહીંઆં ને અહીંઆં મૃત્યુને શરણ થવાનું હું વધારે પસંદ કરીશ."

પેલો વૃદ્ધ માણસ મહા મુશ્કેલીથી જમીનપરથી ઉઠયો અને શાપ દેતો દેતો તે ઓરડામાંથી ચાલ્યો ગયો. ક્રૂરમાં ક્રૂર અત્યાચાર અને ભયંકર મૃત્યુ થવાનો સંભવ હોવા છતાં પણ પેલી વિધવાએ તે સંબંધી સર્વ વિચારો પોતાના મનમાંથી દૂર કર્યા અને હવે જે ઇશ્વર કરે તે ખરૂં એવી શાંતિ ધારણ કરી તે ત્યાંજ બેઠી. તેણે વૃદ્ધ

બ્રાહ્મણની દુષ્ટ ઇચ્છાને તાબે થવા કરતાં ભયંકરમાં ભયંકર મૃત્યુને તાબે થવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો.

તે વિધવા ઉંડા વિચારમાં નિમગ્ન થઇ હતી એવામાં બે સ્ત્રીઓ ત્યાં આવી, તેમાંની એક સ્ત્રીના હાથમાં એક ફાનસ હતું. તેમનો પોશાક કસબણના જેવો હતો અને તેમના ચેનચાળા પણ તેવાજ હતા. તેમણે આવી પેલી તરૂણ વિધવાને સમજાવવા માંડી. તેમાંની એક બોલી "મહાદેવને ગુસ્સે કરવામાં તને શું નફો થનાર છે? જોની, બિચારા મહાદેવ કેવા ભલા અને કૃપાળુ છે!" પરંતુ તેણે તેના કથનપર જરા પણ લક્ષ આપ્યું નહિ. આથી ગુસ્સે થઈ બીજી બોલીઃ–

"ત્યારે તો જેવી તારી મરજી! જો તું અમારી માગણીનો અસ્વીકાર કરતી હોય તો તો આ પવિત્ર સ્થળે બેસીને એને અપવિત્ર કરીશ નહિ. અહીંઆં તો જે તેની કૃપાને પાત્ર થાય છે તેની તેઓ મુલાકાત લે છે. માટે હવે તને અહીંઆં બેસવાનો અધિકાર નથી. ચાલ અમારી પાછળ આવ."

"તમે મને ક્યાં લઇ જાઓ છો?"

"તે તું થોડાજ વખતમાં જાણશે."

"તમારી સાથે હું કદિ પણ આવીશ નહિ."

પેલી સ્ત્રીઓ ઉપર્યુક્ત વચનો સાંભળી પુષ્કળ હસી અને તેમાંની એક સ્ત્રી ગુસ્સે થઇ બોલી "મુંગી મુંગી તું અમારી સાથે આવ, નહિ તો શ્રીવિષ્ણુનું ચક્ર તારા મસ્તકનું છેદન કરી નાંખશે માટે અમારી સાથે આવવાનો ઇન્કાર કરે તે પૂર્વે ચાર વાર વિચાર કર."

પેલી વિધવાએ પોતાના મુખથી કાંઇ પણ જવાબ આપ્યો નહિ, પરંતુ હાથની ઇસારતથી તેમની પાછળ જવાની પોતાની સમ્મતિ જણાવી. એક સ્ત્રી ફાનસ લઇને આગળ ગઈ અને બીજી તેની પાછળ ચાલી, પેલી વિધવા પણ તેમની પાછળ પાછળ ચાલવા

લાગી. તેઓ એક સાંકડા માર્ગમાંથી જતાં હતાં. આ માર્ગ જમીનમાં ખોદી કાઢેલો હતો. તેમાં પ્રકાશને માટે એક પણ બાકોરૂં રાખવામાં આવ્યું નહોતું. આખરે તેઓ એક દાદર પાસે આવી પહોંચ્યાં. આ દાદર એટલો તો સાંકડો હતો કે એકી વખતે એકજ માણસ તેપર ચઢી શકતું હતું. આ દાદરને મથાળે એક ચોરસ ઓરડી હતી અને તેની બે સામસામી બાજુએ બે બારણાં હતાં.

"આ દરવાજે થઇને તું ચાલી જા" એક સ્ત્રીએ તેને આજ્ઞા કરી.

"એ દરવાજેથી ક્યાં જવાશે ? તેણે પ્રશ્ન કર્યો.

"મહાદેવની પ્રતિમા કને જઇ શકાશે. ત્યાં તને મહાદેવનાં દર્શન થશે, અને ત્યાં તને અપૂર્વ માન મળશે. જે તને પ્રાણાધિક ગણીને દેવીની પેઠે તારી પૂજા કરે છે, તે ત્યાં આગળ તારી રાહ જુએ છે."

" હું તમારા પ્રપંચનો ભોગ થઈ પડી છું, પરંતુ યાદ રાખો કે તમારી દુષ્ટ ઇચ્છા કદિ પણ પાર પડનાર નથી. મારાપર જે વિપત્તિ પડવાની હોય તે મને કહો અને મારા મુખ આગળથી તમારાં મ્હોડાં કાળાં કરો."

એક સ્ત્રીએ રૂપેરી ઘંટડી વગાડી એટલે બારણાંની બન્ને બારીઓ ઉઘડી ગઈ અને વચલો ભાગ ખુલ્લો થયો. પેલી વિધવાએ તેમાં પ્રવેશ કર્યો એટલે તે એક નાની ઓરડીમાં ગઇ. તે પેલી ઓરડીમાં ગઈ કે તરતજ પેલી બારીઓ પાછી વસાઈ ગઈ અને તે દ્વાર સંપૂર્ણ રીતે બંધ થઇ ગયું. અહીંઆં ઉંચે ચઢવાનો એક દાદર હતો અને દાદરને મથાળે એક પ્રકાશિત દીપક હતો. હવે જે થવાનું હોય તે થાઓ, એવો વિચાર કરીને તે, તે દાદરપર ચઢી. દાદરને મથાળે જઇ તે એક ગોળ ઓરડામાં ઉતરી. આ ઓરડાનો વ્યાસ પ્રાયઃ ૭ ફીટનો હતો. જમીનપર એક સુંદર ચાદર પાથરવામાં આવી હતી. એ ઓરડામાં પ્રકાશ એટલો તો તેજસ્વી હતો કે તરૂણ વિધવાની

આંખે અંધારાં આવતાં હતાં અને તે ઓરડો ભયંકર લાગતો હતો. તે દીપકના પ્રકાશ ઓરડામાં જડેલાં રત્નોના પ્રકાશની સાથે મળીને અતિ તેજસ્વી પ્રકાશનો ઉદ્ભવ કરતો હતો. આ ઓરડામાં એટલા બધા અલંકારો અને હીરા જડી દેવામાં આવ્યા હતા કે એક પાદશાહના મહાલયમાં પણ તેટલા ન હોય. જાણે આખી દુનિયાનું દ્રવ્ય તે છ ફીટના ઓરડામાંજ એકત્રિત થયું ન હોય એવો ભાસ થતો હતો.

પેલી વિધવા તે ઓરડામાં થોડી વાર ઉભી રહી એટલામાં એક નાની બારી ઉઘડી અને પેલો વૃદ્ધ બ્રાહ્મણ તે દ્વારા તે ઓરડામાં દાખલ થયો. તે જાણે વિજયથી ફુલાઇ ગયો હોય એવો તેનો દેખાવ લાગતો હતો. તે પેલી વિધવાની નિકટ જઇને બોલ્યો "કાંતો મારી ઇચ્છાને તાબે થા અને નહિ તો શિક્ષા ભોગવવાને માટે તત્પર થા. અહીંઆં તારૂં કાંઇ પણ ચાલી શકનાર નથી. મારાં માણસો મારી પાસે હાજર છે. જે સ્ત્રીઓ તને અહીંઆં બોલાવી લાવી છે તેને બોલાવીશ તો તે હમણાં આવશે. સોમનાથ મહાદેવની પ્રિયા થવાને કબુલ થા. જો તું તેમ કરશે તો અહીંઆં જે દ્રવ્ય જુએ છે તે સર્વની સ્વામિની થશે. જો તું નાકબુલ થશે તો મહાદેવજીનો ગુસ્સો તું સર્વદાને માટે વ્હોરી લેશે."

પેલી તરૂણ વિધવાએ વૃદ્ધ બ્રાહ્મણનાં ઉપર્યુક્ત વચનો સાંભળી દ્રઢતાથી કહ્યું "સ્ત્રીનો નિશ્ચય કેવો હોય છે તે તું જાણતો નથી. તું મને જે અધમ સ્થિતિમાં નાખવા માગે છે તે સ્થિતિ હું કદિ પણ સ્વીકારીશ નહિ. તારાથી જે થાય તે કર."

"ઠીક ત્યારે" એમ કહીને તે વૃદ્ધ બ્રાહ્મણ તે ઓરડાના મધ્ય ભાગમાં લટકતો ઘંટ વગાડવા જતો હતો એવામાં બહારથી વિચિત્ર અવાજ સંભળાયો. પેલો બ્રાહ્મણ કંપવા લાગ્યો. પેલી તરુણ વિધવા તેના તરફ એક પણ શબ્દ બોલ્યા વગર અને જરા પણ લાગણી બતા-

ખ્યા વિના જોઇ રહી. તે ઓરડાની ભીંત હાલવા લાગી. હવે થોડી જ વારમાં મારો છૂટકારો થશે એવી દ્રઢ આશા તે વિધવાને ઉત્પન્ન થઇ. પેલો બ્રાહ્મણ તો હજી પણ થર થર કંપતો હતો.

બહારના અવાજો હવે સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યા. તેમાંનો એક અવાજ તો પેલી વિધવાને સંગીતના સુમધુર ધ્વનિના જેવો લાગ્યો. એ સ્વર મહમુદનો હતો. પેલી વિધવા જે વખતે ઓરડામાં આવી હતી તે વખતેજ મહમુદ સોમનાથના મંદિરમાં દાખલ થયો હતો. સોમનાથ મહાદેવની મૂર્તિનું ખંડન કરવાનો મહમુદે પોતાના માણસોને હુકમ આપ્યો એટલે તરતજ તેઓ મૂર્તિપર પ્રહાર કરવા લાગ્યા. મહાદેવની આ દશા જોઇને કેટલાક બ્રાહ્મણો મહમુદનાં માણસોને કાલાવાલા કરવા લાગ્યા કે "તમારા પાદશાહને સમજાવો અને મહાદેવની મૂર્તિનું ખંડન કરતા અટકાવો. જો પાદશાહ અમારા મહાદેવની મૂર્તિને બચાવશે તો અમે તમે માગશો એટલું દ્રવ્ય તમને આપીશું." અમલદારોએ પાદશાહને સમજાવવાને પ્રયત્ન કર્યો અને કહ્યું કે "એ દ્રવ્ય આપવાને ખુશી છે, માટે તે દ્રવ્યનો સ્વીકાર કરો અને મૂર્તિ અખંડિત રાખો. એક મૂર્તિનું ખંડન કરવાથી મૂર્તિપૂજાનો સર્વથા અટકાવ થવાનો નથી. મૂર્તિનું ખંડન કરવાથીજ કાંઇ ધર્મનું પાલન થતું નથી. એને બદલે આ લોકો તરફથી મળેલું દ્રવ્ય મહમદ પેગંબરના અનુયાયીઓને વ્હેંચી આપશો તો તે એક ધાર્મિક કાર્ય ગણાશે."

મહમુદે ઉત્તર આપ્યો "તમારા કહેવામાં કદાચ વધારે સત્યાંશ હશે. તોપણ ભાવી પ્રજા મને "પ્રતિમાનો વેચનાર" કહે તેના કરતાં "પ્રતિમા વિનાશક" કહે તે હું વધારે પસંદ કરૂં છું.

આ પ્રમાણે મહમુદે પોતાના અમલદારોને પોતાનો દ્રઢ નિશ્ચય જણાવી પોતાના સૈનિકોને પુનઃ મૂર્તિ ભાંગી નાંખવાની આજ્ઞા ફરમાવી. તેમના પ્રહાર આગળ મૂર્તિ ધ્રુજવા લાગી. આખરે તેના બે

ટુકડા થયા. આ વખતે પાદશાહે અને તેનાં માણસોએ જે દેખાવ જોયો તેથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે પ્રતિમા પોકળ હતી અને તેના પોલાણમાં કરોડો રૂપિઆના હીરા, મોતી, અલંકારો વગેરે અમૂલ્ય વસ્તુઓ ભરેલી હતી. તે પોલાણ નીચલા ભાગ તરફ ગયેલું હતું અને જ્યારે મહમુદે તેની વધારે તપાસ કરી ત્યારે પેલી તરૂણ વિધવા અને પેલો વૃદ્ધ બ્રાહ્મણ નીચેની ગુફામાં દ્રષ્ટિગોચર થયાં. વિધવા ઉભી હતી અને વૃદ્ધ બ્રાહ્મણ તેની આગળ વાંકો વળ્યો હતો. આ દ્રશ્ય જોઇ સર્વના આશ્ચર્યમાં ઘણો વધારો થયો. પાદશાહે તરતજ પેલી વિધવાને ઓળખી. તે સ્ત્રી તેના તરફજ દોડી અને "મારા સંરક્ષક પિતા!" એટલા શબ્દો બોલી તેના પગ આગળ જઇ પડી.

તે અત્યંત તીવ્ર લાગણીથી બોલી "પિતાજી ! તમે ભ્રષ્ટતા અને મોતના પંજામાંથી મારૂં સંરક્ષણ કર્યું છે. મારાપર અત્યાચાર કરનાર ક્રૂર રાક્ષસ પેલો રહ્યો. જો આપ આવી ન પહોંચ્યા હોત તો મારૂં શું થાત તેનો વિચાર કરતાં મને કમકમાટ છૂટે છે."

પેલા બ્રાહ્મણને તે અપવિત્ર ગુફામાંથી બહાર ખેંચી કાઢવામાં આવ્યો. મહમુદને જોઈને તે થરથર કંપવા લાગ્યો. પેલા બીજા બ્રાહ્મણો મંદિરમાંથી ચાલ્યા ગયા. અને તેને તરતજ તે મંદિરના એક સ્તંભની સાથે લટકાવીને મારી નાંખવામાં આવ્યો. અને પેલી વિધવા પોતાનો ધર્મ રાખવામાં સહાયક મહમુદને આશીર્વાદ દઈને પુનઃ ચિતા ખડકાવીને સતી થઈ પતિલોકમાં સિધાવી.





# ૩—એબિસિનિયન ગુલામ.

## પ્રથમ પરિચ્છેદ.



દિલ્લીના પાદશાહ રૂક્નુદ્દીનની વિષયલંપટતા તથા ક્રૂરતાને લીધે તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેની ભગિની રઝિયાબેગમને સિંહાસનપર બેસાડવામાં આવી. જ્યારે રઝિયાબેગમ દિલ્લીની ગાદીપર બેઠી ત્યારે સામ્રાજ્યમાં સર્વત્ર આનંદોત્સવ પ્રસરી રહ્યો. રઝિયાબેગમે કેટલાક દિવસ સુધી ભારે ધામધુમ કરીને લોકોનાં મનપર પોતાની શ્રીમંતાઈની સારી છાપ પાડી. જો કે તે એક સ્ત્રી હતી, તોપણ તેનામાં પુરૂષના સર્વ ગુણો હતા. તે ચતુર અને બુદ્ધિશાળી તથા રાજકાજમાં પ્રવીણ હતી. તેનો પિતા એક વખત દિલ્લી છોડીને બહાર ગયો ત્યારે તેણે સર્વ રાજસત્તા પોતાના પુત્રના હાથમાં સોંપવાને બદલે પોતાની પુત્રી રઝિયાબેગમના હાથમાં સોંપી હતી. જ્યારે કેટલાક અમલદારોએ પાદશાહને આ વિષે પ્રશ્ન કર્યો ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે “ મારા પુત્રો દારૂડીયા છે અને સર્વ પ્રકારના દુર્ગુણોમાં ફસેલા છે. તેટલા માટે હું ધારૂંછું કે રાજસત્તાની ધુંસરી તેમને બહુ ભારે

લાગશે. પરંતુ મારી પુત્રી રઝિયાબેગમ જોકે સ્ત્રી છે તોપણુ તેનામાં પુરુષના સર્વ ગુણો છે અને તે વીશ પુત્રો કરતાં પણુ વધારે ઉપયોગી છે."

રઝિયાબેગમના રાજ્યારોહણુની ધામધુમને છેલ્લે દિવસે જંગલી પશુઓ વચ્ચે લડાઇ કરાવવામાં આવી હતી અને પહેલવાનોની વચ્ચે કુસ્તી કરાવવામાં આવી હતી. આ દિવસે આ લડાઇમાં ભાગ લેવાને માટે હિંદના સર્વ ભાગોમાંથી સર્વથી બળવાન પ્રતિસ્પર્ધીઓ હાજર થયા હતા.

એ દિવસથી એક જંગલી પાડાને ભૂખ્યો રાખવામાં આવ્યો હતો. આથી તે અતિ ઉશ્કેરાઇ રહ્યો હતો અને એક ચિત્તાને પણુ એ દિવસથી ક્ષુધાપીડિત રાખવામાં આવ્યો હતો. આથી તેના ક્રોધનો પણુ પાર રહ્યો નહોતો. આ બન્ને પ્રાણીઓને મેદાનમાં ઉતારવામાં આવ્યાં. આ મેદાનની આસપાસ સ્તંભો ઉભા કરી દોરડાં બાંધી લેવામાં આવ્યાં હતાં અને તેની આગળ ઉંચી બેઠકોપર પ્રેક્ષક વર્ગ બેઠો હતો. આ બન્ને પ્રાણીઓ વચ્ચે થોડીવાર લડાઈ ચાલી. ચિત્તો પેલા જંગલી પાડાપર એક છલાંગ મારીને તૂટી પડયો. પાડાએ તેને આવતો જોઇ પોતાનાં શિંગડાંપર ઝીલી લીધો અને ત્યાર પછી તેને જોરથી દૂર ફેંકી દીધો. ચિત્તો બેભાન થઇ નીચે પડ્યો. પાડો તેનાપર પગ મૂકીને તેને શિંગડાંવતી ઘાયલ કરવા લાગ્યો. થોડીવારમાં પેલો ચિત્તો લોહીલુહાણુ થઇ ગયો. પાડાને તો થોડાં નખોરીઆં વાગ્યાં તેજ, તે શિવાય તેને વધુ ઇજા થઈ નહિ. પેલો પાડો વિજયથી ફુલાઇ ગયો અને જાણે બીજા પ્રતિસ્પર્ધીને આવ્હાન કરતો હોય તેમ ગર્જના કરવા લાગ્યો. તે મેદાનમાં આમથી તેમ દોડવા લાગ્યો અને પોતાના પગવતી માટી ખણી હવામાં આમતેમ ધૂળ ઉરાડવા લાગ્યો. પોતાને મળેલા વિજયથી તે મદોન્મત્ત બની ગયો હતો.

મેદાનમાં થતા ખેલો નિર્વિઘ્ને જોઇ શકાય એવા હેતુથી રઝિયા-બેગમને માટે નિકટમાંજ એક ખાસ મકાન બાંધવામાં આવ્યું હતું.

આ મકાનની અગાશીમાં પોતાની દાસીઓ સાથે બેસીને તે આવા ઘાતકી ખેલો જોતી હતી. આ વખતે તેની સાથે એક ઉમરાવની પુત્રી પણ બેઠી હતી. આ અમીર–બાળા બેગમની તહેનાતમાં રહેતી હતી અને રઝિયાબેગમ તેનાપર અતિ પ્રેમ રાખતી હતી. આ અમીરજાદી અતિ સૌંદર્યવાન હતી. પેલો જંગલી પાડો વિજયથી મદોન્મત્ત થઇને જ્યારે આમ તેમ દોડતો હતો ત્યારે પેલી સુંદર ઉમરાવજાદી હવામાં પોતાનો રૂમાલ ઉરાડી પોતાનો હર્ષ પ્રદર્શિત કરતી હતી. એવામાં એક મજબુત પુરુષ તે મેદાનમાં આવ્યો અને તેણે મોટે સાદે તે પાડાની સાથે યુદ્ધ કરવાનો પોતાનો ઈરાદો જાહેર કીધો. આ ક્રૂર પાડાની સામે યુદ્ધ કરવાને, એક માણસને તત્પર થયેલો જોઇ સર્વ પ્રેક્ષકો આશ્ચર્યચકિત થઇ ગયા. તેને ત્યાં મક્કમ રીતે ઉભેલો જોઇ સર્વ પ્રેક્ષકો સ્તબ્ધ થઈ ગયા અને તે સ્થળે અપૂર્વ શાંતિ ફેલાઈ રહી. આ માણસનું વદન સુંદર હતું અને તેનું શરીર ભીમસેનના જેવું મજબુત હતું. તેનાં સર્વ અંગો પ્રમાણસર અને સુદ્રઢ હતાં. તે ઉંચો હતો, પરંતુ પાતળો દેખાતો નહોતો. તેનું વક્ષઃસ્થળ વિશાળ હતું. તે કેડના ઉપલા ભાગથી અને ઘુંટણના નીચલા ભાગથી સર્વાંગે ઉઘાડો હતો. તેનું ઉઘાડું શરીર અતિ આકર્ષક લાગતું હતું. તેની આંખ શાંત પરંતુ તેજસ્વી હતી અને તેપરથી તેનો દ્રઢ અને આગ્રહી સ્વભાવ પરખાઇ આવતો હતો. તેના હોઠ પાતળા હતા અને તેનું મસ્તક જમણી બાજુની સ્કંધ તરફ જરા નમેલું હતું. તે વિચાર પૂર્વક પણ મક્કમ પગલાં મૂકતો હતો અને તેનો એકંદર દેખાવ એવો લાગતો હતો કે તેનામાં અત્યંત બળ છે. તેના જમણા હાથમાં એક પહોળી તલવાર હતી અને તેની કમ્મરે એક મોટી કટાર બાંધેલી હતી.

પેલા જંગલી પાડાએ જેવા પેલા માણસને જોયો કે તરતજ, તે તેના તરફ પોતાનું મસ્તક નીચું કરીને ધસ્યો. પાડો પોતાની પસે

આવ્યો કે તરતજ તે માણુસ સમયસૂચકતા વાપરી સ્ફૂર્તિથી એક બાજુએ ખસી ગયો અને પાડો કેટલાંક પગલાં આગળ ધસી ગયો. તે બલિષ્ઠ પ્રાણીએ તરતજ પાછા વળીને પોતાના પ્રતિસ્પર્ધીપર પુનઃ હલ્લો કર્યો. પેલા માણુસે અતિ ચતુરાઈથી આ વખત પણુ તેનો પ્રહાર ચૂકવ્યો. આથી પાડાને અતિ ક્રોધ ચઢ્યો અને તેણે ત્રીજી વખત તેનાપર ધસારો કર્યો. ત્રીજી વખત પણુ તેણે ડહાપણુથી પોતાનો બચાવ કર્યો. વારંવાર નિષ્ફળતા મળવાથી પાડાને અતિ ક્રોધ ચઢ્યો હતો; અને હવે તેને ઈજા કરવામાં નહિ આવશે તો તે મને ઇજા કરી બેસશે, એમ ધારી પેલા માણુસે પોતાની અસિ મજબુત રીતે પોતાના હાથમાં પકડી. પછી તેણે લાગ જોઇ પાડાના મસ્તકપર પોતાની અસિનો એવો તો સખ્ત પ્રહાર કર્યો કે તેનું એક શિંગડું મૂળ આગળથી કપાઇ ગયું. એકદમ મસ્તકમાંથી લોહીના ફુવારા ફુટવા લાગ્યા અને પેલા પાડાએ મરણીઆ થઇને પોતાના પ્રતિસ્પર્ધીપર પુનઃ હલ્લો કર્યો. પુનઃ પેલો માણુસ તેના માર્ગમાંથી ખસી ગયો અને તેને ગરદનમાં એક એવો મજબુત પ્રહાર કર્યો કે તેથી તેનું મસ્તક ધડથી પ્રાયઃ જૂદું થઇ ગયું. જંગલી પાડો એકદમ જોરથી નીચે પડ્યો અને તરફડીઆં મારવા લાગ્યો. થોડીવારમાં તેની હીલ-ચાલ શાંત થઇ અને તે સર્વાંશે નિર્જીવ થઇને પડ્યો. વિજેતાએ સુલ્તાનાને નમ્રતાથી પોતાનું મસ્તક નમાવ્યું અને ત્યાર પછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

"આ માણુસ કોણુ છે?" રઝિયાબેગમે પોતાના એક અમ-લદારને પૂછ્યું.

"બેગમ સાહેબ! એ એક ઍબિસિનિયન ગુલામ છે. એ પોતાના સૌંદર્યને માટે તેમજ અત્યંત શારીરિક બળને માટે સુપ્રસિદ્ધ છે."

"એનું નામ શું?"

"યાકુત"

"એ કોનો ગુલામ છે?"

"એ આપનો પોતાનો ગુલામ છે."

"જ્યારે ખેલ પૂરો થાય ત્યારે એને મારી સમક્ષ રજુ કરજો."

"કેવો સુંદર પુરુષ છે!" રઝિયાબેગમની માનીતી અમીરજાદીએ પોતાની સખીને કહ્યું: "અને વળી એ ગુલામ છે. ખરેખર! આવો સુંદર અને બળવાન પુરુષ નિરંતર ગુલામીમાં રહેવાને તો નિર્માણ નહિ જ થયો હશે. કેમ તમે શું ધારો છો?"

"બાહ્ય સૌંદર્યથી ભૂલાવો ખાવો જોઈએ નહિ. બહારથી સુંદર દેખાતાં માણસોના અંતરમાં હડહડતા દોષો ભરેલા હોય છે. બહારથી અતિ સુંદર દેખાતાં ફળોના ગર્ભમાં હળાહળ વિષ ભરેલું હોય છે."

"ખરેખર, ઝોહ્રા! તું અતિ સંશયી બાળા છે. તને કોઇના ઉપર પણ વિશ્વાસ નથી. તું હીરાનાં બાહ્ય સૌંદર્યથી રાજી નથી થતી, પરંતુ તે શાનો બનેલો છે તેની તપાસ કરવાને માટે તું તેનું ઉદર ફાડીને જુએ છે. પરંતુ હું તો તેનો બાહ્ય પ્રકાશ જોઇનેજ સંતોષ માનું છું. પછી તે ગમે તે વસ્તુનો બનેલો હોય. પુનઃ તે પુરુષ તરફ જો અને તેને વિષે તારો અભિપ્રાય બાંધ. શું તે ગુલામી અવસ્થામાં પણ સુંદર નથી લાગતો? અરે મને કહે કે તે ગુલામ થવાને લાયક છે?"

પેલો એબિસિનિયન એક બીજાજ પ્રકારના સાહસમાં પોતાનું બળ પ્રદર્શિત કરવાને પુનઃ મેદાનમાં આવ્યો. આ વખત તેને એક પહેલવાનની સાથે કુસ્તી કરવાની હતી. તેનો પ્રતિસ્પર્ધી ઘણો પ્રચંડ અને કદરૂપો હતો. તેઓ એક બીજાની સામે ઉભા રહ્યા અને તેમણે તરતજ કુસ્તી કરવા માંડી. પેલા પ્રચંડ માણસે ઍબિસિનિયનને ખાંધ આગળથી એવી તો મજબુત રીતે પકડયો કે તે સ્થળે તેનાં પાંચે આંગળાંની છાપ પડી રહી. તે છતાં પણ પેલો ઍબિસિનિયન તરતજ

તેના પંજામાંથી મુક્ત થયો અને પોતાના પ્રતિસ્પર્ધીનો એક પગ પકડી તેને આત જોરથી નીચે ફેંક્યો. પેલા માણસનું મસ્તક જોરથી જમીન સાથે અથડાયું, પરંતુ તે સ્ફૂર્તિથી પુનઃ એકદમ ઉઠયો અને એક હાથે ઍબિસિનિયનની સ્કંધ પકડી, બીજે હાથે તેનો એક પગ પકડયો અને તરતજ તેને જમીનપર પછાડયો. તોપણ પેલો ઍબિ-સિનિયન પાસાભેર પડેલો હોવાથી તે હારેલો ગણાયો નહિ. કારણ કે ચત્તો પડે તેજ માણસ હારેલો ગણાય છે.

તે શીઘ્ર જમીનપરથી ઉઠયો. તેના વદનપર સ્મિત ચમકતું હતું અને તેની આંખમાં શૌર્ય જણાતું હતું. તેના એકંદર દેખાવપરથી જાણે તે એમ ન કહેતો હોય કે ' જુઓ એ મારા કરતાં શરીરે પ્રચંડ અને બળવાન છે, તોપણ હું એનાથી હારૂં એવો નથી ' એમ જણાતું હતું. તે ધીમે પગલે પોતાના પ્રચંડ પ્રતિસ્પર્ધી પાસે ગયો, તેની સામે બરાબર સીધો થઇને ઉભો રહ્યો અને એક હાથ તેની છાતી તરફ તથા બીજો તેની સ્કંધ તરફ લાંબો કરીને લાગ જોવા લાગ્યો. પેલો પ્રચંડ પહેલવાન પોતાના શરીરને પોતાના હાથ વતી થાબડતો ઍબિસિનિયનની ચારે તરફ ફરવા લાગ્યો અને વિવિધ પ્રકારના ચાળા કરીને તેનું ધ્યાન મુખ્ય બાબતથી બીજી તરફ આકર્ષવા લાગ્યો. આખરે પેલો ઍબિસિનિયન વિજળી વેગે પોતાના પ્રતિસ્પર્ધીપર તુટી પડયો અને એક હાથે તેનું ગળું તથા બીજે હાથે તેનો પગ પકડી તેને જોરથી નીચે પટક્યો. આ માણુસ એવા ધડાકા સમેત ચત્તોપાટ પડયો કે તે એકદમ બેશુદ્ધ થઇ ગયો અને તેને તેવી અવ-સ્થામાં મેદાનમાંથી ઉંચકી જવામાં આવ્યો. વિજેતાએ પુનઃ નમ્રતા તથા ગંભીરતાપૂર્વક સુલ્તાનાને નમન કર્યું અને મેદાનમાંથી પ્રયાણ કર્યું.

પેલી સુંદર અમીરજાદી બાબિઆ (એ તેનું નામ હતું), યાકુતના આ અદ્દભુત પરાક્રમથી અતિ આનંદ પામી. તેના કુળ વિષે માહિતી

મેળવવાની પણ તેને ઇચ્છા થઇ આવી. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે "યાકુત કાંઇ સામાન્ય માણસ નથી. જો કે ઍબિસિનિયન લોકો મુખ્યત્વે કરીને જંગલીજ હોય છે, તોપણ દરેક નિયમને અપવાદ તો હોયછેજ. અને યાકુત પણ અપવાદરૂપજ છે." વળી યાકુત તરફ જ્યારે જ્યારે રઝિયાબેગમની દ્રષ્ટિ જતી હતી ત્યારે તેના ચ્હેરાપર જે ફેરફાર થતો હતો તે જોવાથી તેની ખાત્રી થઇ કે રઝિયા પોતે પણ તે ઍબિસિનિયન ગુલામપર કૃપાવંત છે. તેની આવી ખાત્રી થવાનું એક કારણ હતું, અને તે એ હતું કે કોઈ અસાધારણ માણસનું અદ્ભુત પરાક્રમ જોયા વિના, રઝિયા કદિ પણ પોતાના મુખારવિંદપર તેના પ્રતિ પોતે માન ધરાવે છે, એવો મનોભાવ જણાવા દેતી નહોતી.

તે દિવસે છેલ્લામાં છેલ્લો ખેલ કાષ્ઠની તલવાર વતી લડાઇ કરવાનો હતો. આ ખેલમાં પેલો ઍબિસિનિયન ગુલામ અને એક કાઠી રાજપુત, એ બે પ્રતિસ્પર્ધીઓ હતા. આ કાઠી રાજપુત રઝિયાબેગમના લશ્કરના હાથથી કેદ પકડાયો હતો. રાજપુતો તલવાર વાપરવામાં અતિ ચતુર હોય છે એ વાત સુપ્રસિદ્ધ છે; અને આ કાઠી રાજપુત પણ પોતાના જાતિ બંધુઓની પેઠે અસિના ખેલમાં કુશળ હતો. ઉભયના હાથમાં ભારે કાષ્ઠની બનાવેલી લાંબી અને પહોળી તલવારો હતી.

પ્રથમ પેલા કાઠી રાજપુતે પોતાની તલવાર વાપરવાની શરૂઆત કરી. તેની પ્રવીણતા જોઇ ઍબિસિનિયન ગુલામ કાંઇક ગભરાયો. તેણે કાઠીની તલવારના પ્રહાર પોતાની તલવારપર ઝીલી લીધા, પરંતુ તે પોતે તેનાપર પ્રહાર કરી શક્યો નહિ. તે છતાં ધીમેધીમે કાઠીનું જોર ઘટવા લાગ્યું. તેના પ્રહારો ઍબિસિનિયનના અંગને લાગતા નહોતા, તેથી તેણે જાણ્યું કે હું હવે મિથ્યા પ્રયત્ન કરૂંછું. આથી તે નિરાશ અને બેદરકાર થયો. હવે પેલો ઍબિસિનિયન તેનાપર પ્રહાર

કરવા લાગ્યો. પરંતુ રાજપુત વીરે તેના પ્રહારોને તેના જેટલીજ ચતુરાઇથી નિષ્ફળ કર્યા.

પ્રત્યેક પ્રતિસ્પર્ધીને નાના નાના ઘા થયા હતા અને તે બન્ને એટલા સમાન ઉતર્યા હતા કે, કોને વિજેતા કહેવો અને કોને પરાજિત કહેવો તે ઠરાવવાનું કાર્ય કઠિન થઇ પડયું. પરંતુ અંતે પેલો કાઠી અધૈર્યવશ થયો અને સાવચેતી વાપર્યા વિના ખેલવા લાગ્યો. તે બેદરકારીથી પ્રહારો કરવા લાગ્યો. તે જેમ જેમ ઉગ્ર થતો ગયો તેમ તેમ પેલો ઍબિસિનિયન શાંત થતો ગયો. તેની બેદરકારીનો લાભ લઇને તેના ઉંચા કરેલા હાથમાં પેલા ઍબિસિનિયને એક એવો તો પ્રહાર કર્યો કે જેથી તેનો હાથ સ્કંધ આગળથી ભાંગી ગયો અને તેની તલવાર નીચે તુટી પડી.

હવે ખેલ પૂરો થયો. રાજપુત નિરાશ થઇને મેદાનમાંથી ચાલ્યો ગયો અને વિજેતા ઍબિસિનિયનને ચાર માણસો પુષ્પથી શૃંગારેલી એક પાલખીમાં બેસાડીને મેદાનમાંથી બહાર લઇ ગયા. રઝિયાબેગમ ઝરૂખામાથી ચાલી ગઈ અને સુંદર બાનિયા પોતાના મનમાં બોલવા લાગી " ખરેખર ! આ ગુલામ એક અદ્‌ભુત માણુસ છે "

## દ્વિતીય પરિચ્છેદ.



જે દિવસે પ્રાતઃકાળમાં યાકુત, બેગમના મહાલયના બગીચામાં કામ કરતો હતો. આ બગીચામાં વિધવિધ પ્રકારની વનસ્પતિઓ પોતાના પૂર બ્હારમાં ખીલી રહી હતી. સર્વ જાતનાં પુષ્પો આસપાસ સુવાસ પ્રસારી રહ્યાં હતાં. મહત્વના ગણાતા સર્વ છોડ પોતાના સંપૂર્ણ તારૂણ્યમાં અહીંઆં આમથી તેમ ડોલતા હતા. આ ભૂમિપરના સ્વર્ગમાં, ઉત્તમ ફળ આપનારાં અસંખ્ય વૃક્ષો આવી

રહ્યાં હતાં. થોડે થોડે અંતરે બાંધેલા સંગેમરમરના ફુવારામાં જાત જાતની માછલીઓ રમતી હતી. કમાનની પેઠે વાળેલા મંડપોમાં ઉત્તમોત્તમ પીછાં અને રંગબેરંગી અંગ ધરાવનારાં પક્ષીઓ પોતાના સુમધુર સ્વરથી મનુષ્યના મનને અતિ આહ્લાદ આપતાં હતાં. કબૂતરો પોતાનાં ઉચ્ચ સ્થાનમાં બેસીને બોલતાં જણાતાં હતાં અને સસલાઓ તેમને માટે ખાસ અલગ કરેલી ભૂમિમાં ફરતા હતા.

આવા સૌંદર્યમય ઉદ્યાનમાં યાકુત શોકાતુર વદને બેઠો હતો. ઍબિસિનિયાનાં રેતીનાં રણો અને ભયંકર જંગલો આ ઉદ્યાન કરતાં તેને વધુ પ્રિય લાગતાં હતાં. આ દેશનાં નરમ પ્રકૃતિનાં માણસો કરતાં પોતાના દેશનાં બહાદુર અને લડાયક માણસો તેને વધુ પ્રિય લાગતાં હતાં. મનુષ્યની કારીગરી અને પ્રકૃતિની લીલાથી તેની આસપાસ જે સૌંદર્ય પ્રસરી રહ્યું હતું તે તરફ તે શાંત અને ગંભીર દ્રષ્ટિ ફેંકતો હતો; પરંતુ તેથી તેને જરાપણ આનંદ થયો નહિ. કારણ કે તેનો જન્મ આથી ભિન્ન સંયોગોમાં થયો હતો. તેના સ્વભાવને આ દેશની હવા અનુકૂલ લાગતી નહોતી, અને આ દેશની ભૂમિ પણ તેને ગમતી નહોતી. તેને તો રેતીનાં રણ અને ખુલ્લાં મેદાનો વધુ પસંદ હતાં. આ કારણથી હિંદના પાદશાહી કુટુંબે કોટયવધિ રૂપિયા ખરચીને દુનિયાના સર્વ ભાગોમાંથી મોજવિલાસનાં જે દુર્લભ સાધનો એકત્રિત કર્યાં હતાં તેની વચ્ચે પણ તેનું મન ઉદાસ હતું. ગઈ કાલે તેણે પોતાનું અદ્‌ભુત અંગબળ પ્રદર્શિત કર્યું ત્યારે તેને પ્રેક્ષક વર્ગે જે અભિનંદન આપ્યું હતું તેથી પણ તેનું મન સંતોષ પામ્યું નહિ. અરે ખુદ સુલ્તાના તેનાપર કૃપાવંત થઇ હતી; કારણ કે તેણે એક ખાસ હુકમ લખીને તેને પોતાની સમક્ષ હાજર થવાનું ફરમાવ્યું હતું. અને થોડીવારમાં તે તેની હજુરમાં જઇને ઉભો રહેવાનો હતો, છતાં પણ તેનું અંતઃકરણ આનંદ પામ્યું નહિ. તોપણ આ સર્વ ઉદાસીની વચમાં

આનંદના પ્રકાશનું એક કિરણ હતું. તે જ્યારે પોતાના પ્રતિસ્પર્ધીને પરાજિત કરી પોતાની મૂછના વાળ આમળતો હતો ત્યારે બામિઆના વદનપર જે સ્મિત ફરકી રહ્યું હતું, તેને તે ભૂલ્યો નહોતો. એજ તેના આનંદનું કારણ હતું. તેણે જ્યારે બામિઆના ચ્હેરા તરફ આતુરતાપૂર્વક દ્રષ્ટિ ફેંકી હતી ત્યારે તેના ગાલ રાતા રાતા થઇ ગયા હતા. આહા ! આ દેખાવ તે કેમ વિસરી શકે? માત્ર એકજ પ્રાણી તરફ તેનું મન આકર્ષાતું હતું અને તે એ બામિઆજ હતી. બામિઆનું સ્મરણ થતાં તેના મનમાં જે લાગણીઓ ઉભરાઇ આવતી હતી તેનું કારણ તે પોતે પણ સમજી શકતો નહોતો. જ્યારે સહાનુભૂતિ અને પ્રેમથી અંતઃકરણો જોડાય છે, ત્યારે તે ગાંઠ પરમ વિશુદ્ધ અને પરમ પવિત્ર ગણાય છે અને ઇશ્વર પણ તેને પોતાના આશીર્વાદથી કૃતાર્થ કરે છે, પરંતુ બામિઆ અને તેના આશકની સ્થિતિનો વિચાર કરતાં આ જન્મમાં તે ઉભય જોડાઇને એક થશે એવો જરાપણ સંભવ હતો? શું આશક એક ગુલામ નહોતો? શું માશુક અમીરજાદી અને બેગમની કૃપાપાત્ર નહોતી? એક ઉત્તમ કુળમાં જન્મેલી અને સુસંસ્કાર પામેલી બાળા એક ગુલામ તરફ કદિ પણ પ્રેમની લાગણીથી જોઈ શકે? અને પ્રેમથી જુએ તોપણ કદિ એ લગ્નથી તેની સાથે જોડાઇ શકે? આ સર્વ શંકાઓ પેલા ઍબિસિનિયન ગુલામના મનમાં ઉઠતી હતી, પરંતુ તે શંકાનો પ્રતીકાર કરનાર વિચારો પણ તે સાથે તેના મનમાં ઉદ્‌ભવતા હતા.

તે, ઉદ્યાનને એક ખુણે બેઠો હતો અને તેની આંખો પોતાની આસપાસના સુંદર દેખાવપર ફરતી હતી, એટલામાં એક સ્ત્રી ઉદ્યાનમાં કરેલા સફાઇબંધ માર્ગદ્વારા પોતાના તરફ ચાલી આવતી હોય એવો કાંઇક આભાસ તેને થયો. આથી તેનું અંતઃકરણ જોરથી ધબકવા લાગ્યું. વળી તેને એમ પણ જણાયું કે એ સ્ત્રી મને સુપરિચિત છે.

જે તરફથી તે આવતી હતી તે તરફ તેણે પોતાની દ્રષ્ટિ લંબાવી અને થોડીવારમાં તેના આશ્ચર્ય અને આનંદની વચ્ચે બાંમિઆ તેની નિકટ આવીને ઉભી રહી.

"આહા! યાકુત!" ગુલામે કરેલી સલામના જવાબમાં તેને સામી સલામ કરીને તે બોલી "હું તમારે માટે આનંદદાયક ખબર લાવીછું. આ ઉદ્યાનમાં સખ્ત તાપમાં છોડવાઓ ઉછેરવાનું તથા પુષ્પો એકઠાં કરવાનું કંટાળાભરેલું વૈતરૂં કરવાની હવે તમને જરૂર રહેશે નહિ. હવે થોડાજ વખતમાં આ સખ્ત મજુરીમાંથી તમારો છૂટકો થશે. તમે ગઈ કાલે જે અદ્દભુત અંગબળ પ્રદર્શિત કર્યું હતું તેથી બેગમ સાહેબ તમારાપર પ્રસન્ન થયાં છે અને તમને પોતાના મહાલયમાં હજુરીઆની નોકરી આપવાનો પોતાનો ઇરાદો તેમણે જાહેર કર્યો છે."

"સન્નારી! હું બેગમસાહેબની સાથે એટલો બધો નિકટનો સંબંધ રાખવાનું પસંદ કરતો નથી."

"પરંતુ જો તમે તમારૂં કર્તવ્ય બજાવશો તો તેઓ તમારા પ્રત્યે માયાળુ વર્તણુંક રાખશે."

"એનો અર્થ એજ છે કે, જો હું તેની ઇચ્છાની સામે નહિ થઇશ તો તે મારાપર કૃપાવંત રહેશે. ભયંકર સિંહને જો તમે પંપાળશો અને તેને પોતાની ઇચ્છા અનુસાર વર્તવા દેશો તો તે તમારા સ્પર્શથી રાજી થશે. સન્નારી! દયા અથવા પ્રેમને લીધે પાદશાહો અને બેગમો કદિ પણ કોઇનાપર કૃપા કરતાં નથી. તેઓ માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને માટેજ અન્યપર પોતાની પ્રસન્નતા દર્શાવે છે, એટલા માટે બેગમસાહેબની કૃપા પ્રતિ હું તિરસ્કારની દ્રષ્ટિથી જોઉં છું. અને તેની કૃપા જોઇતી નથી. તેના કરતાં તો સખ્ત તડકામાં આ બગીચામાં મજુરી કરવાનું હું વધારે પસંદ કરૂં છું. તમારા જેવી સાધારણ સ્ત્રીની કૃપા અને દર્શન, અલભ્ય લાભ અને અપૂર્વ આનંદ

આપી શકે છે, પરંતુ મહાનમાં મહાન બેગમનું રમકડું થવાથી તે આનંદની પ્રાપ્તિ થઇ શકતી નથી.

"પરંતુ હમણાં અલ્પ સમયમાં તમને બેગમસાહેબની હજુરમાં હાજર થવાનું તેડું આવશે." આ વખતે બામિઆના ગાલપર લોહી ધસી આવ્યું અને તે રાતા થઇ ગયા "અને-અને-મને શ્રદ્ધા છે કે સુલ્તાનાની નિકટ રહેવામાં તમે કાંઇ વાંધો નહિજ લેશો, કારણ કે-"

"કેમ અટકી ગયાં ?"

"કારણ કે-"

"ના, પૂરેપૂરૂં બોલો. કારણ કે તમે એ વાક્ય બોલશો તેપર મારા નિશ્ચયનો આધાર રહેશે."

"કારણ કે જ્યારે બેગમ સાહેબનો જીવ ઉદાસ હશે અને અમે તેમને વિનોદ આપી નહિ શકીશું. ત્યારે તમે આનંદદાયક સાથી થઈ પડશો. કાંઇ પણ ચિંતા ધરશો માં. ત્યાં તમને અનુકૂળ વિચારનાં માણસનો સહવાસ થશે."

આટલું બોલીને તે ચાલી ગઇ, કારણ કે તેને ભય લાગ્યો કે યાકુતના મુખમાંથી કોઇ એવો શબ્દ નીકળશે કે જે પોતાને અરૂચિકર થઇ પડશે. ઉતાવળે પગલે ચાલી જતી સ્ત્રીની આકૃતિ તરફ યાકુત એકી ટસે જોઇ રહ્યો. થોડીવારમાં તે આકૃતિ ઉંચા છોડ અને ધીચ વનસ્પતિમાં અદ્રશ્ય થઇ ગઈ.

યાકુત ઉક્ત ઘટનાપર ગંભીર વિચાર કરવા લાગ્યો.

"મને તેડવાને માટે બામિઆને સુલ્તાનાએ મોકલી નથી. ત્યારે એ મારી પાસે શામાટે આવી હશે ? અને મને સુલ્તાનાનો હેતુ શામાટે જણાવ્યો હશે ? સુલ્તાનાને આ ખબર આપવા માટે બામિઆને મોકલવાનું કાંઇ પ્રયોજન નહોતું. મને લાગે છે કે બામિઆ તેની પોતાની ઉત્કંઠાથી અહીંઆં આવી હતી." તે ગુલામની બુદ્ધિ

તીવ્ર હતી અને તે અન્ય માણસના હૃદયભાવને ઘણે અંશે જાણી શકતો હતો. તેણે વિચાર કર્યો "આ સુંદર બાળા મારા પ્રતિ છેક બેદરકારીથી જોતી નથી" થોડા વખતપર તેના હૃદયપર નિરાશાનું જે ઘોર તિમિર છવાઇ ગયું હતું, તેમાં આ વિચાર પ્રકાશનાં કિરણ-રૂપ હતો. આ વિચારથી તેનામાં નવું જીવન આવતું જણાયું અને તે નવા ચૈતન્યથી ખીલી રહ્યો. "ગુલામી અવસ્થા શાપસમાન નિવડવાને બદલે કદાચ આશીર્વાદસમાન પણ નિવડે" એ વિચાર આવતાં તેનું મન અતિ સંતુષ્ટ થયું.

બામિઆ ઉદ્યાનમાંથી ચાલી ગઈ, ત્યાર પછી થોડીવારમાં યાકુતને સુલ્તાનાની સમક્ષ હાજર થવાની આજ્ઞા થઇ. તે તરતજ ઉઠયો અને સુલ્તાનાના દિવાનખાનામાં દાખલ થયો. રઝિયાબેગમ એક સુંદર કાશ્મીરી શાલની ઉપર તકીઆ સાથે અઠેલીને બેઠી હતી. તે શાલની નીચે એક ઉનની જાડી ચાદર પાથરવામાં આવી હતી. બામિઆ તેની પાછળ ઉભી ઉભી પોતાની સ્વામિનીને મંદમંદ રીતે પંખો નાંખતી હતી. તેની પાછળ એક સુવર્ણ પાત્રમાં અત્તર ભરેલું હતું અને તેથી આખા દિવાનખાનામાં સુવાસ ફેલાઇ રહ્યો હતો. બેગમનો રત્નજડિત હુક્કો તેના ડાબા હાથ તરફ મૂકેલો હતો અને તેની સુંદર નળી આમ તેમ ગુંચળું વળીને પડેલી હતી. તેનાં પગરખાં બગદાદની ઉત્તમોત્તમ જરીના વસ્ત્રનાં બનાવવામાં આવ્યાં હતાં અને તેપર હીરા તથા મોતી જડી દેવામાં આવ્યાં હતાં. તે પગરખાં તેનાથી થોડે દૂર જાપાનીસ રકાબીપર મૂકવામાં આવ્યાં હતાં. એક નાનું, સુંદર, ગોળ દર્પણ તેના ખોળામાં પડેલું હતું. આ દર્પણ વારંવાર ઉચકીને તેમાં તે પોતાનું મુખ જોતી હતી અને વાળમાં હજી સુવાસિક તેલ નાખવાની જરૂર છે કે નહિ તથા વાળનો સેંતો બરાબર છે કે નહિ તે તપાસતી હતી.

સુલ્તાનાએ શ્વેત મલમલનો જબ્બો પહેર્યો હતો. આ જબ્બાપર સુવર્ણના તારથી વેલબુટ્ટી કાઢવામાં આવી હતી. આ જબ્બો ઢીલો હતો. તેના પગમાં આસ્માની રંગની રેશમી ઇજાર હતી. આ ઇજારને પગની ઘુંટી આગળ સુવર્ણના તારની ગુંથેલી દોરીથી બાંધી દેવામાં આવી હતી. મસ્તકપર રેશમનો સુંદર રૂમાલ નાંખેલો હતો. જ્યારે પેલો ઍબિસિનિયન દિવાનખાનામાં દાખલ થયો ત્યારે તેણે પોતાની નજર આગળથી દર્પણ જરાપણ દૂર કર્યા વિના તેને પાસે આવવાની ઇશારત કરી. તે વીર પુરુષને છાજે એવી અદબથી સુલ્તાનાને માનપૂર્વક નમન કરીને આગળ વધ્યો, પરંતુ મહા સત્તાવાન સુલ્તાનાને જોઇને તે જરાપણ ગભરાયો નહિ.

રઝિયાબેગમનો દેખાવ આંજી નાંખે એવો હતો. તે જાણે આ જગત્માં અન્યપર હુકમ ચલાવવાનેજ અવતરી હોય તેવી દેખાતી હતી. જો કે તેનો ચ્હેરો સુંદર હતો, તોપણ તેમાં મૃદુતા દ્રષ્ટિગોચર થતી નહોતી. તેના ચ્હેરાપરથી તેનો સખ્ત અને નિશ્ચયાત્મક સ્વભાવ વ્યક્ત થતો હતો.

" ગુલામ " રઝિયાબેગમે હજી પણ દર્પણપરથી પોતાની દ્રષ્ટિ ખસેડ્યા વિના કહ્યું. " તારાપર તારી બેગમ પ્રસન્ન થઇ છે અને તને પોતાના મહેલમાં હજુરીઆનો ઉચ્ચ દરજ્જો આપે છે."

ગુલામ નિઃશબ્દ રહ્યો.

" મહારાણીની હજુરમાં રહેવા કરતાં ગુલામી અવસ્થામાં રહી મજુરી કરવી તને વધારે પસંદ છે ? "

" હું એક ગુલામ છું, અને આપનો આજ્ઞાંકિત સેવક છું. આપની ઈચ્છા પ્રમાણે કામ કરવાને હું સદા તૈયાર છું. કયું કામ કરવું અને કયું ન કરવું એ ઠરાવવાનું કામ મારૂં નથી, પરંતુ આપનું છે. જ્યાં મને મૂકવામાં આવશે ત્યાં હું મારૂં કર્તવ્ય બજાવીશ. "

"તારી મહારાણીની પ્રસન્નતાથી તને કાંઇ આનંદ થતો નથી?"

"મને ઘણો આનંદ થાય છે. કારણ કે એથી મારી ખાત્રી થાય છે કે આપની પ્રસન્નતા પ્રાપ્ત કરવાને હું સંપૂર્ણ રીતે લાયક છું. માણસના પોતાના અંગમાં ખરૂં પાણી ન હોય તો રાજકુટુંબની પ્રસન્નતા પ્રાપ્ત થઇ શકતી નથી."

"તેં તારૂં પાણી બતાવીને મારી પ્રસન્નતા પ્રાપ્ત કરી છે એ વાત સિદ્ધ કરવાને માટે હું આ પળથી તને સ્વતંત્ર કરૂંછું; અને હું આશા રાખુંછું કે ભવિષ્યમાં મારા આ કાર્યને માટે અનુતાપ કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થશે નહિ."

"મારાપર થયેલા ઉપકારો મારા વર્તનપર કાંઇ અસર કરી શકશે નહિ. મારૂં અંતઃકરણ મને જે પ્રમાણે સલાહ આપશે તેજ પ્રમાણે હું વર્તન કરીશ, કારણ કે અંતઃકરણમાંજ દેવનો નિવાસ છે."

બામિઆએ પોતાનું મસ્તક અવનત કર્યું. તેને ભય લાગ્યો કે તેના હિમ્મતભરેલા જવાબોથી કદાચ મગરૂર બેગમનો ક્રોધ ઉશ્કેરાઈ આવશે, પરંતુ રઝિયાબેગમને તેથી લેશ પણ ખિન્નતા ઉત્પન્ન થઇ નહિ. તે તો તેની સાથે અસાધારણ વિનીત ભાવથી વાત કરતી રહી.

"હું આશા રાખું છું કે તું એક વફાદાર સેવક નિવડશે. કારણ કે જેનાપર બેગમે કૃપા કરી હોય તે કદિ પણ બેવફા થઇ શકશે નહિ. ગઇ કાલે તેં જે અંગસામર્થ્ય દર્શાવ્યું હતું તેથી મારી ખાત્રી થઈ છે કે તારા જેવો માણસ સંકટના વખતમાં મને અતિ ઉપયોગી થઇ પડશે. આવું અંગબળ ઘણાજ થોડા માણસો ધરાવે છે અને જ્યારે આવો માણસ અનાયાસ મને પ્રાપ્ત થયો છે, ત્યારે તેને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખવો એ મારો ધર્મ છે. હવે મારે બીજું કાંઈ કહેવાનું નથી. તું અત્યારથી સ્વતંત્ર થયો છે અને થોડા વખતમાં મારો

મંત્રી તને મારી જણાવેલી જગાએ નિયત કરશે. મને આશા છે કે મેં તારાપર જે ઉપકાર કર્યો છે તે માટે ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવાનું કારણ તું મને નહિ આપશે."

યાકુત ત્યાંથી ચાલ્યો ગયો; તેને માટે મહાલયમાંજ નિવાસ-સ્થાન નક્કી કરવામાં આવ્યું. કેટલાક દિવસ સુધી યાકુત રઝિયા-બેગમની હજુરમાં રહ્યો. આ અરસામાં બેગમે તેના તરફ અતિ માયાળુ વર્તન રાખ્યું.

થોડાજ વખતમાં સર્વત્ર એવી અફવા ફેલાઈ રહી કે રઝિયા-બેગમ ઍબિસિનિયન ગુલામની સાથે ભ્રષ્ટ વ્યવહાર રાખે છે. આથી કેટલાક અમીરોએ તેનાપ્રતિ પોતાનો અસંતોષ પ્રદર્શિત કર્યો અને કેટલાક તો તેની દરબાર છોડી ગયા. યાકુત સ્વતંત્ર થયા પછી એક માસમાં તેને અશ્વારોહીનો નાયક બનાવવામાં આવ્યો. તેને આ ઉચ્ચ પદ્દી આપવામાં આવી તેથી કેટલાક અમીરોએ બળવો કર્યો. બેગમે એક સારી રીતે કેળવાયેલું લશ્કર આપીને યાકુતનેજ તેમની સામે મોકલ્યો. યાકુતે તેમને પરાજિત કર્યા અને જેર કરી દીધા. દિન પ્રતિદિન રઝિયાબેગમ યાકુત પ્રતિ વધારે મમતા બતાવવા લાગી. તેની સાથે ભ્રષ્ટ વ્યવહાર રાખવાની તેની પૂર્ણ ઇચ્છા હતી, એમાં તો કાંઇ શક નથીજ. તોપણ યાકુત તેના તરફ ઠંડાપણું બતાવતો હતો. તે તેને માન આપતો હતો ખરો, પરંતુ તેની સાથે વાતચીતનો ઝાઝો વ્યવહાર રાખતો નહોતો. આથી રઝિયાબેગમનું મન અતિ ખિન્ન થયું અને તે તેને પોતાની ઇચ્છાનો દાસ બનાવવાને માટે વધુ અને વધુ આગ્રહ સેવતી ગઇ; પરંતુ યાકુતનું મન બીજી તરફ હતું. તે બામિઆને પોતાનો પ્રેમ ક્યારનો જાહેર કરી ચૂક્યો હતો અને બામિઆ પણ તેને અંતઃકરણપૂર્વક ચ્હાતી હતી. તે ઉભયે

પરસ્પર વફાદાર રહેવાના કોલ કર્યા હતા. સુલ્તાનાને આ વાતની ખબર નહોતી. ઍબિસિનિયન ગુલામનું હૃદય જીતી લેવાને માટે તેણે તેને અમીર-ઉલ-ઉમરાની માનવંત ઉપાધિ આપી. આથી યાકુત હવે માત્ર રાજકુળનાં માણસોથીજ ઉતરતા દરજ્જાનો ગણાવા લાગ્યો.

## તૃતીય પરિચ્છેદ.



અમીર-ઉલ-ઉમરા અને બામિઆની વચ્ચે પરસ્પર જે સ્નેહ હતો તેને સુલ્તાનાની જાણમાં આવવાને ઘણી વાર લાગી નહિ. જ્યારે તેણે આ વાત જાણી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નાહ. તેણે એકદમ ઍબિસિનિયનને બોલાવી મંગાવ્યો. પોતાને શામાટે બોલાવવામાં આવ્યો છે તે યાકુત જાણી ગયો, પરંતુ બેગમની આજ્ઞાનુસાર તેની સમક્ષ જઇને ઉભો રહ્યો. બામિઆ બેગમની પાછળ ઉભી હતી. બેગમનાં ભવાંપર જે કરચલીઓ વળી હતી તે પરથી બામિઆ જાણી ગઇ કે યાકુતનું કલ્યાણ કરવાને માટે આ વખતે તેણે તેને બોલાવ્યો નથી. બેગમની આંખ સતત પલકારા મારતી હતી અને જેવી તેણે અત્તરના પાત્રમાં પોતાની આંગળી બોળી તે વખતે તે ધ્રુજતી માલમ પડી. તેણે પોતાનું મુખ સંકોચી દીધું હતું, તે પરથી તે પોતાની લાગણીને મહા પ્રયાસે દાબી રહી હતી એમ સ્પષ્ટ જણાતું હતું. તેના હોઠ થોડી થોડી વારે કંપતા હતા. જેવો અમીર-ઉલ-ઉમરા દાખલ થયો કે તેણે મગરૂરીથી પોતાનું મસ્તક ઉન્નત કર્યું અને પોતાની મોટી તીવ્ર આંખ તેની સામે એવી રીતે ફેરવી. કે જાણે તેથી યાકુતનું અંતઃકરણ છિન્ન ભિન્ન થઇ ગયું.

કેટલીક પળ સુધી સુલ્તાના નિઃશબ્દ રહી, અને તેની હજુરમાં કોઈ પણ માણસ પ્રથમ ઉચ્ચાર કાઢી શકે એતો બનવુંજ અશક્ય હતું. બેગમનો ગુસ્સો વૃદ્ધિંગત થતો જોઇને બામિઆ પીપળાના પાંદડાની પેઠે ધ્રુજવા લાગી. યાકુતની નિર્ભયતાભરેલી વર્તણુંક જોઇને બેગમના ક્રોધમાં સોગણી વૃદ્ધિ થઈ હતી. રઝિયાના અંતઃકરણમાં જે તોફાન ચાલતું હતું તે વધતું વધતું તેના કંઠ સુધી આવી પહોંચ્યું, પરંતુ તરતજ તેણે તેને દાબી દીધું અને જાણે પોતાના ક્રોધને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતી હોય તેમ પોતાના કપોલપર ધીમેથી હાથ ફેરવીને તેણે કાંઇક શાંત સ્વરે કહ્યું–

"યાકુત"—પરંતુ તેના હોઠ ધ્રુજ્યા અને તેણે શરબતનો એક ઘુંટડો પીને પોતાના ક્રોધને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

"યાકુત"—હવે તે પુનઃ પૂર્ણ રીતે સ્વસ્થ થઇ–"તું મને કહે કે જે માણસને હલકામાં હલકી જગાએથી તેની મહારાણીએ ઉચ્ચમાં ઉચ્ચ દરજ્જે ચઢાવ્યો હોય તે માણસ જો તેની કૃપાને તુચ્છકારી કાઢે તો તે માણસ કયી શિક્ષાને પાત્ર થાય?"

"જે કૃપા મહારાણી અને તેનો સ્વીકારનાર એ ઉભયને શોભા આપે એવી હોય તે કૃપાનો જો તે અનાદર કરે તો તે દેહાંત દંડનેજ પાત્ર છે; પરંતુ જે કૃપા ઉક્ત ઉભયને પતિત અને લજ્જિત બનાવે એવી હોય તે કૃપાનો જો તે અનાદર કરે તો તે સર્વ સજ્જનોની પ્રશંસાને પાત્ર થાય છે."

"તેં તારી મહારાણીની સાથે અત્યંત કૃતઘ્નતાભરેલી વર્તણુંક ચલાવી છે."

"મેં મારી ફરજ બજાવી છે, અને એક નીચ હેતુથી મને જે ઉચ્ચ દરજ્જે ચઢાવવામાં આવ્યો છે, તે ઉચ્ચ દરજ્જાને છાજે એવી જો મારી કૃતિ ન હોય તો અમીર–ઉલ–ઉમરા થવા કરતાં પુનઃ

મહારાણીનો ગુલામ થવાને હું તૈયાર છું. એ ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવાને માટે મેં પ્રયાસ કર્યો નથી, અને મારા સદ્‌ગુણુને ભોગે હું કદિ પણ એને ટકાવી રાખીશ નહિ."

રઝિયાબેગમની આંખમાંથી અગ્નિનો વર્ષાદ વરસવા લાગ્યો.

"ગુલામ" તે બૂમ પાડી ઉઠી "તારો સદ્‌ગુણ એ માત્ર દંભને ઢાંકવાનો પડદો છે. અને" તે ધ્રુજતા હોઠસહિત બામિઆ તરફ અંગુલિનિર્દેશ કરી બોલી "તારી બેવફાઇનું કારણ પેલી છે. તને વફાદારીના માર્ગમાંથી ચ્યુત કરનાર પેલી રંડા છે. પરંતુ યાદ રાખ કે હું તારાપર વૈર લઇશ અને દેશની સ્વામિનીનું વૈર કાંઇ જેવું તેવું હોતું નથી, તે તને જડમૂળથી ઉખેડી નાંખશે."

રઝિયાબેગમના આ ભયંકર શબ્દો સાંભળીને બામિઆએ એક ચિચિયારી પાડી અને તેણે પોતાના નાના મૃદુ હસ્તવતી પોતાનું વદન ઢાંકી દીધું.

"મારી આગળથી એનું મોં કાળું કરો" ક્રોધિત થયેલી બેગમ બોલી "આજથી હું એને મારી નોકરીમાંથી દૂર કરૂંછું. પરંતુ તું–" તે પૂર્વની પેઠે જ નિર્ભયતાભરેલી રીતે ઉભેલા યાકુત તરફ ફરીને બોલી "મારા શબ્દો યાદ રાખજે. તારાપર ક્યારે આપત્તિનું વાદળ તુટી પડશે તે હવે કાંઈ નક્કી નથી. તારા દુશ્મનો ઘણા છે. તું તારી પોતાની વીરતા અને તારા પોતાના અંગસામર્થ્યપર ફુલાઇશ નહિ. આપણા પાક પયગંબરના જેટલું શૌર્ય તારામાં હોય અથવા ઇચ્છા પ્રમાણે લઈ જનારી પવનપાવડી તારી પાસે હોય તોપણ આ લોકમાં કે પરલોકમાં કોઇ એવું સ્થળ નથી, કે જ્યાં એક અપમાનિત થયેલી રાણીનું વૈર ન જઈ શકે અને તારો નાશ ન કરી શકે."

"હું કહુંછું તે સાંભળો" યાકુતે દ્રઢતાપૂર્વક કહ્યું "હું તમારી હજુરમાં આ છેલ્લી વખતજ ઉભો છું અને આ છેલ્લી વખતજ તમને

છોડી જાઉં છું. તમે મારાપર વૈર લેવાની મને ધમકી આપી છે; તો હવે મારે પણ તમને જણાવી દેવું જોઇએ કે હું તમારા પંજામાંથી બચવાને માટે અને જો તેમાં ફસાઇ પડું તો તે આપત્તિનો પ્રતીકાર કરવાને માટે મારાથી બનતા સર્વ પ્રયત્નો કરીશ. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં તમે મારાપર વૈર લેવાનો પ્રયત્ન કરશો ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં હું તેનો પ્રતીકાર કરી તેમાંથી બચવાનો પ્રયાસ કરીશ. હમણાં હું તમારી સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું શમશુદ્દીનની પુત્રી બામિઆનો આશક છું, અને જીવનપર્યંત તેના પ્રતિ વફાદાર રહેવાને બંધાયો છું. બેગમો અને પાદશાહો જ્યારે જુલમી બને છે તેજ પળથી તેઓ માનને પાત્ર બનતાં બંધ થાય છે, અને તેજ પળથી તેઓ સજ્જનોની મૈત્રીનો સર્વ હક ગુમાવે છે. મારા નામ અથવા મારા દરજ્જાને ન છાજે એવા કોઇ કૃત્યથી જો મેં તમારી પાસેથી માન મેળવવાનો મારો હક ગુમાવ્યો હોત, તો મનુષ્ય પ્રાણીને કરવામાં આવતી સખ્તમાં સખ્ત શિક્ષા સહન કરવાને હું ખુશી થાત; પરંતુ તમારી સેવામાં મારી પ્રમાણિકતા નિષ્કલંક રહી છે તેથી મને લાગે છે કે હું નિર્દોષ હોવા છતાં તમે મને અન્યાય કર્યો છે. અને આ પળથી હું તમારો દુશ્મન છું એમ તમે નિશ્ચયપૂર્વક સમજજો. હું એક દુશ્મન થઇને તમારી સમીપથી ચાલ્યો જાઉં છું."

સુલ્તાના નિઃશબ્દ રહી; રખેને મારો સર્વ ગુસ્સો હમણાં ને હમણાં એનાપર ખાલી થઇ જશે એવા ભયથી તે બોલી નહિ. અને પેલો ઍબિસિનિયન જરા પણ ભયભીત થયા વિના સુલ્તાનાની સમીપથી ચાલ્યો ગયો.

તે દિવસે રાત્રિને સમયે યાકુત શસ્ત્રરહિત અને અંગસેવક વિના પોતાના ઘર તરફ ચાલ્યો જતો હતો. તે એક અંધકારમય સાંકડા રસ્તામાંથી પસાર થતો હતો. તે રસ્તાને નાકે એક ઢોરને બાંધવાનું ખંડિયેર હતું. આ ખંડિયેરમાં શહેરના સઘળા દરિદ્ર અને

ઘર વિનાના લોકો આવીને રાત્રિએ સુતા હતા. તે ખંડિયેરની પાસે થઇને તે ચાલ્યો, પરંતુ તેણે કોઇ પણ માણસને જોયો નહિ, અથવા કોઇ પણ મનુષ્ય પ્રાણીનો અવાજ સાંભળ્યો નહિ. આજે પ્રાતઃકાળે જે શોકદાયક બનાવ બન્યો હતો તેપર ગંભીર વિચાર કરતો કરતો તે મંદ પગલે આગળ વધતો હતો. બેગમ બામિઆની કોણ જાણે કેવી સ્થિતિ કરશે, એ વિચારથી તેનું લોહી ઘણું તપી આવ્યું અને તેના હૃદયના ધબકારા વધવા લાગ્યા. એક છજાવાળા ઘરની નીચેથી તે પસાર થતો હતો એવામાં તેના ઢીલા અંગરખા સાથે એક નાનો પથ્થર અથડાયો. તે ઉભો રહ્યો અને આસપાસ જોવા લાગ્યો તો ત્રણ માણસો સાવધાનતાપૂર્વક તેની તરફ આવતા જણાયા. તેને ઉભેલો જોઇને પેલા માણસો પણ ઉભા રહ્યા. આ વખતે યાકુતને સુલ્તાનાએ આપેલી ધમકીનું તરતજ સ્મરણ થયું. પેલા ત્રણ માણસોની હીલચાલ એવી શકભરેલી લાગતી હતી કે તેણે સાવચેત રહેવાનો નિશ્ચય કર્યો. તે પેલા ઘરની દીવાલ સાથે અઢેલીને ઉભો રહ્યો. પેલા ત્રણ માણસો તેની પાસે ગયા અને તેનાપર સામટો હુમલો કર્યો. તેમના હાથમાં કટાર ચમકતી હતી. યાકુતે બે માણસોને પોતાના સબળા જોરથી ધક્કો મારીને નીચે તોડી પાડયા અને ત્રીજા માણસને પોતાનો પગ ઉંચકીને એકદમ એટલા જોરથી લાત મારી કે તે બેશુદ્ધ થઇને જમીનપર તૂટી પડયો. પેલા બે માણસોમાંનો એક જમીનપરથી ઉભો થયો અને પોતાની કટાર મજબૂત રીતે પકડીને યાકુતને મારવાને માટે ધસી આવ્યો. પરંતુ યાકુત તેના તરફ એકદમ દોડી ગયો, તેને એક દડાની માફક પોતાના હાથમાં પકડીને અદ્ધર ઉપાડયો અને પછી એવા જોરથી જમીનપર પછાડયો કે તે ત્યાં અચેત થઇને પડયો. ત્યાર પછી તેણે પેલા પડેલા માણસના હાથમાંથી કટાર ખુંચવી લીધી અને પ્રથમ

પડેલા બે માણસોમાંનો શેષ રહેલો એક કે જે હમણાં ઉઠીને ઉભો થયો હતો તેની પાસે જઇને તે કટાર તેના હૃદયમાં ખોસી દીધી; પછી તેણે પેલા બે માણસોના માથામાંથી પાઘડી ખેંચી કાઢી અને તે વતી તેમના હાથ અને પગ મજબૂત રીતે બાંધી દીધા. ત્યાર પછી તે તેને નિરાધાર હાલતમાંજ રસ્તામાં મૂકીને ચાલ્યો ગયો.

બીજે દિવસે એક માણસનું ખૂન થવાની વાત આખા નગરમાં ફેલાઇ રહી. જે બે માણસો રસ્તામાં બંધાઇને પડયા હતા તેમને ન્યાયાલયમાં ઉભા કરવામાં આવ્યા અને તેમની તપાસ કરવામાં આવી. પરંતુ પોતાનું કાવત્રું ખુલ્લું થઇ જશે એવા ભયથી તેમણે યાકુતના શિરપર ખૂનનો આરોપ મૂકયો નહિ. પરંતુ તેમની તપાસ ચાલતી હતી તે વખતે યાકુત તે અદાલતમાં ન્યાયાધીશની સન્મુખ આવીને ઉભો રહ્યો અને રાત્રે જે ઘટના બની હતી તે અથ ઇતિ કહી સંભળાવી. પરન્તુ એ પછી એ કામમાં તેમને કોણે પ્રેર્યા હતા એ વાત ખુલ્લી થઇ જાય એવા ભયથી તેમને એકદમ ફાંશીને લાકડે લટકાવી દેવામાં આવ્યા. સુલ્તાનાપર વ્હેમ ગયો; પરંતુ તે માણસોને બચાવવાને માટે બેગમે પોતાની સત્તાનો ઉપયોગ કર્યો નહિ, તેથી ઘણા જણનો એ વ્હેમ દૂર થયો; છતાં કેટલાક માણસનો એ વ્હેમ દૂર થયો નહિ, કારણ કે આપખુદ નૃપતિઓ જ્યારે પોતાનું કાવત્રું પકડાઈ જવાનો સંભવ જુએ છે, ત્યારે તેઓ પોતાનાં હથિયાર બનેલાં માણસોને દગો દે છે, એ વાત તેઓ સારી પેઠે જાણતા હતા.

યાકુતપર હુમલો થયો એ વાત જાણી, પોતે જાણે અતિ દીલગીર થઇ હોય એવો ભાવ રઝિયાબેગમ લોકોને બતાવવા લાગી અને તેણે યાકુતની પાસે એક માણસ મોકલીને તેને કહેવરાવ્યું કે " તમારા દુશ્મનોના હુમલામાંથી તમારો બચાવ થયો એટલા માટે હું તમને અભિનંદન આપું છું. " આ સંદેશો લાવનાર માણસને યાકુતે ઠંડો

આવકાર આપ્યો અને તે સંદેશાના પ્રત્યુત્તરમાં બેગમપર એક શબ્દ પણ મોકલી આપ્યો નહિ. બેગમને આથી બહુ ખોટું લાગ્યું. "જે માણસને મેં ગુલામી અવસ્થામાંથી મુક્ત કરીને અમીર–ઉલ–ઉમરા બનાવ્યો છે તે માણસ પ્રકટ રીતે મારૂં આવું અપમાન કરે છે" એ વિચારથી તેનું મસ્તક ફરી ગયું. હૃદયમાં રહેલા દ્વેષાગ્નિની જ્વાલા એકદમ બહાર ફુટી નીકળી નહિ, પરંતુ અંદર ને અંદર ધુંધવાવા લાગી અને વધારે પ્રચંડ જ્વાળા ફેલાવવાને માટે બળ એકત્રિત કરવા લાગી.

યાકુત સારી પેઠે જાણી ગયો હતો કે મારાપર સંકટનું વાદળ ઘુમે છે, તોપણ તેણે થોડા વખત સુધી સાવચેતીથી પોતાના સંરક્ષણના કાંઇ પણ ઉપાય લીધા નહિ. પરંતુ હવે તેણે બેગમનાં કાવત્રાં નિર્મૂળ કરવાનો નિશ્ચય કર્યો. રઝિયાબેગમના શાસનથી લોકો ક્યારના અસંતોષી બન્યા હતા. તેનું સૈન્ય એક સ્ત્રીની સત્તા નીચે રહેવાનું પસંદ કરતું નહોતું અને 'તે અપવિત્ર જીવન ગાળે છે' એવી જે અફવા ઉડી હતી તેથી પણ તે કંટાળી ગયું હતું. રઝિયાબેગમનો ભાઇ બેહેરામ લશ્કરનો માનીતો થઇ પડયો હતો. ઘણા અમીરો રઝિયાબેગમ તરફ તિરસ્કાર ધરાવતા હતા. બિટંડાનો અધિપતિ મલિક અલ્તુનિયા કે જે બેગમનો ખંડીઓ હતો તે બેગમ પ્રતિ ઘૃણા ધરાવતો હતો. આથી યાકુત મલિક અલ્તુનિયાને મળી ગયો અને તેને બેગમની વિરૂદ્ધ પુષ્કળ ઉશ્કેરવા લાગ્યો. વળી તે બળવાખોરોની સાથે પણ ગુપ્ત વ્યવહાર રાખવા લાગ્યો. રઝિયાબેગમનો દ્વેષ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો ગયો અને તેણે યાકુતનો જાન લેવાને પુનઃ યોજનાઓ ઘડવા માંડી.

યાકુતનાપર હુમલો થયા પછી થોડા દિવસ સુધી તો તેને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ થયો નહિ. એક દિવસ કેટલાક અમીરોની સાથે તે જંગલમાં શિકાર ખેલવાને માટે ગયો હતો. આ જંગલ શહેરથી થોડેજ દૂર આવેલું હતું. શહેરનાં ઘણાં માણસો ત્યાં એકત્રિત થયાં

હતાં. યાકુત એક જંગલી ડુક્કરની પાછળ પડયો હતો. તે ડુક્કર અતિ ત્વરાથી મેદાનમાં દોડતું હતું અને યાકુતે પણ પોતાના ઘોડો તેટલાજ વેગથી તેની પાછળ છોડી મૂકયો હતો. પોતાના સાથીઓથી તે ઘણે દૂર નીકળી ગયો. તે એકલો પેલા ડુક્કરની પાછળ લાગ્યો હતો એવામાં એક બાણ આવીને તેના હાથના માંસવાળા ઉપલા ભાગમાં ચોંટયું. તેણે તરતજ તેને ખેંચી કાઢયું અને ઉંડો ઘા થયો હતો તે છતાં પણ ડુક્કરની પાછળ પડીને તેનો શિકાર કર્યો.

ગુપ્ત દુશ્મનો તેનો જાન લેવાને તલ્પી રહ્યા હતા; એ વાતની તેને પ્રત્યક્ષ પ્રતીતિ થઇ, તોપણ તેણે મનની વાત મનમાં રાખી અને લોકોની આગળ તે ઘટનાને ઝાઝું મહત્વ આપ્યું નહિ. તેણે થોડાજ વખતમાં ગુપ્ત રીતે બિટંડા જતા રહેવાનો નિશ્ચય કર્યો. દિનપ્રતિદિન સુલ્તાના પ્રત્યેનો લોકોનો તિરસ્કાર વૃદ્ધિંગત થતો જતો હતો અને સુલ્તાનાનાં કુકર્મો પણ વધતાં જતાં હતાં. જે માણુસપર તે પ્રકટ રીતે વર લઇ શકતી નહોતી, તે માણસને ગુપ્ત રીતે મરાવી નાંખવાના તેના પ્રયત્નો ઘણા લોકોની જાણમાં આવ્યા. ઉપર્યુક્ત બનાવ બન્યો તેજ દિવસની રાત્રે યાકુત દિલ્હી છોડીને ચાલ્યો ગયો અને કેટલાક અસંતુષ્ટ થયેલા અમીરોની સાથે મલિક અલ્તુનિયાને જઇ મળ્યો. પોતાના અમીરો પોતાની વિરૂદ્ધ કાવત્રું કરે છે, એ વાત જાણી રઝિયાબેગમે પોતાનું સૈન્ય સજ્જ કર્યું અને તે બિટંડા તરફ જવાને નીકળી. બિટંડાથી સર્વ અમીરો પોતાનું સૈન્ય લઇને દિલ્લી તરફ આવતા હતા. આ બન્ને લશ્કરો દિલ્લી અને બિટંડાની વચ્ચે મધ્ય ભાગમાં મળ્યાં અને ત્યાં આગળ એક યુદ્ધ થયું. અમીરોનાં લશ્કરનો સેનાધિપતિ યાકુત હતો. તેણે રઝિયાબેગમના લશ્કરને સંપૂર્ણ રીતે પરાજિત કર્યું અને બેગમને કેદ પકડીને બિટંડા મોકલી આપી. ત્યાંનો સુબો મલિક અલ્તુનિયા રઝિયાબેગમના સૌંદર્યથી મોહ પામીને અને

તેના પ્રપંચી આર્જવથી ઠગાઇને તેને પરણી બેઠો. આ વાત સાંભળી યાકુતનું મન અતિ ખિન્ન થયું અને તે દિલ્લી ચાલ્યો ગયો અને દિલ્લી-માં રઝિયાનો ભાઈ બેહેરામ ગાદીપર બેઠો હતો, તેની નોકરીમાં રહ્યો.

## ચતુર્થ પરિચ્છેદ.



રઝિયાબેગમે મલિક અલ્તુનિયાની સાથે લગ્ન કર્યું તેથી તેનો ભાઇ બેહેરામ ગાદીપર બેસીને નિર્ભયતા-પૂર્વક રાજ્ય કરવા લાગ્યો. જે લોકો રઝિયાબેગમના પક્ષમાં હતા અને તેનું કલ્યાણ કરવાને ઇચ્છતા હતા, તેઓ પણ રઝિયાબેગમના ખરાબ વર્તનને લીધે તેના તરફ તિરસ્કાર ધારણ કરવા લાગ્યા અને સર્વ પ્રજા તેને પણ ધિક્કારવા લાગી. પરંતુ રઝિયાબેગમ બહાદુર અને સાહસિક હતી. પોતાના હાથ-માંથી સિંહાસન ગયું તેથી તે જરા પણ ગભરાઇ નહિ, પરંતુ પોતાના સ્વામીના આધિપત્ય નીચે એક લશ્કર એકત્રિત કરીને તે પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાને માટે દિલ્લીપર હલ્લો કરવાની તૈયારી કરવા લાગી. આ વાતની ખબર પડવાથી બેહેરામે પણ તેની સામે થવાની તૈયારી કરવા માંડી. તેણે યાકુતને વડો સેનાધિપતિ બનાવ્યો; કારણ કે તે સારી પેઠે જાણતો હતો કે રઝિયાબેગમે તેનો પ્રાણ લેવાના પ્રયત્ન કર્યા હતા તેથી તેને હરાવવાને માટે તે પોતાનું સર્વ સામર્થ્ય વાપરશે.

રઝિયાબેગમને પરાજિત કરવામાં યાકુતના બે હેતુ હતા. એક તો તેનું વૈર વળતું હતું, અને લોકો આપખુદ અને જુલમી સત્તામાંથી મુક્ત થતા હતા. વળી આથી પણ એક વધારે મજબૂત બીજો હેતુ એ હતો કે જ્યારે તે દિલ્લી આવ્યો ત્યારે તેને ખબર થઇ કે બામિઆ રાજમહાલયમાં નથી. આથી તેને ભય લાગ્યો કે રઝિયાબેગમ તેને

કોણ જાણે શું શું દુઃખ દેશે—કદાચ તેનો પ્રાણ પણ લેશે. બામિઆ વિષે કોઇ પણ પ્રકારની સંતોષકારક ખબર તેને મળી શકી નહિ અને તે કારણથી તેનો ભય ઘણોજ વધી ગયો. એક સત્તાવાન સ્ત્રીનો અત્યાચાર પોતાની પ્રાણપ્રિયાને સહન કરવો પડશે, એ વિચારજ તેનું મસ્તક ફેરવી નાંખતો હતો. અને તેનો વિયોગ પણ તે સહન કરી શકતો નહોતો.

જો કે સુલ્તાના દિલ્લીથી દૂર પડેલી હતી તોપણ તે પોતાનું વૈર ભૂલી ગઇ નહોતી, તેમજ વૈર લેવાને માટે સાધનોની પણ તેને ખોટ નહોતી. એકવાર પુનઃ યાકુતના અંગપર ખૂની હુમલો થયો, પરંતુ તે વખતે પણ તેણે પોતાની બહાદુરીથી બચાવ કર્યો. હવે યાકુતનું ધૈર્ય ખૂટી ગયું. રઝિયા હજી પણ મારો જાન લેવાને માટે પ્રયાસ કરે છે, એમ જાણી તેણે તેનાપર એકદમ હલ્લો કરવાનો નિશ્ચય કર્યો.

જે દિવસે દિલ્લીથી સૈન્ય લઇને યાકુતે કૂચ કરી તેને આગલે દિવસે તે પોતાના હમેશના રિવાજ કરતાં એક કલાક વ્હેલો સૂતો. તેને સૂતાં ઘણીવાર થઈ નહિ એટલામાં પોતાના મસ્તક નીચે હાથ રાખવા જતાં તેને એક ઠંડી અને લીસી વસ્તુ સાથે સ્પર્શ થયો. તે એકદમ ચમકીને પોતાની શય્યામાં બેઠો થયો અને જુએ છે તો જણાયું કે એક મોટો ઝેરી સાપ પોતાની ફેણ ઉંચી કરીને તેને ડંખ મારવાની તૈયારીમાં હતો. તે તરતજ પોતાની શય્યામાંથી કુદીને બહાર પડયો, તેણે આખો ઓરડો તપાસી જોયો તો તેને ચાદરની નીચે બે સર્પ ગોઠવેલા જણાયા. તેણે તે બન્ને સર્પને પૂછડી ઝાલીને બહાર ફેંકી દીધા અને પોતાના સર્વ નોકરોને પોતાની સમક્ષ તેડાવી મંગાવ્યા. તપાસ કરતાં માલમ પડયું કે સર્વ નોકરો આ વાતથી અજ્ઞાત હતા. તોપણ તેમણે જણાવ્યું કે 'ગઇ કાલે આપણા ઘરમાં સાપ હોય તો તેને લઇ જવાને માટે સર્પ પાળનાર એક જોગીને બોલાવવામાં આવ્યો હતો.' આથી તે જોગીને તરતજ બોલાવી મંગાવ-

વામાં આવ્યો. પહેલાં તો તેણે એમજ જણાવ્યું કે 'બિછાનામાં સર્પ ક્યાંથી ઘુસ્યા તે કાંઇ હું જાણતો નથી' પરંતુ જ્યારે તેને જોર-બંધનો માર મારવામાં આવ્યો ત્યારે તેણે કબુલ કર્યું કે 'રઝિયાબેગમે મને એ કામ કરવાને માટે રોક્યો હતો' તરતજ તેને શહેરના કોટપરથી ફેંકીને મારી નાંખવામાં આવ્યો. બીજેજ દિવસે સવારમાં અમીર–ઉલ–ઉમરાની આગેવાની નીચેનું સૈન્ય, પાટનગરમાંથી નીકળીને બિટંડા તરફ કૂચ કરવા લાગ્યું.

રઝિયાબેગમ જ્યારે બિટંડા તરફ ગઇ ત્યારે તેણે પોતાની સાથે દુઃખી બામિઆને લઇ લીધી હતી. જે વખતથી તેને માલમ પડયું કે બામિઆ અને યાકુત પરસ્પર સ્નેહ રાખે છે તે વખતથી તે તેનાપર પુષ્કળ અત્યાચાર કરતી હતી. તેણે દિલ્લીમાં તેને પોતાના મહાલયનાજ એક ઓરડામાં કેદ કરી હતી. તે તેને બહુજ સાદો ખોરાક આપતી હતી. તેણે તેની પાસે એકાદ દાસી પણ રાખી નહોતી. અને તે તેનાપર પોતાની મરજીમાં આવે તેવા જુલમ કરતી હતી.

યાકુત, સુલ્તાનાને છેલ્લી મુલાકાત આપીને ગયો તેને બીજે દિવસે બેગમે બામિઆને પોતાની સમક્ષ બોલાવી મંગાવી અને સર્વ નોકરોને તે ઓરડો છોડી જવાની આજ્ઞા કરી; પછી એકાંતમાં તેની પ્રત્યે બોલી "બામિઆ, જ્યારે હલકા માણસો રાજવર્ગને પોતાની ઇચ્છાનુસાર વિલાસ ભોગવવામાં પ્રતિબંધરૂપે નડે છે ત્યારે કારાગૃહ અથવા મૃત્યુ તેમના ભાગ્યમાં ચોંટે છે. તુ એવી ક્ષુદ્ર ચીજ છે કે તને મૃત્યુની શિક્ષા કરવી એ મને શોભતું નથી. તોપણ અમારા માર્ગમાં આવેલા ક્ષુદ્ર જંતુને અમે જ્યારે પાદાક્રાંત કરતાં નથી ત્યારે પણ તેને માર્ગમાંથી દૂર કરવાની સંભાળ તો રાખીએ છીએ. પેલા ઍબિસિનિયન ગુલામની સાથે તને કેવી રીતે ઓળખાણ પડી ?"

"અમે ઉભય પ્રથમ આ રાજમહાલયના બગીચામાં મળ્યાં.

મેદાનમાં તેણે જે અંગસામર્થ્ય પ્રદર્શિત કર્યું હતું તેથી જે રીતે સુલ્તાનાનું અંતઃકરણ વશ થયું તે રીતે મારૂં પણ વશ થયું. અમે ઉભય મળ્યાં, વાર્તાલાપ કર્યો, સ્નેહ પ્રદર્શિત કર્યો, વચનોની અદલા-બદલી થઇ અને તેઓ હજી સુધી મને વફાદાર રહ્યા છે."

"અને એક ક્ષુદ્ર જંતુને માટે–જે જંતુને હું એક ચપટીમાં ચોળી નાંખી શકું તેને માટે–પોતાની મહારાણીનો તિરસ્કાર કર્યો છે. જો તું મારી વાત સાંભળ. હું તે પરદેશીને ચાહું છું. જો મારા અંતઃ-કરણપર તેણે ઉંડી છાપ પાડી ન હોત; તો એક ગુલામની પતિત અવસ્થામાંથી અમીર–ઉલ–ઉમરાની અતિ ઉચ્ચ સ્થિતિએ તે કદિ પણ પહોંચી શક્યો ન હોત. રાજવર્ગ જ્યાં સુધી અસાધારણ રીતે પ્રસન્ન થતો નથી ત્યાં સુધી તે હલકા લોકોને ઉચ્ચ દરજ્જે ચઢાવતો નથી. મેં જ્યારથી તેને ગુલામગીરીમાંથી મુક્ત કર્યો અને ઉમરાવોની કક્ષામાં મૂક્યો ત્યારથી તેની મારા તરફ કૃતજ્ઞ થવાની ફરજ હતી. જેમ જેમ મેં તેના પ્રતિ કૃપા દર્શાવી, તેમ તેમ તે મારા પ્રત્યે કૃતઘ્ન થતો ગયો. પરંતુ હવે તેને સમજાશે કે રાજવર્ગની કૃપા એક માણસને જેટલે દરજ્જે ઉંચે ચઢાવે છે તેટલેજ અંશે તે તેનો અધઃપાત પણ કરી શકે છે. તારી મહારાણીના સુખવિનાશનું તું કારણ થઇ છે તેથી હવે તેના તરફથી કાંઈ પણ લાભ મેળવવાની તારે આશા રાખવી નહિ. તારા આટલા દોષને માટે હું તારી સ્વતંત્રતા છીનવી લઇનેજ તને જતી કરૂં છું, પરંતુ જો તેં એથી મોટો દોષ કર્યો હોત તો હું તને ફાંસી-એ જ લટકાવી દેત. માટે હમણાં જા, વળી આપણે કોઇક પ્રસંગે મળીશું."

સુલ્તાનાએ તાળી વગાડી એટલે તેના કેટલાક નોકરો હાજર થયા અને તેઓ બામિઆને કારાગૃહમાં લઇ ગયા. બામિઆને યાકુત વિષે હમેશાં ચિંતા થયા કરતી હતી. દૂષી બેગમ કોણ જાણે શું શું વિપત્તિ તેનાપર પાડશે, એવા વિચારથી નિરંતર તેનું ચિત્ત ઘેરાયલું રહેતું હતું.

જ્યારે રઝિયાબેગમે દિલ્લી છોડયું ત્યારે તે પોતાની સાથે બામબાને બિટંડા લઈ ગઇ અને ત્યાં અગાઉ કરતાં પણ તેનાપર વિશેષ જુલમ કરવા માંડયો. તે રંક બાલાની સ્થિતિ અતિ દયાજનક હતી. હવે તેને લાગ્યું કે પ્રાણાધિક યાકુતના મુખનું દર્શન હવે પછી હું કદિ પણ કરી શકીશ નહિ. રઝિયાબેગમનો સ્વભાવ એવો તો ક્રૂર હતો કે તે કદિ પણ પોતાનું વેર લીધા વિના રહે એવી જરા પણ આશા બામિઆને લાગી નહિ. આથી તેના દિવસો સતત નિરાશા અને દુઃખમાંજ વ્યતીત થવા લાગ્યા. રાત્રિએ તેને ઉંઘ પણ આવતી નહોતી, તેનું શરીર અત્યંત કૃશ થઈ ગયું અને તે માત્ર હાડપિંજર જ બની રહી. તેના હૃદયમાંથી આશાએ સદાને માટે દેશવટો લીધો. તે દુઃખના એવા તો પ્રચંડ ડુંગર નીચે ચગદાઇ હતી કે મૃત્યુ આવે તો દુઃખમાંથી છૂટકારો થાય એમ તે ધારવા લાગી. પરંતુ રઝિયાબેગમ તેને મરેલી જોવા માગતી નહોતી, તે તેને જીવતીજ રાખવા માગતી હતી. તે તેને દુઃખના દરિયામાં ડૂબકાં ખાતી જોવા ઇચ્છતી હતી.

બામિઆએ કારાગૃહમાંથી નાશી જવાનો વિચાર કીધો, પરંતુ તે કાર્ય સર્વથા અસંભવિત જણાયું. તોપણ એક છેલ્લા ઉપાય તરિકે તેણે પોતાનો ઓરડો વાળવા આવતી એક દાસીને લાલચ આપી પોતાનો હેતુ સાધ્ય કરવાનો પ્રયત્ન કર્યો. તેણે તેને લાલચ બનાવી એટલે તે ખુશીથી તેની વાત સાંભળવા લાગી. " જો તું મને નાસી જવા દેશે તો હું તને પાંચ સોનામહોર આપીશ" દાસીએ તેની વાત માન્ય રાખી અને સુવર્ણમુદ્રા તેની પાસેથી લીધી. તેણે કારાગૃહનું દ્વાર ઉઘાડયું અને તેને બહાર નીકળવા દીધી. પરંતુ તે મહાલય છોડીને બહાર ચાલી જાય તે પૂર્વેજ તેને પુનઃ પકડવામાં આવી અને પુનઃ કારાગૃહમાં પૂરવામાં આવી. દાસીએ તેને છેતરી હતી. તેણે તેની પાસેથી લાંચ લઈ લીધી અને તેને પુનઃ પકડાવી દીધી. હવે બામિઆ-

પર અગાઉ કરતાં વધારે સખ્ત ચોકી રાખવામાં આવી અને તેના પર અત્યાચાર પણ વધારે થવા માંડયો. તેને એક નાના અંધકારમય ઓરડામાં ગોંધવામાં આવી. આ ઓરડામાં એક બારણા સિવાય પ્રકાશને માટે પણ બીજું દ્વાર નહોતું. વળી તે ઓરડાને જે બારણું હતું તે અતિ મજબૂત હતું, તેથી તેમાંથી નાસવાનો બામિઆને જરા પણ લાગ નહોતો.

હવે બામિઆ છેક નિરાશ થઇ ગઈ. બેગમે તેની પાસે આવીને, તેને દાસીને લાંચ આપવા માટે ઠપકો આપ્યો. ત્યારે બામિઆ બોલી " જુલમના પંજામાંથી છૂટવાને માટે કોઇપણ માર્ગ સ્વીકારવામાં કાંઈ પણ દોષ નથી. ગમે તે સાધનથી જુલમી માણસના હાથમાંથી છૂટવુંજ જોઈએ. જેઓ વિષયાસક્તિથી અંધ થઇને અન્યને દુઃખ દે છે, તેમના પંજામાંથી છૂટવાને માટે કરવામાં આવતા સર્વ પ્રયત્નો કાયદેસર હોય છે. તમારી ક્રૂરતાથી મારૂં જીવન દુઃખમય બની ગયું છે અને તમે જ્યારે મને મારી નાખવાને તત્પર થશો ત્યારે હું મરવાને તૈયાર છું. "

સુલ્તાનાના મુખપર હાસ્ય ફરકી રહ્યું, તેના સહાસ્ય વદનપર ઘાતકીપણાની છાપ સ્પષ્ટ દેખાતી હતી. " હું તારો જાન કદિ પણ લઇશ નહિ; તારો પ્રાણ લેવાથી મારા વૈરની પરિતૃપ્તિ થશે નહિ. તું મરી જશે એટલે તો દુઃખમાંથી મુક્ત થઈ જશે. આ હું ઇચ્છતી નથી. તેં જે અપરાધ કર્યો છે તેને માટે મૃત્યુ એ લાયક શિક્ષા નથી. જે નીચ માણસે મારી કૃપાનો અનાદર કર્યો. છે તેને પણ હું તારા દ્વારા શિક્ષા કરવા ધારૂં છું. તે પણ જાણશે કે રઝિયાબેગમના પ્રેમનો અનાદર કરવાથી મહા વિપત્તિ ભોગવવી પડે છે. "

" પરંતુ તમે જ્યારે બીજા પુરુષને પરણી ચૂક્યાં છો અને તમારા પ્રેમનો સર્વ અધિકાર તેને સોંપી દીધો છે ત્યારે યાકુતની બેદરકારી તરફ હવે તમારે શા માટે લક્ષ આપવું જોઈએ? "

"અંતઃકરણના ઉછળતા પ્રેમની સાથે રાજકીય સંબંધને કાંઈ લેવાદેવા નથી. મેં ગુલામને ચાહ્યો છે અને તેણે મારા પ્રતિ તિરસ્કાર બતાવ્યો છે, પરંતુ હું તેનાપર વૈર લઈશ. પરંતુ તું જો એક સરત કબુલ કરે તો હું તને મુક્ત કરૂં. એક અમીરને મેં તારે માટે પસંદ કીધો છે, તેની સાથે તું લગ્ન કર અને તે ઍબિસિનિયનની ઝંખના મૂકી દે. આ અમીર તને ખરા અંતઃકરણપૂર્વક ચાહે છે. તે અમીરની પત્ની થવાનું કબુલ કર એટલે હમણાંજ તારા કારાગૃહનાં દ્વાર ખુલ્લાં કરવામાં આવશે.

"કદિ નહિ." બામિઆ ઉશ્કેરાઈને બોલી "તમે મને જન્મપર્યંત કેદખાનામાં રાખીને દુઃખ દઇ શકશો, પરંતુ મારા અંતઃકરણની સ્વતંત્રતા કદિ પણ ખુંચવી લઇ શકશો નહિ. યાકુત પ્રત્યેનો મારો પ્રેમ મારા મૃત્યુની સાથેજ નાશ પામશે. તમે મને જે ભોગ આપવાનું કહો છો તે ભોગ આપીને હું કદિ પણ મારી સ્વતંત્રતા ખરીદીશ નહિ."

સુલ્તાનાની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો; અને તે એક શબ્દ પણ બોલ્યા વિના બામિઆની પાસેથી ચાલી ગઈ; જો કે તે કાંઇ બોલી નહોતી, તોપણ તેની દ્રષ્ટિમાં જે ઝેર ભરેલું હતું તે બામિઆ જાણી ગઇ હતી. તેજ સાંજે બામિઆનો ખોરાક બદલાયો. તેને માટે હમ્મેશ કરતાં વધારે સંભાળથી ખોરાક તૈયાર કરવામાં આવ્યો હતો. હતો. તેણે તે ભોજન જોયું એટલે તેના શરીરમાં ભયનો સંચાર થયો. તેના મનમાં અતિ ભયંકર વિચારો આવવા લાગ્યા. તેની પાસેથી રઝિયા ગઈ ત્યારે તેની તરફ જે દ્રષ્ટિ તેણે ફેંકી હતી તેનું તેને વિસ્મરણ થયું નહોતું. આ કારણથી તેણે તે ભોજનને આંગળી પણ અડાડી નહિ. જો કે મૃત્યુ તેને સર્વ દુઃખોમાંથી મુક્ત કરે એમ હતું, તેમ છતાં પણ અસ્વાભાવિક મરણ તે ઇચ્છતી નહોતી. સાદા ખોરાકના કેટલાક ટુકડા શેષ રહ્યા હતા, તે ટુકડાપર નિર્વાહ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તે રાત્રે તેના હૃદયમાં અતિ વ્યાકુળતા ઉત્પન્ન થઇ, તે રાત્રે તેને જરા પણ ઉંઘ આવી નહિ. સવારે કોણ જાણે શું થશે, એવા ભયમાં ને ભયમાં તેણે રાત્રિ વ્યતીત કરી. તેને એવાં તો ભયંકર સ્વપ્ન આવ્યાં કે તે પ્રાયઃ ગાંડી થઇ ગઇ. તે ઉઠી અને જે ખોરાકમાં વિષ ભેળેલું હોવાનો તેને શક ગયો હતો તે ખોરાકને બારીક દ્રષ્ટિથી તેણે જોયો. તેણે તેની રકાબીપર હાથ મૂકયો અને જે થવાનું હો તે થાઓ એવો વિચાર કરીને તેને ખાવાનો ઠરાવ કર્યો, પરંતુ એટલામાં તેનો વિચાર બદલાયો, તેની વ્યાકુળતા જરા નરમ પડી અને તેણે પોતાનો હાથ તિરસ્કાર પૂર્વક તેપરથી પાછો ખેંચી લીધો. ત્યાર પછી તે જમીનપર પડી અને બેભાન થઇ ગઇ. થોડીવાર સુધી તે બેશુદ્ધ રહી, એટલામાં એક અપરિચિત માણસે આવીને તેને જાગૃત કરી. તે તેને માટે આનંદદાયક વર્તમાન લાવ્યો હતો. તે બોલ્યો " ગઈ કાલે મધ્યાન્હકાળે મલિક અલ્તુનિયા અને રઝિયાબેગમના, તથા બેહેરામનાં લશ્કર વચ્ચે યુદ્ધ થયું હતું. બેહેરામના લશ્કરનો સેનાધિપતિ યાકુત હતો. આ યુદ્ધમાં યાકુતને વિજય મળ્યો છે અને મલિક અલ્તુનિયા તથા રઝિયાબેગમ કપાઇ મુઆં છે." બહાર જે વિજયઘોષ થતો હતો તે બામિઆના કર્ણપટપર અથડાયો અને થોડીજવારમાં તેનો આશક તેને આવીને મળ્યો.

ત્યાર પછી થોડા દિવસમાં યાકુત અને બામિઆ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં; યાકુતને બેહેરામે અમીર-ઉલ-ઉમરા તરિકે કાયમ કર્યો અને તે તેના સામ્રાજ્યમાં ઉચ્ચ પદ્દી ભોગવતો રહ્યો. તેની સલાહથી બેહેરામ રાજ્યકારભાર કરવા લાગ્યો; તેથી પ્રજા સુખી થઇ અને યાકુત તથા બામિઆના પ્રેમની સુકથા સર્વત્ર પ્રચાર પામી ગઇ.



# ૪—જયાકુંવરી.

## પ્રથમ પરિચ્છેદ.




રમ સૌંદર્યવિભૂષિત રાજપુત કુલરત્ન જયાકુંવરી પોતાનાં કેટલાંક દાસદાસીઓ સાથે માર્ગક્રમણ કરતી હતી. તે ચિત્તોડના રાજા રાય રતનસિંહની કુંવરી હતી. રાયરતનસિંહને દિલ્લીના પાદશાહે પકડીને કારાગૃહમાં નાંખ્યા હતા. આથી આ રાજકુમારીને અત્યંત શોક થતો હતો અને તે હમ્મેશાં મૂક અને ગંભીર વિચારમાં નિમગ્ન રહેતી હતી. આવખતે તેની આંખમાં અશ્રુ હતાં પરંતુ તેનું એક પણ બિંદુ બહાર ટપક્યું નહોતું. તે રાજપુત બાળા હતી તેથી ગમે તે થાય તો પણ પોતાની દાસીઓની સમક્ષ પોતાની આંખમાંથી એક પણ અશ્રુબિંદુ પડવા દેતી નહોતી. તો પણ તેના અંતઃકરણમાં અત્યંત શોકનો બોજો હતો અને તે ધીમે ધીમે મહા પ્રયાસે ધડકતું હતું.

જયાનું વય માત્ર પંદર વર્ષનું હતું; જોકે તે આટલી બધી તરૂણ હતી તોપણ તે પુખ્ત વયની સ્ત્રીના જેવી દેખાતી હતી. તેનું શરીર પાતળું હતું અને તેના સર્વ ભાગો પ્રમાણસર હતા. આથી તે સૌન્દર્યના અવતાર સમાનજ લાગતી હતી. તેની આંખ કાળી અને

તેજસ્વી હતી. તેનો વર્ણ ગૌર અને સુંદર હતો. જો કે તે નમ્ર અને મૃદુ લાગતી હતી, તોપણ જ્યારે કઠોર અને સખ્ત તથા સહનશીલ થવાના પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તે ગુણ ધારણ કરવાને અસમર્થ નહોતી. રાજપુત મહિલાઓએ ક્યારે એ ગુણની ન્યૂનતા બતાવી છે ?

તે જે જે માણસોના સંસર્ગમાં આવતી તેને તે પોતાના સૌંદર્ય અને મૃદુતાને લીધે અતિ પ્રિય થઇ પડતી. તેના પિતાને તો તે પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હતી. તેનો જન્મ થતાંજ તેની માતા મરણ પામી હતી અને તેના પિતાએ તેને અતિ લાડકોડથી ઉછેરીને મોટી કીધી હતી. થોડો વખત થયાં મુલતાનના રાજાના કુંવરની સાથે તેનું વેવિશાળ કરવામાં આવ્યું હતું. જયાકુંવરી તે કુંવરને અતિ પ્રેમથી ચ્હાતી હતી. તો પણ તેનો પિતા દિલ્લીના પાદશાહના કબજામાં હોવાથી તેના ભાવી સુખરૂપી સૂર્યપર સંકટનું આચ્છાદન ફરી વળ્યું હતું. હાલમાં ઉક્ત વિપત્તિ આવી પડેલી હોવાથી તે ગંભીર વિચારમાં નિમગ્ન થઇ હતી અને પોતાની પાસેનાં માણસોની સાથે પણ વાર્તાલાપ કરતી નહોતી. તે સર્વથા મૌન રહી હતી તો પણ શોકની છાયા તેના ચ્હેરાપર જણાયા વિના રહેતી નહોતી. તેનો શોક ઉંડો અને તીક્ષ્ણ હતો.

આ પ્રમાણે જયાકુંવરી પોતાનાં માણસોની સાથે આગળ વધતી હતી, એવામાં એક ભારે તોફાન થઇ આવ્યું. પવનના સુસવાટા અને વરસાદનાં ઝાપટાં એવા જોરથી આવતાં હતાં કે પાલખીપર ઢાંકેલાં આછાં વસ્ત્રથી તેમાં બેઠેલાં માણસોનું બરાબર રક્ષણ થઇ થઈ શકતું નહોતું. વળી આફતમાં આફત એ હતી કે નિકટમાં કોઇ ગામડું કે કસ્બો નહોતો—અરે બે ચાર ઝુંપડીનું ઝુંડ પણ નહોતું. વાદળનો ગડગડાટ અને વિદ્યુતનો ચમકાર મનુષ્યોને ભયભીત બનાવતો હતો. વાદળમાં સૂર્ય તો કોણ જાણે ક્યાં છૂપાઇ ગયો હતો તે

સમજાતું નહોતું. સર્વત્ર સંધ્યાકાળના જેવું ઝળઝળું પ્રસરી રહ્યું હતું. સર્વ સ્થળે પાણી, પાણી અને પાણીજ દ્રષ્ટિગોચર થતું હતું. આવા ભારે તોફાનમાં જયાકુંવરી પોતાનાં માણુસો સાથે માર્ગક્રમણ કરતી હતી.

સુંદર જયા તોફાનથી જરાપણ ભયભીત થઈ નહિ. તેની દાસીઓ તેની લગોલગ આવી તેની સોડમાં લપાઈ શોક પ્રદર્શિત કરતી હતી. આ તોફાન ભયગ્રસ્ત દાસીઓની લેશ પણ પરવા કરતું નહોતું. તે તો બસ પોતાનું સઘળું સામર્થ્ય પૃથ્વીપર ખાલીજ કર્યે જતું હતું. પાલખીપરનાં આછાં આચ્છાદનમાંથી પાણીનાં બિંદુઓ સર્વ સ્ત્રીઓનાં મસ્તકપર પડતાં હતાં. આથી મસ્તક ઉપર એક ચાદર ધરવામાં આવી, પરંતુ તેના શા ભાર ? થોડીવારમાં તે પણ પાણીથી ભીંજાઇ ગઇ અને સર્વ સ્ત્રીઓના અંગપર એટલું બધું પાણી પડવા લાગ્યું કે તેમણે તેથી કંટાળીને ક્યાંક અન્યત્ર આશ્રય લેવાનો નિશ્ચય કર્યો.

સદ્‌ભાગ્યવશાત્ તેમાંની એક સ્ત્રી, નિકટ આવેલી એક ડુંગરીની તળેટીમાં એક ગુફા છે, એમ જાણુતી હતી. તે કાંઇક આનાકાનીથી તે સર્વને તે ગુફા તરફ લઇ ગઇ. આનાકાનીથી લઇ જવાનું કારણ એ હતું કે તે ગુફામાં લૂંટારા અને હિંસક પશુઓ તથા ઝેરી અજગરો મોટી સંખ્યામાં વસતા હતા એવી કિંવદન્તી ચાલતી હતી. તોપણ માણુસોની સંખ્યા અધિક હોવાથી તેમને ત્યાં જવામાં વિશેષ ધાસ્તી લાગી નહિ. વળી તોફાન હજી પણ પુષ્કળ જોસથી ચાલતું હોવાથી તેમને ગમે તે જોખમે પણ આશ્રય મેળવવાની આવશ્યકતા હતી.

આ ગુફામાં જવાને માટે પ્રથમ ઉંચે ચઢવું પડતું હતું. આ રસ્તો અતિ વિકટ અને ખરબચડો હતો. આ રસ્તાની બન્ને બાજુઓ તુટી ગઇ હતી. એમ જણાતું હતું કે કોઇ માણુસોએ ખાસ જાણી જોઇને આ કાર્ય કર્યું હતું. અફસોસ ! મનુષ્યના હાથની કારીગરીના સુંદર નમુનાઓ મનુષ્ય પોતેજ ભાંગી તોડીને છિન્નભિન્ન કરી નાંખે છે !

રસ્તો જો કે હાલ ભાંગેલો તુટેલો હતો તો પણ તે પોતાની ભૂતકાળની સુંદરતાનો ઘણો સારો ખ્યાલ આપતો હતો. સર્વ માણુસો ગુફામાં દાખલ થયાં કે તરતજ સર્પો વગેરે ઝેરી પ્રાણીઓને દૂર રાખવાને માટે મશાલો સળગાવવામાં આવી. સંધ્યાકાળ થતાં તોફાન બંધ પડયું. તોપણ હવે તેમણે ધાર્યું કે આ સ્થળેથી રાત્રિને સમયે બહાર જવાની જરૂર નથી. તેઓ સર્વે ત્યાંજ રહ્યાં.

ગુફાનો આકાર ચતુષ્કોણ હતો. દરેક બાજુ સાઠ સાઠ ફીટ લાંબી હતી. ઉંચાઇ પાંચ વાર હતી. તે ગુફામાં માત્ર દરવાજામાંથીજ પ્રકાશ આવી શકતો હતો. આ ગુફાના મધ્ય ભાગમાં જયાકુંવરી સુંદર શય્યાપર સૂતી અને તેની આસપાસ તેની દાસીઓ સાદડી, ચટાઇ વગેરેપર સૂતી. ગુફાના ઉપલા ભાગ સાથે ચાર ચાર ફીટની લંબાઇનાં વનવાગલ લટકતાં હતાં. તેમાં થોડો વખત થયાં કોઇ મનુષ્ય પ્રાણી આવ્યું હોય એવાં ચિન્હ દીસતાં નહોતાં. કારણકે મનુષ્યપ્રાણીનો પગરવટ હોય તો વનવાગળ ઝાઝાં રહી શકે નહિ. તેમણે મશાલો સળગાવીને વનવાગળને નસાડી મૂકવા માંડયાં. નાસતી વખત તેમણે જે ફડફડાટ, તોફાન અને ધાંધલ કરી મૂકયું તેથી જયાનાં માણુસોને ઘણો કંટાળો આવ્યો. તેઓ કોઇ કોઈ માણસને કરડયાં પણ ખરાં. આખરે જેમ તેમ કરીને તેમને દૂર કર્યાં.

હજી સર્વ માણુસો સૂતાં ન સૂતાં એટલામાં એક અપરિચિત મનુષ્ય તે ગુફામાં દાખલ થયો અને એક પળવાર સુધી આમ તેમ દ્રષ્ટિપાત કરીને પાછો જતો રહ્યો. આ મનુષ્ય, જાતનો મુસલમાન હતો. એક પર જાતિનો મનુષ્ય પોતાની વચમાં આવ્યો તેથી તે સર્વેને ઘણું ખરાબ લાગ્યું. તેમને ધાસ્તી લાગી કે, દુશ્મનો નિકટમાં છે. તેમનામાં દુશ્મનના માણુસોને હરાવીને પાછા કાઢવાનું સામર્થ્ય નહોતું, કારણ કે તેમની સંખ્યા ઘણી થોડી હતી અને તેમની પાસે હથીઆરો

પણ સારાં નહોતાં. પેલા મુસલમાને આમ તેમ જે દ્રષ્ટિપાત કર્યો તેમાં જયાકુંવરીનેજ જોવાનો તેનો ઉદ્દેશ હતો, એમ સ્પષ્ટ જણાતું હતું. તેઓ જે પ્રદેશમાં હતાં તેની નિકટનાજ પ્રદેશને દિલ્લીના પાદશાહે થોડા વખતપર જીતી લીધો હતો અને ત્યાં તેનું થોડું ઘણું લશ્કર પણ રહેતું હતું. આથી જયાકુંવરીને પોતાનાપર હુમલો થવાની ધાસ્તી લાગી.

તરતજ એક ગુપ્તચરને બોલાવીને જયાકુંવરી તેના પ્રત્યે બોલી "દુશ્મનના માણસો આ ગુફા તરફ આવે છે કે નહિ તેની તપાસ કરી આવ અને જો આવતા હોય તો તે કેટલે દૂર છે તે જલદીથી આવીને જણાવ, કે જેથી આપણે તેમના પંજામાં ફસાતાં વખતસર અટકી શકીએ."

આ વચનો સાંભળી પેલો ગુપ્તચર ગુફામાંથી એકદમ બહાર નીકળ્યો અને ઝડપથી ચાલી થોડીવારમાં અદ્રશ્ય થઈ ગયો. હજી તો ચાર પાંચ મિનિટ પણ નહિ થઇ હશે એટલામાં તો તે ઉતાવળે પગલે પાછો આવ્યો અને આવતાંવેંતજ જાહેર કર્યું કે "મુસલમાનોની એક ટુકડી અહીંઆંથી સો વારને અંતરે છે." જયાકુંવરીએ તરતજ પોતાના માણસોને સજ્જ થવાની આજ્ઞા કરી અને પાછા ફરવાનો પોતાનો ઈરાદો જણાવ્યો. તે બોલી "મુસલમાનો પુરુષો છે તેથી તેઓ એક સ્ત્રીને કાંઈ પણ ઇજા કરશે નહિ. માટે ચાલો હવે આપણે જતાં રહીએ. તે લોકો વાવાઝોડામાંથી બચવાને માટે આશ્રયસ્થાન ખોળતા હશે. તે લોકોને સગવડ આપવાને માટે આપણે અહીંઆંથી જતાં રહીશું."

આ શબ્દો સાંભળી મુખ્ય મંત્રીએ કહ્યું "પરંતુ, બાઇસાહેબ! એ તો શત્રુનું સૈન્ય છે અને એ કદાચ આપણને આપણી મરજીવિરૂદ્ધ એમની સાથે રહેવાની ફરજ પાડશે."

જયાકુંવરી બોલી "આપણને ઈશ્વરનો આશ્રય છે. તેની આગળ

મર્ત્યલોકના માનવી શું કરી શકનાર છે? જેને રામ રાખે, તેને કોણ મારી શકે?"

હજી તે આ શબ્દો પૂરા કરે તે અગાઉ અલ્લાઉદ્દીનની ટુકડીનાં કેટલાંક માણસો પેલી ગુફાનાં દ્વાર આગળ આવી પહોંચ્યાં. આ ટુકડીના નાયકે તે ગુફામાં માણસોનો નિવાસ જોઇને એકદમ પોતાના માણસોને બહાર થોભવાની આજ્ઞા કરી. ગુફાના મધ્ય ભાગમાં જે અગ્નિ સળગાવવામાં આવ્યો હતો તે શત્રુના આગમનની ખબર સાંભળતાંની સાથે બુઝાવી નાખવામાં આવ્યો, તેથી હવે માત્ર ધગધગતા અંગારામાંથી જે પ્રકાશ નીકળતો હતો તે શિવાય અન્ય કોઈ પણ પ્રકારનો પ્રકાશ તે ગુફામાં નહોતો. અલ્લાઉદ્દીનની ટુકડીનો નાયક ગુફામાં પ્રવેશ્યો અને બળતા અંગારા એકત્રિત કરી તેમાં ફુંક મારી પોતાની મશાલ સળગાવી, તથા તેવતી આસપાસ જોવા લાગ્યો. તેણે જે પાલખીમાં જયાકુંવરી બેઠી હતી તે તરફ દ્રષ્ટિ કરી જયાકુંવરીના મંત્રીને પૂછ્યું "આ પાલખીમાં કોણ છે?"

તેણે કાંઈ પણ જવાબ આપ્યો નહિ.

"જવાબ આપ" પેલા મુસલમાને ઉચ્ચ સ્વરે કહ્યું "નહિતો એપરના આચ્છાદનને તોડી નાંખીને હું અંદર જોઇશ. એમાં કોણ છે તે મને જણાવવુંજ પડશે."

"એની અંદર એક સ્ત્રી છે."

"તે તો હું પણ જાણું છું. કારણકે પુરુષો કાંઇ પડદામાં રહેતા નથી. તું મને અતિ કંટાળો આપે છે, માટે હવે તને વધારે સવાલ પૂછવાની જરૂર નથી. હું જાતેજ એમાં કોણ છે તેની ખાત્રી કરીશ."

એમ કહી તેણે પાલખીના આચ્છાદન ઉપર કઠોરતાથી પોતાનો હાથ નાખ્યો અને તેને ખેંચી નાખવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એટલામાં પેલા મંત્રીએ, એક સ્ત્રીનું આ રીતે અપમાન થતુ જોઇને તેનો હાથ

પકડયો અને તેને ખેંચવા લાગ્યો. પેલા ક્રોધે ભરાયેલા મુસલમાને એક નાની કટાર કાઢી અને તેને પેલા રાજપુત મંત્રીના ઉદરમાં ખોસી દીધી. કટારનો પ્રહાર તથા પોતાના મંત્રીનો આર્ત નાદ સાંભળી જયાકુંવરી એકદમ પોતાની પાલખીની બહાર કુદી પડી અને પોતાના દુશ્મનની સામે આવીને ઉભી.

"હું જયાકુંવરી છું" તે બોલી "ચિત્તોડના રાજા રાય રતનસિંહ કે જેને તમે કેદ પકડયા છે તેની હું કુંવરી થાઉં છું."

પેલા મુસલમાને આશ્ચર્યચકિત થઈ પોતાની તલવાર નીચે ફેંકી દીધી.

## દ્વિતીય પરિચ્છેદ.



તે સુંદર રાજપુત બાળાના ખૂબસુરત મુખનું અવલોકન કરીને પેલો મુસલમાન સરદાર આશ્ચર્યચકિત થઇ ગયો અને તેણે માનસહિત તે સુંદરીને નમન કર્યું. આ વખતે તેના આનંદનો પાર નહોતો, કારણ કે પોતાનો શહેનશાહ જે સ્ત્રીને હસ્તગત કરવાને અતિ આતુર બની રહ્યો હતો તે અનાયાસ પોતાના હાથમાં આવી હતી. આ સુંદરીના સૌંદર્યના યશોગાન દિલ્લીની દરબારમાં પહોંચી ગયાં હતાં અને પાદશાહ તેના મુખનું દર્શન કરવાને માટે તલપી રહ્યો હતો. પરંતુ અત્યાર સુધી તેની મનોવાંચ્છના તૃપ્ત થઈ નહોતી. આથી જ્યારે અનાયાસ તે સ્ત્રી પેલા મુસલમાન નાયકના હાથમાં આવી ત્યારે તે અતિ આનંદ પામે તેમાં શું આશ્ચર્ય? કારણ કે તેને માત્ર ઇનામ મળવાનીજ નહિ, પરંતુ મોટી પદવી મળવાની આશા હતી. પેલી

તેજસ્વી સ્ત્રીના સુંદર મુખનું અવલોકન કરતાં કરતાં એ મુસલમાન સેનાનાયકના મનમાં પોતાની ભાવી ઉન્નતિના હજારો વિચારતરંગ ઉછળવા લાગ્યા.

"આપના મેળાપથી મને અતિ હર્ષ થયો છે." તે મુસલમાન બોલ્યો "અમે રાત્રિ દિવસ આપનીજ રાહ જોયા કરીએ છીએ. આપને દિલ્લીમાં પધારેલાં જોઇ ખુદાવિંદ શહેનશાહ અતિ પ્રસન્ન થશે અને આપ એમના જનાનખાનામાં પ્રવેશ કરશો કે તરતજ આપના પિતાને કારાગૃહમાંથી વિમુક્ત કરવામાં આવશે."

જયા, નમ્રતા તથા આત્મમાનસહિત બોલી "મારી પોતાની જાતના એક યુવકની સાથે મારા વિવાહ થયા છે અને જો તમારા શહેનશાહ, એક રાજાના ગુણો ધરાવતા હશે તો તેઓ કદિ પણ પરસ્ત્રીને હસ્તગત કરવાનો વિચાર કરશે નહિ. પરધર્મી માણસની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી હું કદિ પણ જોડાઇશ નહિ. માટે જે સ્ત્રી પોતાના તરફ માનની દ્રષ્ટિથી જોતી નથી તે સ્ત્રીની સાથે લગ્ન કરવાની ઇચ્છા અલ્લાઉદ્દીન શા માટે રાખે છે? હવે તમને મારી એટલીજ પ્રાર્થના છે કે, કૃપા કરીને મને મારે માર્ગે જવા દો."

"કર્તવ્યની આગળ મનની લાગણીને માન આપી શકાય એમ નથી. કર્તવ્ય તે કર્તવ્ય જ છે. ગમે તે થાય તો પણ મનુષ્યે કર્તવ્ય તો બજાવવુંજ જોઇએ. આ કામમાં મારો ચારો નથી. જો હું તમને તમારે માર્ગે જવાની પરવાનગી આપું તો મારા શહેનશાહ પ્રત્યે નિમકહરામ થાઉં. માટે આ કારણથી હું તમને જવા દઈ શકતો નથી."

"મનુષ્યનું કર્તવ્ય શું છે એ તમે સમજો છો? ન્યાયી થવું એજ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. એક સ્વતંત્ર સ્ત્રીની સ્વતંત્રતા ખુંચવી લેવાનો તમને હક નથી. આપખુદ રાજાના હુકમો પ્રમાણિક અને ન્યાયી માણસોએ માન્ય કરવા જોઇએ નહિ. જે આજ્ઞાનું

પાલન કરવાથી પાપ થતું હોય તે આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી પુણ્ય થાય છે."

આ શબ્દો સાંભળી પેલો મુસલમાન કઠોરતાથી બોલ્યો "આ વિષય ઉપર આપણે કાલે વધુ વાદવિવાદ કરીશું. પણ હાલ તો તમારે અમારા કબજામાંજ રાત્રિ વ્યતીત કરવી પડશે, પછી ભલે તમને અમારી સંગત અનુકૂળ હોય વા પ્રતિકૂળ..."

"ત્યારે શું તમે મને કેદ કરવા માગો છો ?"

"હું તમને મારા કબજામાં રાખવા માગું છું. પછી તમે તેને કેદ ગણો કે ગમે તે ગણો."

આ શબ્દો સાંભળી રાજપુત કુંવરી પોતાને મુક્ત કરવાની વધુ પ્રાર્થના કર્યા શિવાય પોતાની પાલખીમાં દાખલ થઇ. પેલા મુસલમાન નાયકે પોતાના માણસોને અગ્નિ પ્રદીપ્ત કરવાની આજ્ઞા કરી અને ગુફાના દ્વાર આગળ ચાર સિપાઇઓને ચોકી કરવાને માટે ઉભા રાખી પોતાની શય્યા તૈયાર કરી. અન્ય માણસોને તેણે જરા છેટે મુકામ નાંખવાનો હુકમ ફરમાવ્યો. રાજપુત મંત્રીને જે ઘા થયો હતો તેપર પાટો બાંધવામાં આવ્યો, તેથી તેને જરા આરામ થયો. ત્યાર પછી સર્વ જણ નિદ્રાવશ થયાં.

પરંતુ જયાકુંવરીને નિદ્રા આવતી નહોતી. તેની આંખ ખુલ્લી ને ખુલ્લીજ રહી હતી. તેની સઘળી આશા વિનષ્ટ થઈ હતી. તે જે કાર્ય કરવાને નીકળી હતી તે કાર્યમાં મોટું વિઘ્ન આવી પડયું હતું. "કદાચ મારા પિતાના મુખનું દર્શન કરી શકીશ, પરંતુ કેવા સંયોગોમાં ? તેઓ કારાગૃહમાં હશે અને હું મુસલમાન પાદશાહના જનાનખાનામાં હઇશ." આ વિચાર આવતાંજ તેના દુઃખનો પાર રહ્યો નહિ. "જે માણસ અમારા ધર્મની નિંદા કરે છે, તેની સાથે હું વરીજ શી રીતે શકું ? અને જે પુરુષની સાથે મારા વિવાહ થયા છે તેને

શું મારે ત્યજી દેવો ? તેના પ્રતિ શું મારે બેવફા નીવડવું ? ના ના, તેમ કદિ પણ બનશે નહિ. ગમે તેવાં સંકટો હું સહન કરીશ, પરંતુ એક વિધર્મીની સાથે હું કદિ પણ લગ્ન કરીશ નહિ. પછી તે પાદશાહ હોય તો પણ શું થયું ? ” આવા આવા વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. “ અરે, પણ જો હું પાદશાહની સાથે લગ્ન નહિ કરીશ તો મારી સ્થિતિ કેવી થશે ? મારી દશા તો જેવી થવાની હોય તેવી થાઓ, પરંતુ મારા પિતાના હાલ કેવા થશે ? શું મારે મારા પિતાના સુખનો વિચાર નહિ કરવો જોઇએ ? અરે ! ગમે તે થાઓ ! પૃથ્વી રસાતળ જાઓ, પરંતુ એક રાજપુત બાળા એક મુસલમાનની સાથે કદિ પણ લગ્ન કરશે નહિ. તે આનંદપૂર્વક મોતને ભેટશે, પરંતુ એક નીતિભ્રષ્ટ મુસલમાનની સાથે કદિ પણ લગ્નની ગાંઠથી જોડાશે નહિ. પિતાના નશીબમાં જે હશે તે થશે, પરંતુ હું મારૂં વ્રત ચૂકીશ નહિ.” આ રીતે સઘળી હિમ્મત છતાં તેને કાંઈ ઓછો ભય લાગતો નહોતો. તે સારી પેઠે જાણતી હતી કે તેને હિંદના પાદશાહની સાથે બાકરી બાંધવાની છે. તેથી તેની આંખ જરા પણ મિચાઈ નહોતી. તેને જરા પણ નિદ્રા આવી નહોતી, તેને ઘેન સરખુંયે ચઢ્યું નહોતું. રાત્રિ ધીમે ધીમે ચાલી જતી હતી. તેણે પોતાના પડદામાંથી બહાર નજર ફેંકી તો સર્વ જણ નિદ્રાવશ જણાતાં હતાં અને તેની આસપાસ અપૂર્વ શાંતિ ફેલાઇ રહી હતી. માત્ર ગુફાના દ્વાર આગળ પેલા ચાર પહેરેગીરો રણમાં પડેલા યોદ્ધાઓના સમૂહમાં ફરતા ગીધોની પેઠે આમ તેમ આંટા મારતા હતા.

રાત્રિ પૂરી થઇ અને સૂર્યનારાયણ પોતાનાં કિરણો પેલી ગુફા આગળ મોકલે તે અગાઉ પેલા મુસલમાન સૈનિકો જાગૃત થયા. તેઓ ટોળું વળીને બેઠા અને એક પછી એક હુક્કો પીવા લાગ્યા. ત્યાર પછી તેઓ અગ્નિ પ્રજવલિત કરીને પોતપોતાનું ભોજન તૈયાર કરવા

લાગ્યા. ભોજન તૈયાર થયા પછી હિંદુઓ અને મુસલમાનો ખાઇ પી પરવાર્યા.

મુસલમાનોએ રાજપુતોને પોતાના કબજામાં આવેલા જોઈ તેમની મશ્કરી કરવા માંડી. રાજપુતો પોતાને થતું અપમાન મૂંગે મોઢે સહન કરવા લાગ્યા; પરંતુ તેમના હૃદયમાં વૈરનો અગ્નિ બળ્યા કરતો હતો અને તેઓ માત્ર પ્રસંગનીજ વાટ જોઇને બેસી રહ્યા હતા.

હિંદુઓ અને મુસલમાનો કૂચ કરવાની તૈયારીમાં રોકાયા હતા. ત્યારે જયા શાંત રીતે બેસી રહી હતી. તેની આગળ ચોખા દાળની થાળ લઈ જવામાં આવી પરંતુ તેણે તેમાંનો એક દાણો પણ ચાખ્યો નહિ. તે ઈશ્વરની મરજીને આધીન થઇ બેસી રહી. તેણે મુસલમાન પાદશાહની સાથે લગ્ન કરવા કરતાં મૃત્યુને શરણે થવાનો દૃઢ નિશ્ચય કર્યો. હવે માત્ર મોતજ તેને આપત્તિમાંથી બચાવી શકશે એમ તેને લાગ્યું. તે છતાં પણ 'એકાએક ક્યાંકથી સહાય આવી પહોંચશે અને મારો તથા મારાં માણસોનો બચાવ થશે' એવી આશા તેણે છેક છોડી દીધી નહિ.

મુસલમાન સેનાપતિએ કૂચ કરવાની આજ્ઞા ફરમાવી. જયાની પાલખી ભોઇઓએ ઉંચકી લીધી અને સર્વ જણ ગુફામાંથી બહાર નીકળ્યાં. સર્વ રાજપૂતોને શસ્ત્રવિહીન કરવામાં આવ્યા અને તેમને બબ્બે જોડ બનાવી ચલાવવા માંડ્યા. એક જોડની પ્રત્યેક બાજુએ એક એક મુસલમાન સૈનિક ચાલતો હતો. જયાકુંવરીની પાલખીની આસપાસ તો એવો સખ્ત પહેરો મૂકી દેવામાં આવ્યો હતો કે તેને નાશી જવાની જરા પણ તક મળે નહિ.

થોડે દૂર સુધી કૂચ કરી એટલે ભોઇઓ થાકેલા જણાયા. આથી પેલા મુસલમાન સરદારે એકદમ પાલખી ઉભી રખાવી અને જયા-કુંવરીને ઉદ્દેશીને કહ્યું "બાઇ સાહેબ, ભોઇઓ થાકી ગયા છે અને

હું ધારૂં છું કે તમે થોડે દૂર સુધી ચાલો તો સારૂં. ભોઇઓનો થાક જરા ઉતરે ત્યારે તમે પુનઃ પાલખીમાં બેસજો. હું સારી પેઠે જાણું છું કે તમે સૂર્યનો તડકો કદી જોયો નથી અને તમે ખરબચડા રસ્તાપર કદિ પણ ચાલ્યાં નથી, તોપણ વિપત્તિને પ્રસંગે મોટા મોટા માણસોને પગે ચાલવું પડે છે. તમારે થોડી વાર સુધી નીચે ઉતરીને ચાલવું પડશે."

જયાકુંવરીએ ગંભીરતાથી પ્રત્યુત્તર આપ્યો "તમે કદાચ જાણુતા નહિ હશો કે અમારાં અંતઃકરણ વિરૂદ્ધ જ્યારે કોઈ પણ કાર્ય કરવાની અમને ફરજ પાડવામાં આવે છે, ત્યારે અમે રાજપુત લોકો મરવાને એક પળનો પણ વિલંબ કરતાં નથી. સાધારણ પ્રતિનાં સંકટો મારાપર આવશે તો તે હું સહન કરીશ, પરંતુ હદ ઓળંગીને જો તમે મારી સાથે ગેરવર્તણુંક ચલાવશો તો હું તમારા પંજામાંથી મુક્ત થવાનો મારો ઉપાય અજમાવીશ. જે કાર્ય કરવાને મારૂં અંતઃકરણ મને ના પાડતું હોય તે કાર્ય જોરજુલમથી તમે કદિ પણ મારી પાસે કરાવી શકશો નહિ. હું એક સ્ત્રી છું, અબળા છું, તોપણ તમે જાણો છો કે હું રાજપુત કુળમાં જન્મી છું. અને એક રાજપુત બાળા માનહાનિ કરતાં મોતને વધારે પસંદ કરે છે. હું ઈશ્વરના સોગન ખાઇને કહું છું કે, જો તમે મને પાલખીમાંથી નીચે ઉતારવાનો પ્રયત્ન કરશો તો તમે કદિ પણ અહીંઆંથી મને જીવતી લઇ જઇ શકશો નહિ. તમે જાણુતા પણ ન હો એવા પ્રકારની પ્રાણવિનાશક વસ્તુ મારી પાસે છે+ અને મારી મરજીવિરૂદ્ધનું કાર્ય જો તમે મારી પાસે કરાવશો તો હું તત્ક્ષણ તેનો ઉપયોગ કરીશ. તમે

---

+ રાજપુત સ્ત્રીઓ તત્ક્ષણ મૃત્યુ નિપજાવે એવી જાતનું વિષ હમ્મેશાં પોતાની સાથેજ રાખતી હતી. આકસ્મિક આપત્તિને પ્રસંગે તત્કાળ ઉપયોગમાં લઇ શકાય એટલા માટે તે વિષ, વીંટી અને અન્ય પ્રકારના અલંકારોમાં છુપાવી રાખવામાં આવતું હતું.

જે કાર્યની અપેક્ષા મારી પાસેથી રાખો છો તે કાર્યને હું માનહાનિ-ભરેલું અને મારા દરજ્જાને અણછાજતું લેખું છું.”

રાજપુત લોકો કેવા નિશ્ચયી હોય છે તે પેલો મુસલમાન સરદાર સારી પેઠે જાણતો હતો. તેને ભય લાગ્યો કે જો જયાકુંવરીને પાલખીપરથી નીચે ઉતરવાની ફરજ પાડવામાં આવશે તો તે તરતજ પોતાનો પ્રાણ ગુમાવશે. આથી તે નમ્રતાપૂર્વક બોલ્યો–

“ પરંતુ, બાઇસાહેબ, જો આપ નીચે નહિ ઉતરશો તો આપણુને અહીંઆંજ થોભવું પડશે. કારણુ કે ભોઇઓ થાકી ગયા છે.”

“ ભોઇઓ થાકી ગયા હોય તો જ્યાંસુધી તેમનો શ્રમ ઉતરે ત્યાંસુધી હું અહીંઆં થોભીશ. તમે તમારી મરજીમાં આવે તેમ કરો. મેં તો મારો દ્રઢ નિશ્ચય તમને જણાવી દીધો છે. આકાશના તારાને તેની જગાપરથી ખસેડવો જેટલો કઠિન છે, તેટલોજ મારો નિશ્ચય ફેરવવો કઠિન છે. તમે મારો નિશ્ચય જાણી ચૂક્યા છો, માટે હવે મારી સાથે વધારે વાત કરવામાં કાંઈ સાર નથી. મને હવે એકાંતવાસ સેવવા દો.”

ભોઇઓને પુનઃ પાલખી ઉંચકવાની આજ્ઞા ફરમાવી, પરંતુ તેમણે તેમ કરવાની સાફ ના પાડી. તેમની પાસે બીજા ભોઇઓ હતા નહિ. આથી પેલા મુસલમાન સરદારના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે ગુસ્સાના આવેશમાં પેલા ભોઇઓને બેચાર ફટકા ફટકાવી કાઢ્યા, પરંતુ મારથી કાંઈ કામ સરે એમ નહોતું. જયાકુંવરીએ હઠ લીધી કે “ મારા માણુસોની સાથેજ હું કૂચ કરીશ. બીજા કોઈ પણુ માણુસોની સાથે કૂચ કરીશ નહિ. અને જો તમે બીજા માણુસોની સાથે કૂચ કરવાની મને ફરજ પાડશો તો હું તત્ક્ષણુ મારો પ્રાણુ પરમાત્માને સોંપીશ.”

"પરંતુ તમારા ભોઇઓ તમને ઉંચકવાની ના પાડે છે તેમાં હું શું કરૂં? તમારા માણસો તમને ઉચકતા નથી તેથી તમને પગે ચલાવવાની મને ફરજ પડે છે. માટે હવે ત્વરા કરો. આપણને ઘણું મોડું થયું છે."

આ શબ્દો હજી તે પૂરા કરે તે અગાઉ જયાકુંવરી પોતાનો હાથ મોં આગળ લઇ ગઈ. આ દ્રસ્ય જોતાંજ પેલો મુસલમાન સરદાર ચેતી ગયો કે રાજપુત બાળા વિષ પ્રાશન કરે છે. આથી તે તરતજ તેની પાસે દોડી ગયો અને તેનો હાથ મજબૂત રીતે પકડીને બોલ્યોઃ—

"મારે તમારો હાથ આ રીતે પકડવો પડે છે તેનું કારણ તમે પોતેજ છો. મારે એક અગત્યનું કામ કરવાનું છે અને તે એ છે કે મારે તમને સહીસલામત દિલ્લી પહોંચાડવાં જોઇએ, અને તમે એ કાર્યમાં ગમે તેટલાં વિઘ્નો નાંખશો તોપણ તે કાર્ય હું કરીશજ. મેં તમારા પ્રતિ જે નમ્રતા દર્શાવી છે તેનો તમે દુરૂપયોગ કીધો છે, માટે હવે તમારે બંદીવાન થઇને ચાલવું પડશે. જ્યારે તમારા ભોઇઓ તમારી પાલખી ઉંચકવાને તત્પર થશે ત્યારે તમને પુનઃ પાલખીમાં બેસાડવામાં આવશે. તે દરમ્યાન તમારે ચાલવુંજ પડશે."

ગુસ્સાથી સિંહણુસમાન વિકરાળ બનેલી રાજપુત બાળા એક શબ્દ પણ બોલી નહિ. તેની કાળી આંખોમાંથી જે અગ્નિ ઝરતો હતો તેપરથી તેનું મન અત્યંત ઉશ્કેરાઈ ગયું છે, એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. પરંતુ તેણે પોતાનો ક્રોધ શબ્દોમાં વ્યક્ત કીધો નહિ. તેની બન્ને બાજુએ એક એક સૈનિક ચાલવા લાગ્યો. તેની દાસીઓને પણ આ રીતેજ બંદીવાન કરવામાં આવી. હવે સર્વે ત્વરાથી કૂચ કરવા લાગ્યાં.



# તૃતીય પરિચ્છેદ.



સાંકડી નાળમાંથી મુસલમાન લશ્કર જયાકુંવરીને લઇને બહાર મેદાનમાં આવ્યું કે તરતજ કેટલાક ઘોડેસ્વારો પૂર ઝડપે આવતા તેની દ્રષ્ટિએ પડયા. પેલા મુસલમાન સરદારે પોતાના માણસોને એકદમ અટકાવ્યા અને જયાકુંવરીને મધ્યમાં રાખી તેની આસપાસ સૈનિકોને ગોઠવી દીધા. ત્યાર પછી તે, પરિણામની રાહ જોવા લાગ્યો. સામા આવનારા ઘોડેસ્વારો રાજપુતો હતા એ વાત તેને તરતજ સમજાઈ. આ ટુકડીનો નાયક એક સુંદર શ્વેત અરબી ઘોડાપર સ્વાર થયો હતો. પેલા રાજપુત સરદારે મુસલમાન નાયક ઉપર સંદેશો મોકલ્યો કે " કાંતો અમારા કેદી બનો, કે કાંતો અમારી સાથે યુદ્ધ કરો. " મુસલમાન નાયકે આ સંદેશો હસી કાઢ્યો અને તે પછી બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું.

રાજપુતોની સંખ્યા, મુસલમાનોની સંખ્યા કરતાં ઘણી હતી. રાજપુતોએ હિમ્મત અને સાહસથી મુસલમાન સૈનિકોમાં ભંગાણ પાડયું અને તેઓ જયાકુંવરીની પાસે જઇ પહોંચ્યા. મુસલમાનો મોટી સંખ્યામાં રાજપુત સૈનિકોની અસિના ભોગ થઈ પડયા. આ એક નાની ઝપાઝપી હતી, પરંતુ તેમાં રાજપુતોએ મુસલમાનોપર સંપૂર્ણ વિજય મેળવ્યો. મુસલમાન સરદાર રાજપુત નાયકની સાથેની હાથો હાથની લડાઇમાં તેની અસિથી મરણ પામ્યો, અને તેના સૈન્યમાંથી પણ એકે માણસ બચવા પામ્યું નહિ.

જયા પોતાને સ્થળે ઉભી ઉભી આ ખુનરેજી જોતી હતી. તેણે પેલા રાજપુત નાયકને ઓળખ્યો હતો અને તે તેને પ્રાણથી પણ અધિક પ્રિય હતો, તો પણ જ્યારે લડાઈ ચાલતી હતી ત્યારે તે એક પણ શબ્દ

બોલી નહિ. તે ચિંતાતુર ચ્હેરે લડાઇનું પરિણામ શું આવે છે તેજ જોતી ઉભી રહી. જોકે તેના હૃદયમાં વિચારતરંગો દરિયાના મોજાંની માફક ઉછાળા મારતા હતા તો પણ તેનું એક પણ ચિન્હ તેના ચ્હેરાપર પ્રદર્શિત થતું નહોતું. તે તો સર્વથા ગંભીરજ હતો. જયપાલ પોતાના અશ્વપરથી કુદી પડયો અને તેને છુટો મૂકીને પોતાની પ્રિયા પાસે ગયો.

"વ્હાલી ! તું હવે મુક્ત થઇ છે. તું એકાએક ઘેરથી નીકળી છે એ વાત સાંભળી મારા શોકનો પાર રહ્યો નહિ. જ્યારથી મેં આ વાત સાંભળી ત્યારથી મેં સઘળો વખત કેવી ચિંતામાં કાઢયો છે તે હું શી રીતે વર્ણવી શકું ? મેં એકદમ મારા સૈનિકોને તૈયાર કીધા અને તારૂં રક્ષણ કરવા માટે નીકળ્યો. આજે સવારેજ મને ખબર મળી કે, કેટલાક મુસલમાન સૈનિકો તારી પાછળ પડયા છે, પરંતુ હવે તારો સર્વ ભય નિવૃત્ત થયો છે અને તું સુરક્ષિત થઇ છે. હવે આ બહાદુર સૈનિકોની સાથે હું તને જેસલમીર લઇ જઇશ."

"વ્હાલા જયપાલ ! તમારા મુખનું દર્શન થવાથી મને સ્વર્ગ કરતાં પણ વધારે સુખ મળ્યું છે. આ વખતે મને કેટલો આનંદ થાય છે તેનું વર્ણન મારાથી થઈ શકતું નથી. પેલા મુસલમાન સરદારે મારા પ્રતિ જે સખ્ત વર્તણુંક થોડા વખતપર કરી હતી તે વર્તણુંક મને આશીર્વાદસમાન નીવડી છે. કારણ કે જો તેણે તેવું વર્તન મારા પ્રતિ ચલાવ્યું ન હોત તો હું તમારા મુખનું દર્શન કરવાને આ ભવમાં શી રીતે ભાગ્યશાળી થઈ શકત? કારણ કે હું તો ક્યારનીએ મોતને શરણ થઈ ચૂકી હોત. માનહાનિથી મારૂં સંરક્ષણ કરવાને માટે મેં મારા પ્રાણનો નાશ કરવાનો વિચાર કર્યો હતો—મેં વિષ ખાવાનો વિચાર કર્યો હતો, પરંતુ તે સરદારે મને જોરજુલમથી તેમ કરતાં અટકાવી. આથી હું જીવી શકીછું અને તમારા મુખનું દર્શન કરી શકીછું."

આટલો વાર્તાલાપ થયા પછી તે સર્વ જણ વૃક્ષસમૂહ આગળ ગયાં અને તેને છાંયડે બેઠાં. અહીંઆં તેમણે પોતાની સાથે બાંધી આણેલો ખોરાક ખાધો અને પાણી પીધુ. પછી સર્વ સૈનિકોએ પોતાની પાઘડી સમારી અને સર્વ જણ જવાને તત્પર થયા. જયાકુંવરીને પાલખીમાં બેસાડવામાં આવી. આ વખતે ભોઈઓએ પાલખી ઉપાડવામાં જરા પણ આનાકાની કરી નહિ. જયપાલે પોતાનો ઘોડો પાલખીની પાછળ ને પાછળ રાખ્યો. તે પોતાની પ્રિયાની સાથે વાર્તાલાપ કરતો કરતો ચાલતો હતો. પોતાના પ્રિયકરના સહવાસમાં આવવાથી જયાકુંવરીના, પોતાના પિતા વિષેના વિચારો ઓછા થયા હતા. સૂર્યનું દર્શન થતાં જે પ્રમાણે કમળ ખીલે છે, તે પ્રમાણે પોતાના પ્રિયકરના મુખનું દર્શન થતાં જયાકુંવરીનો ચ્હેરો પ્રફુલ્લિત થયો.

માર્ગમાં હવે તેમને કાંઇપણ અડચણ નડી નહિ. તેઓ નિર્વિઘ્ને જેસલમીર પહોંચ્યાં. જયપાલે પોતાની પ્રિયા આપ્ત વર્ગને સોંપી અને તેણે દિલ્લી જવાનો પોતાનો વિચાર પ્રકટ કર્યો.

“ શું તમે દિલ્લી જવાને તૈયાર થયા છો ? ” જયાકુંવરીએ ખિન્ન થઇને પૂછ્યું “ તમારે દુશ્મનના પાટનગરમાં જઇ જીંદગી જોખમમાં નાંખવાની શી જરૂર છે ? ”

“ તમારા પિતા ત્યાં કારાગૃહમાં પડેલા છે એ શું તમે નથી જાણતાં ? અને તેમને કારાગૃહમાંથી મુક્ત કરવાનો શું તમારો ઈરાદો નથી ? ”

“ હા, તેમને મુક્ત કરવા એવો મારો નિશ્ચય છે; પરંતુ તમે એકલા જઇને ત્યાં શું કરશો ? તેમની આસપાસ સખ્ત ચોકી પ્હેરો છે એ વાત શું તમે જાણતા નથી ? ક્રૂર અને ભયંકર પહેરેગીરોની નજર ચૂકવીને તમે મારા પિતાને શી રીતે છોડાવી લાવશો. ”

“ ઈશ્વરની કૃપા હશે તો હું એકલોજ એ કાર્ય કરી શકીશ,

માટે તમે નચિંત રહો. આવતી પૂનેમ સુધીમાં કાંઈ સારા સમાચાર તમે સાંભળશો."

"તમે તમારી જીંદગી જોખમમાં નાંખો છો."

"જીંદગી જોખમમાં પડે એવાં સાહસિક કર્મો કરવાં એ શું રાજપુતનો ધર્મ નથી? રાજપુતોને શું એવાં કાર્યો ગમતાં નથી? તમારા પિતાને મુક્ત કરવાના કાર્યમાં જો હું મારી જીંદગીને બચાવવાનો વિચાર કર્યા કરૂં તો હું તમારા પ્રેમને પાત્રજ શી રીતે હોઈ શકું?"

"બહાદુર માણસો પણ વિચાર કરીને પગલાં ભરે છે, તેઓ અવિચારી સાહસમાં ઝંપલાવતા નથી."

"પરંતુ જ્યાં કર્તવ્ય કરવાનું હોય છે, ત્યાં જો માણસ વિચાર કર્યા કરે તો તેની બહાદુરી વિષે પણ મનમાં શક જાય છે. એવા માણસને ડાહ્યો અને હિમ્મતવાન કોણ કહેશે?"

"ત્યારે તો હું તમને ખુશીથી રજા આપું છું. તમારી મરજીમાં આવે તેમ કરો, પરંતુ આ દાસીને ભૂલશો મા."

"તારૂં સ્મરણ હમ્મેશાં મને ઉત્સાહ આપશે. પ્રેમ એ સર્વ સદ્‌ગુણોનું મૂળ છે. પ્રેમજ મનુષ્યને સુખી બનાવે છે. જ્યારે મનુષ્યના હૃદયમાંથી પ્રેમ અદ્રશ્ય થાય છે ત્યારે તે રાક્ષસ બની જાય છે."

ત્યાર પછી જયપાલ જેસલમીરથી નીકળી દિલ્લી ગયો.

'જયાકુંવરી પોતાના લશ્કરની એક ટુકડીના પંજામાં સપડાઈ હતી, પરંતુ એક રાજપુત યુવકે તેને છોડાવીને તે ટુકડીનો વિનાશ કર્યો' એ વાત જ્યારે અલ્લાઉદ્દીનના સાંભળવામાં આવી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ અને તેણે રાજપુતાનાના ફળદ્રૂપ પ્રદેશમાં એક સૈન્ય મોકલી તેનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. તે છતાં પણ જ્યારે તેને વિચાર આવ્યો કે, તે સુંદરીનો પિતા તો મારા કબજામાં છે

ત્યારે કોઇ દિવસ પણ તે સ્ત્રીને હસ્તગત કરી શકીશ. એવી આશાથી તેનો ક્રોધ શાંત થયો. તે સ્ત્રીના સૌંદર્યની એટલી બધી પ્રશંસા તેણે સાંભળી હતી કે ગમે તે ભોગે તેને હસ્તગત કરવાનો તેણે દ્રઢ નિશ્ચય કર્યો હતો. આથી તેણે તેના પિતાપર કારાગૃહમાં ઘણો અત્યાચાર કરવાનું છોડી દીધું હતું. તે કારાગૃહમાં તેનાપર કૃપાદ્રષ્ટિ રાખતો હતો અને તેને કેટલોક મોજશોખ પણ ભોગવવા દેતો હતો.

જયાકુંવરી મુસલમાનોના હાથમાંથી મુક્ત થયા પછી થોડા દિવસે પાદશાહે રાય રતનસિંહને પોતાની સમક્ષ તેડાવી મંગાવ્યો. તે રાજપુત રાજા, સગર્વ નેત્રોસહિત પાદશાહની હજુરમાં આવીને ખડો થયો અને પાદશાહનાં વચનો સાંભળવાને તત્પર થયો.

"રાજા" અલ્લાઉદ્દીને નમ્ર સ્વરે કહ્યું "તમને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું મન તો થતુંજ હશે, એમાં કાંઇ શક નથી."

"પ્રત્યેક માણસને સ્વતંત્રતા ગમે છે" રાજાએ પ્રત્યુત્તર વાળ્યો "પ્રત્યેક માણસ જન્મે છે ત્યારે સ્વતંત્ર હોય છે, એટલા માટે મનુષ્યની સ્વતંત્રતા ખુંચવી લેવી એ કુદરતના કાયદાનું ઉલ્લંઘન કરવા સમાન છે. યુદ્ધમાં પરાજિત થવાથી હું તમારો કેદી થયો છું, પરંતુ ઉદારતા દર્શાવવી એ ભૂપતિનું ભૂષણ છે."

"પાત્ર જોઇનેજ પાદશાહે ઉદારતા દર્શાવવી જોઇએ. ઉદારતા જયારે અવિચારપૂર્વક બતાવવામાં આવે છે ત્યારે તે સદ્ગુણ મટીને દુર્ગુણ બને છે."

"વાચાળતાથી સત્ય અસત્ય ઠરતું નથી. સદ્ગુણનો આપણે ગમે તેવો ઉપયોગ કરીએ તોપણ તે દુર્ગુણ થઇ શકતો નથી. બુરખો કાંઇ ચ્હેરો થઇ શકતો નથી. તેજ પ્રમાણે સદ્ગુણી હોવાનો ઢોંગ કરવાથી કાંઈ સદ્ગુણી થવાતું નથી. દુષ્ટ વિચારો ઉપર મીઠા શબ્દોનું પડ ચઢાવવામાં આવે તો તેથી કાંઈ હું છેતરાઉં એવો મૂર્ખ નથી."

"રાજા! હવે બીજી બધી વાત મૂકી દો. તમે તમારી સ્વતંત્રતા મેળવવાને રાજી છો કે નહિ તે મને કહો."

"હું રાજી છું."

"તેને માટે તમે શો ભોગ આપશો?"

"રાજપુતના કુલને કલંક ન લાગે એવો કોઈ પણ પ્રકારનો ભોગ આપવાને હું ખુશી છું."

"તમારે એક પુત્રી છે એ વાત ખરી કેની?"

"હા, તેનું શું?"

"હું તેને મારી અર્ધાંગના બનાવવા ઈચ્છું છું."

"પછી?"

"માટે તેને અહીંઆં બોલાવો એટલે તમને મારા કારાગૃહમાં રહેવાની આવશ્યકતા રહેશે નહિ."

"આ જે પાદશાહની ઉદારતા ગણાતી હોય તો તેને કોઈ પણ માણસ સદ્‌ગુણ કહી શકે એમ નથી. આ પ્રકારની ઉદારતા તરફ હું ધૃણાની નજરથી જોઉં છું. પાદશાહની અયોગ્ય ઇચ્છાને ઉત્તેજન આપવું એ અયોગ્ય છે અને તેમાં પણ એક પિતા પોતાની પુત્રીના સંબંધમાંજ આવું વર્તન કરે એના જેવું મહા પાતક બીજું કયું હોય?"

"ત્યારે આનો અર્થ એજ કે, તમને સ્વતંત્ર થવાની ઇચ્છા નથી અને હું તમને સ્વતંત્ર કરવાની જે માગણી કરૂં છું તેનો તમે અનાદર કરો છો?"

"તમે મારી સાથે જે સરત કરવા માગો છો તે શિવાયની ગમે તે સરત પાળવાને હું કબુલ છું, પરંતુ એ સરત તો આ દેહમાં જીવ છે ત્યાં સુધી પાળી શકાય એમ નથી."

"બસ! સિપાઇ, એને પુનઃ કારાગૃહમાં લઇ જાઓ. એને

જ્યારે લુખો સુકો ખોરાક મળશે ત્યારે એની સદ્‌ગુણ અને દુર્ગુણની વ્યાખ્યામાં પરિવર્તન થઇ જશે. મારી આગળથી એનું મોઢું બાળો."

રાય રતનસિંહને પાછો કારાગૃહમાં લઇ જવામાં આવ્યો. બીજે દિવસે તેને બીજી ઓરડીમાં ખસેડવામાં આવ્યો.

હવે તેનાપર સખ્ત જુલમ થવા લાગ્યો. અત્યાર સુધી તેને જે મોજશોખ ભોગવવા દેવામાં આવતો હતો તે હવે બંધ થયો. રાજપુત લોકો કદિ પણ વિપત્તિ અને દુઃખથી ડરતા નથી. તેઓ ગમે તેવાં કષ્ટો સહન કરી શકે છે. તેઓ મૃત્યુ, આપત્તિ અને ભયની લેશ પણ પરવા કરતા નથી. પરંતુ રાય રતનસિંહમાં આ સદ્‌ગુણ પૂર્ણ અંશે નહોતો. તે રાજા હતો તેથી મોજશોખ અને વિલાસભોગની તેને જે ટેવ પડી ગઈ હતી, તે કેમે કરી છૂટતી નહોતી. તે વિલાસી હોવાથી દુઃખ તેનાથી સહન થઇ શકતું નહોતું. જે ચીજ તેના વિલાસભોગની વૃદ્ધિ કરે એવી ન હોય, તે ચીજ તેના હૃદયમાં સ્થાયી ટકી રહેતી નહોતી. પોતાની જાતનું તેને અભિમાન હતું, અને કુળનું માન જાળવી રાખવું એવી તેની ઇચ્છા હતી, તોપણ વિલાસવૃત્તિને લીધે તેનું મન ચલિત થઇ જતું હતું. તે પોતાની પુત્રીને ચ્હાતો હતો, પરંતુ પોતાના વિલાસને તે, તેથી પણ વધારે ચ્હાતો હતો. રાજપુત કુળમાં જન્મ લેવા માટે તે અભિમાન ધરાવતો હતો, પરંતુ વિપત્તિના સમયમાં પર્વતની પેઠે અડગ રહેવાનો, રાજપુતનો ગુણ તેનામાં નહોતો. જ્યારે તેનું અભિમાન ઉશ્કેરાઇ આવતું હતું ત્યારે તે બહાદુર બની જતો હતો, પરંતુ જ્યારે તેનો જુસ્સો નરમ પડી જતો, ત્યારે વિષયાસક્ત પુરુષના જેવું દૌર્બલ્ય તેનામાં આવી જતું હતું. પાદશાહની સમક્ષ તે દૃઢ અને હિમ્મતવાન બનીને ઉભો રહ્યો હતો, પરંતુ જ્યારે તેને તિમિરમય કારાગૃહમાં નાંખીને તેનાપર અત્યાચાર કરવામાં આવ્યો, ત્યારે તેનો નિશ્ચય ડગમગવા લાગ્યો અને તે નિર્બળ તથા નિરાશ બની ગયો.

દિન પ્રતિદિન કારાગૃહના અત્યાચારથી તે વિશેષ અને વિશેષ કંટાળવા લાગ્યો અને આખરે તેણે એક દિવસ રાત્રિને વખતે વિચાર કર્યો કે, પાદશાહની મરજીની સામે થવામાં મેં મૂર્ખાઈ કરી છે. કર્તવ્ય-પરાયણ પુત્રીએ પોતાના પિતાને મુક્ત કરવાને માટે ગમે તેવો ભોગ આપવો જોઇએ અને પ્રસંગ આવે તો કુળ-મર્યાદાનો પણ ભોગ આપવો જોઇએ. વળી પાદશાહની પ્રીતિ સંપાદન કરવામાં કાંઇ થોડો ફાયદો નથી. જો હું અલ્લાઉદ્દીનની માગણીનો સ્વીકાર કરૂં તો મારા જેવો નાનો રાજા આખા હિંદુસ્થાનના સંસ્થાનિકોમાં સર્વોપરિ બની બેસે. મેં પાદશાહની માગણીનો અનાદર કરવામાં મૂર્ખાઇજ કરી છે—મૂર્ખાઇજ કરી છે" આવા આવા વિચાર કરીને આખરે તેણે હાથમાં આવતા પ્રથમ પ્રસંગે પાદશાહની માગણી એકદમ કબુલ કરી દેવાનો નિશ્ચય કર્યો. આવો નિશ્ચય કરીને તે પોતાની શય્યાપર સૂતો અને નિદ્રાવશ થઈ ગયો.

# ચતુર્થ પરિચ્છેદ.



અલ્લાઉદ્દીને બંદીવાન રાજાને પોતાની સમક્ષ તેડાવી મંગાવ્યો અને રાય રતનસિંહે અલ્લાઉદ્દીનની માગણીનો અસ્વીકાર કર્યો ત્યાર પછી થોડા દિવસમાં જયપાલ દિલ્લી પહોંચ્યો. તેણે સૌથી પહેલાં બંદીવાન રાજા રતનસિંહની મુલાકાત કરવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ આ કાર્ય કાંઇ સ્હેલું નહોતું. તેને પોતાનો ઉદ્દેશ પાર પાડવાને માટે એક વ્યાપારીનો વેશ ધારણ કરવો પડયો, કે જેથી તેનાપર કોઇને શક ન આવે. તેને ખબર થઈ કે રાય રતનસિંહ સખ્ત પ્રકારનું કેદખાનું સેવે છે અને પાદશાહને ગુસ્સે કરવાથી

તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેડવામાં આવ્યો છે. પરંતુ પાદશાહને ગુસ્સે થવાનું તેણે શું કારણ આપ્યું હતું તે, તે જાણી શક્યો નહિ.

તેણે, રાય રતનસિંહની મુલાકાત શી રીતે લેવી તેની યોજના પોતાના મનમાં ઘડી કાઢી અને કારાગૃહના પહેરેગીરની પાસે જઈને વાર્તાલાપ કરવા લાગ્યો. તેણે તેને જણાવ્યું કે "હું ઝવેરી છું અને રાય રતનસિંહની મુલાકાત લેવાની ઇચ્છા રાખું છું. રાય રતનસિંહની પાસે ઝવેરાત છે અને તેને વેચી દેવાને માટે તે આતુર બની રહ્યો છે. આ ઝવેરાત હું ખરીદવા ઇચ્છું છું" પરંતુ પહેરેગીર કાંઇ એમ ને એમ તેની મુલાકાત થવા દે એવો કાચો નહોતો. આથી વેષધારી ઝવેરીએ તેને લાલચ આપી કે "જે કિમ્મતે તે ઝવેરાત લેવાનું ઠરશે, તેમાંથી સેંકડે દશ ટકા તમને આપવામાં આવશે. આથી તમને એક લાખ કરતાં પણ વધારે રૂપીઆનો લાભ થશે" પેલા લોભી પહેરેગીરે આપણા ઝવેરીની માગણી કબુલ રાખી, પરંતુ તેણે એટલી સરત કરી કે "જ્યારે લેવડ દેવડ થાય ત્યારે બારણું બંધ કરવું નહિ." જયપાલે આ વાત માન્ય કરી. પહેરેગીર અને જયપાલ વચ્ચે એવી સરત થઇ કે પહેરેગીરે એટલે દૂર ઉભા રહેવું કે ઝવેરી તથા રાય રતનસિંહને તે જોઇ શકે, પરંતુ તેમની વાત સાંભળી શકે નહિ.

આ સરત થયા પછી બીજેજ દિવસે પ્રભાતમાં જયપાલને રાય રતનસિંહની ઓરડીમાં દાખલ કરવામાં આવ્યો. આ ઓરડી નાની અને સમચોરસ હતી. તે ઘણી નીચી હતી અને તેમાં પ્રકાશ ઘણો જ થોડો આવતો હતો.

જ્યારે જયપાલ રાય રતનસિંહની પાસે પહોંચ્યો ત્યારે તે એકદમ પોકારી ઉઠ્યો "શું તમે રાજા પાસેથી આવ્યા છો?"

"ધીમેથી બોલો! હળવા પડો! જયપાલ તમારી પાસે આવીને ઉભો છે."

"શું જયપાલ ! તમે અહીંઆં શી રીતે આવ્યા ?

"હવે આપણને વાતચીત કરવાનો ઝાઝો વખત નથી. હું અહીંઆં વ્યાપારીનો વેષ લઇને આવ્યો છું અને મેં તમારૂં ઝવેરાત ખરીદવાનું બહાનું બતાવ્યું છે. હું પાસે છું એમ તમને જણાવવાને તથા પાદશાહ તમારાપર શા માટે ખફા થયો છે તે જાણવાને માટે હું તમારી પાસે આવ્યો છું."

"પાદશાહે મારી પાસે એવી માગણી કરી કે 'જો તમે તમારી પુત્રીને મારા જનાનખાનામાં મોકલી આપો તો હું તમને મુક્ત કરૂં' મેં ગર્વથી પાદશાહની આ માગણીનો અનાદર કર્યો અને તે કારણથી મારાપર પાદશાહ ક્રોધે બળી રહ્યા છે."

"તેના આ કાર્યને માટે તો આપણે તેનાપર વેર લેવું જોઇએ."

"પરંતુ કેવી રીતે ?"

"હું કાંઇ અહીંઆં મુસલમાન પાદશાહનો અત્યાચાર જોઇને મુંગે મોંઢે બેસી રહેવા આવ્યો નથી. હું તમને મુક્ત કરી શકું એવી સ્થિતિમાં છું. જો પાદશાહનું મરણ થાય તો તમે આ ઘડી છૂટા થાઓ."

"પરંતુ ચોકીદારો અને પહેરેગીરોથી સુરક્ષિત રહેલા પાદશાહને તમે એકલા શી રીતે મારી શકશો ? આ મોટા નગરમાં તમારો કોણ મિત્ર છે અને કોણ સહાયક છે ?"

"એક માણસની આસપાસ દશહજાર ચોકીદારો કાં ન હોય ! પરંતુ માત્ર એકજ શર તેના હૃદયને વિંધી શકે છે."

"તમે જો મને મુક્ત કરી શકતા હો તો પ્રયાસ કરો. ગમે તે રીતે મને છૂટો કરો. જો મને મુક્ત કરવાના સર્વે પ્રયાસો નિષ્ફળ થશે તો, એ જુલમી પાદશાહ આખરે મારી કન્યાને પોતાના જનાનખાનામાં લઇ જશે."

"તેમ કદિ પણ બનશે નહિ."

જયપાલની હીલચાલ પેલો પ્હેરેગીર તપાસતો હતો. તેને હાથ લાંબા કરી જોરથી મસ્તક તથા ધડ હલાવતો જોઇ તેને શક ગયો કે માત્ર ઝવેરાતનાં વેચાણુની આ ખટપટ નથી, પરંતુ કાંઈ બીજીજ ખટપટ છે. આથી તેણે આવીને કહ્યું કે "ભાઈ સાહેબ, હવે તમારી વાતચીત બંધ કરો અને તમારો વ્યાપાર પણ મોકુફ રાખો. તમે જાણતા નથી કે ઘણીવાર થઇ ગઇ છે?" જયપાલ એકદમ ઉઠયો અને ચાલવા લાગ્યો. તેના હૃદયમાં જે ડંખ વાગ્યો હતો તેનું વિષ સમગ્ર શરીરમાં પ્રસરી ગયું હતું અને તેની આંખ તપ્ત થયેલા લોહના જેવી આરક્ત બની ગઇ હતી. "મારી જયા યવન પાદશાહના જનાનખાનામાં જઇ ભ્રષ્ટ થાય!" આ વિચારથી તે ઉન્મત્ત બની ગયો હતો. તેને કારાગૃહમાંથી નીકળી ઝડપબંધ ચાલી જતો જોઇ પહેરેગીર તો આશ્ચર્યથી દિઙ્મૂઢજ બની ગયો. હવે તેની ખાત્રી થઈ કે 'મને છેતરવામાં આવ્યો છે' પરંતુ રાંડયા પછીનું ડહાપણ શું કામનું? તોપણ તેનો કેદી તેના કબજામાં હતો તેથી તેને ધીરજ વળી અને ભવિષ્યમાં તેણે વધારે સાવચેત રહેવાનો નિશ્ચય કર્યો. આથી રાય રતનસિંહના મુક્ત થવાના સંભવો ઓછા થયા. પેલો વેષધારી ઝવેરી પુનઃ કદિ પણ પેલા પહેરેગીરની દ્રષ્ટિએ પડયો નહિ.

રાય રતનસિંહની પુત્રીને પોતાના કબજામાં લેવાનો પાદશાહે જે નિશ્ચય કીધો હતો તે નિશ્ચયને કદિ પણ સફળ ન થવા દેવો એવો જયપાલે ઠરાવ કીધો. અને પાદશાહની યોજના નિર્મૂળ કરવાને તે જેમ બને તેમ ત્વરાથી પ્રયત્ન કરવા લાગ્યો. જયપાલ સમજી ગયો હતો કે, જયાનો પિતા અત્યાચારથી કંટાળી ગયો છે, તેથી તે પાદશાહની માગણી સ્વીકારશે. આથી જેમ બને તેમ જલદીથી એ ઘટના બનતી અટકાવવાને તે, પ્રયત્ન કરવા લાગ્યો. જયાને ભ્રષ્ટ થતી

અટકાવવાને માટે તે પોતાના જીવનનો ભોગ આપવાને સર્વથા ખુશી હતો. જો જયા મુસલમાન પાદશાહની બેગમ બને તો આખી રાજપુત જાતિને કલંક લાગે, એમ જયપાલ સારી પેઠે સમજતો હતો. આથી આવી ઘટના બનતી અટકાવવાને માટે તે આત્મસમર્પણ કરવાને પણ તૈયાર હતો.

તરુણ રાજપુત સરદાર જયપાલ નગરની બહાર એકાંતમાં રહેતો હતો. ત્યાં રહ્યો રહ્યો તે ચાલુ બનાવોપર ગુપ્ત અને બારીક દ્રષ્ટિ રાખતો હતો. પોતાનો ઉદ્દેશ સાધ્ય થઇ શકે એવો પ્રસંગ ઉપસ્થિત થતાં તેનો શીઘ્ર લાભ લેવાનો તેણે વિચાર રાખ્યો હતો. જયાને ગુમાવવી એ મૃત્યુ કરતાં પણ અધિક દુઃખકારક હતું. તેથી તેણે ગમે તે ભોગે પણ તેને પાદશાહના હાથમાં જતી અટકાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો. તે તેને જેસલમીરમાં તેના પિતાના સગાને ત્યાં મૂકી આવ્યો હતો અને તેનાથી છૂટા પડતી વખતે તેને વચન આપ્યું હતું કે " હું થોડા વખતમાં પાછો ફરીશ અને તને મારી અર્ધાંગના બનાવીશ. " કદાચિત્ જયાનો પિતા કારાગૃહનાં દુઃખથી કંટાળીને પાદશાહના હાથમાં જયાને સોંપી બેસે, એ વિચાર તેના હૃદયને કોતરી ખાતો હતો. આથી પાદશાહના હાથમાં જતાં જયાને અટકાવવી, એ વિચાર તેના હૃદયમાંથી એક પળ પણ ખસતો નહોતો. ઉંઘમાં પણ તેને આજ વિચારનાં સ્વપ્નો આવ્યા કરતાં હતાં. આખરે જે સંધિની તે લાંબો વખત થયાં રાહ જોતો હતો તે સંધિ આવી પહોંચી.

થોડા વખતમાં પાદશાહ શિકાર કરવાને માટે જંગલમાં જવાના છે એવી ખબર તેના જાણુવામાં આવી. વળી તેને એવી પણ ખબર મળી કે, પાટનગરથી વીશ માઇલના અંતર સુધી પાદશાહ શિકાર કરવાને જશે. આ ખબર સાંભળી જયપાલનું અંતઃકરણ આનંદથી ઉછળવા લાગ્યું. તેણે તરતજ પોતાનો હેતુ સાધ્ય કરવાની યોજના

ઘડી કાઢી. આશાએ તેનો ચ્હેરો પ્રફુલ્લિત કર્યો.

પાદશાહની સાથે જવાને દિલ્લીનાં અસંખ્ય માણુસો નગર બહાર નીકળ્યાં. પાદશાહની પાછળ સેંકડો હાથીઓ અને હજારો ઘોડાઓની પલટણુ ચાલી. પાદશાહી સ્વારીનો દેખાવ બહુ ભવ્ય અને ચિત્તાકર્ષક બન્યો. પાણીનાં પૂરની પેઠે લોકો નગરમાં અને નગરની બહાર ઉભરાઈ જતા હતા. સર્વ લોકોના હૃદયમાં આનંદ છવાઇ રહ્યો હતો. તોપણુ એક માણુસ અતિ દુઃખી અને ચિંતાતુર હતો. તે છતાં પણુ તે આનંદી લોકોના ટોળાંમાં ભળ્યો અને તેમની સાથે જાણે પોતે પણુ આનંદ જ પામતો હોય તેવો દેખાવા લાગ્યો. તેના હૃદયમાં જે વૈરાગ્નિ ભભુકી રહ્યો હતો તેની જ્વાળા તેના મુખદ્વારા બહાર પડતી નહોતી. તેનું મુખ તો શાંતજ દેખાતું હતું.

ત્રણુ દિવસ પર્યંત શિકાર ચાલ્યો. તે અરસામાં ભયંકર વ્યાઘ્રથી લઇને શિયાળ સુધીનાં સેંકડો પ્રાણીઓનો શિકાર કરવામાં આવ્યો. આ ત્રણે દિવસમાં પાદશાહ ઘોડાની પીઠપરથી નીચે ઉતર્યો નહોતો. ત્રીજા દિવસને પાછલે પહોરે તે એક વાઘની પાછળ પડ્યો અને પોતાનો અશ્વ જોરથી દોડાવી પોતાના માણુસોથી દૂર નીકળી ગયો. આખરે તે વાઘ નાશી ગયો. અલ્લાઉદ્દીન થાકી ગયેલો હોવાથી તે પોતાના ઘોડાપરથી નીચે ઉતર્યો અને તેને એક વૃક્ષની સાથે બાંધીને એક ઉંચી જગાપર ચઢી આસપાસની જમીનપર પોતાની દ્રષ્ટિ ફેંકવા લાગ્યો. ત્યાં તે થોડીવાર સુધી બેઠો અને પ્રકૃતિનું સૌંદર્ય નિહાળવા લાગ્યો. આસપાસનો દેખાવ ઘણો સુંદર લાગતો હતો તેથી તેનું મન તે નિહાળવામાં તલ્લીન થઇ ગયું હતું.

આ પ્રમાણે પાદશાહ પ્રકૃતિ દેવીનું સૌંદર્ય નિહાળતો હતો એવામાં પાછળથી એક બાણુ આવી તેના અંગમાં પ્રવેશ્યું. હજી તો તે પાછળ જુએ, ન જુએ એટલામાં એક બીજું બાણુ પણુ તેટલીજ ઝડપથી

આવ્યું અને તે પણ તેના શરીરમાં પેશી ગયું. તે બેભાન થઇને ત્યાંજ ઢળી પડયો. જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે કેટલાક ભીલ લોકો તેની શુશ્રૂષા કરતા જણાયા. આ લોકો જંગલમાંજ રહેતા હતા અને તેમનાં ઝુંપડાં નજીકમાંજ આવી રહ્યાં હતાં. તેઓ પાદશાહને નિકટના એક ઝુંપડામાં લઇ ગયા અને ત્યાં તેની શુશ્રૂષા કરવા લાગ્યા. પાદશાહ તે સ્થળે કેટલાક દિવસ પર્યંત રહ્યો એટલે તેના ઘા રૂઝાઇ ગયા અને તે હાલતો ચાલતો થયો. પાદશાહે ભીલ લોકોને પોતાની ખરી ઓળખાણ આપી નહિ. કારણ કે તેને ભય લાગ્યો કે, જો હું આમને મારૂં ખરૂં નામ બતાવીશ તો કદાચ મારો જાન લેવાનું કાવતરૂં કરનાર, આ લોકો દ્વારા મારૂં રહેવાનું સ્થળ જાણી જશે અને મને હેરાન કરશે. તેનો ઘોડો તો કોણ જાણે ક્યાં ગયો હતો, તેથી જ્યાંસુધી તે ચાલવાને શક્તિવાન થયો નહિ ત્યાંસુધી તે તે ઝુંપડામાંથી નીકળ્યો નહિ.

પાદશાહ પાટનગરમાં પાછો ફર્યો નહિ એ વાત જ્યારે લોકોના જાણવામાં આવી ત્યારે તેમણે તેને મૃત્યુ પામેલો જાણી તેને માટે શોક કર્યો અને તેના ભત્રિજા રૂકનખાનને ગાદીપર અધિષ્ઠિત કર્યો. નિયમ પ્રમાણે કુરાન પઢવામાં આવ્યું અને રૂકનખાનને નામે રાજકારભાર ચાલવા લાગ્યો. પરંતુ રૂકનખાન ગાદીપરથી ઉતરીને જ્યારે જનાનખાના તરફ ગયો ત્યારે વડા ખોજાએ હાથમાં નાની તલવાર પકડીને તેને જનાનખાનાના દરવાજા આગળ અટકાવ્યો અને તેને ખુલ્લે ખુલ્લું જણાવ્યું કે "જ્યાંસુધી તમે અલ્લાઉદ્દીનનું મૃત મસ્તક બતાવશો નહિ ત્યાંસુધી તમને જનાનખાનામાં દાખલ થવા દેવામાં આવશે નહિ. જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી અમારી ખાત્રી કરી આપ્યા શિવાય તમે જનાનખાનું જોઈ શકશો નહિ."

હવે અલ્લાઉદ્દીન ચાલવાને શક્તિવાન થયો, એટલે તે ભીલના ઝુંપડામાંથી નીકળ્યો અને નિકટ આવેલા એક નાના ગામમાં ગયો.

આ ગામમાંથી તેણે એક ઘોડો મેળવ્યો અને ત્યાં તેણે એક શ્વેત છત્ર શીવડાવ્યું. ત્યાર પછી અશ્વારોહણ કરીને તેણે લોકોને જણાવ્યું કે "હું દિલ્લીનો પાદશાહ છું. થોડા દિવસપર કોઇ માણસે મારો જાન લેવાનો પ્રયત્ન કર્યો હતો અને હમણાંજ મારા ઘા રૂઝાયા છે." લોકો આ વાત સાંભળી તેની સાથે થયા અને સર્વ જણ દિલ્લી તરફ ચાલ્યા. દિલ્લીના કોટ સુધી તેઓ પહોંચ્યા તે વખત સુધીમાં પાંચસેં માણુસો પાદશાહની પાસે એકઠાં થયાં હતાં. પાદશાહનું લશ્કર શહેરની બહાર પડેલું હતું. તે લશ્કરની છાવણી આગળ ગયો અને સર્વે સૈનિકો પોતાનું મુખ જોઈ શકે એટલી ઉંચી જગાએ જઇને તે ઉભો રહ્યો. તેણે પોતાના મસ્તકપર પેલું શ્વેત છત્ર ધારણ કર્યું હતું. આ શ્વેત છત્ર જોઇને સૈનિકો તેની તરફ આકર્ષાયા અને થોડીવારમાં હજારો માણુસ તેની આસપાસ એકત્રિત થઇ ગયા. સૈનિકોએ તથા પ્રજાએ ધાર્યું કે, પાદશાહનો જાન લેવાની કોશિશ કરવામાં રૂકનખાનનો પણ હાથ હશે, આથી રૂકનખાનના દિવસ ભરાઇ ચૂક્યા. તેના પક્ષમાં એક પણ માણુસ ઉભું રહ્યું નહિ. તેની અવસ્થા 'સૂડી વચ્ચે સોપારી' જેવી થઇ. આ આપત્તિથી તે ગભરાઇ ગયો અને ઘોડાપર બેસી અફ્ઘાનપુર તરફ નાશી ગયો. અલ્લાઉદ્દીન પોતાનાં માણુસોને લઇને દરબારમાં ગયો અને સિંહાસનપર ચઢી બેઠો. તેણે તરતજ પોતાના ભત્રિજા રૂકનખાનને પકડી મંગાવવાને માટે ઘોડેસ્વારોની એક ટુકડી રવાના કરી. આ ટુકડીએ થોડા વખતમાં તેને પકડી પાડયો, ધડથી તેનું માથું જુદું કર્યું અને પાદશાહના ચરણ આગળ લાવીને મૂક્યું.

જ્યારે અલ્લાઉદ્દીનની પ્રકૃતિ બરાબર સુધરી ત્યારે તેણે ચિત્તોડના રાજા રાય રતનસિંહને પુનઃ પોતાની સમક્ષ બોલાવી મંગાવ્યો અને પુનઃ પોતાની આગલી માગણી કરતાં નમ્રતા પૂર્વક જણાવ્યું

કે "પુર્વીય દેશોમાં સૌથી બળવાન મનાતા પાદશાહની સાથે લગ્ન કરવાથી તમારી પુત્રીની માનહાનિ થયેલી ગણાશે નહિ, તેમજ તમારા કુળને કલંક લાગેલું પણ ગણાશે નહિ."

"પરંતુ અમારા ધર્મમાં એવાં લગ્ન કરવાની આજ્ઞા નથી." રતનસિંહે પ્રત્યુત્તર આપ્યો.

"પરંતુ જ્યારે હું ધર્મનો બાધ ગણુતો નથી, ત્યારે તમારે ધર્મનો બાધ ગણુવાની શી જરૂર છે? હું વ્હેમી રિવાજને માન આપતો નથી તેથી શું તમે એમ ધારો છો કે હું ધર્મની અવજ્ઞા કરૂં છું? અથવા તેના પ્રતિ ઓછું માન ધરાવું છું? હવે તમને છૂટા થવાનો માત્ર એકજ માર્ગ છે. જો સાઠ દિવસની અંદર તમે તમારી પુત્રી મને નહિ સોંપશો તો તમને ગરદન મારવામાં આવશે. મારી માગણી કબુલ કરશો તો તમારૂં રાજ્ય પુનઃ સોંપવામાં આવશે, એટલુંજ નહિ પરંતુ મારા રાજ્યમાં તમને મોટામાં મોટી માનવંત પદવી આપવામાં આવશે."

"જો મારા તરફ મારા જાત ભાઇઓ ધૃણાની દ્રષ્ટિથી જોતા હોય તો તમારી આપેલી માનવંત પદવી મારા શા ઉપયોગમાં આવશે?"

"ત્યારે તો તમારો ધર્મ છોડી દો અને ઇસ્લામી બનો. બ્રાહ્મણોએ તમને ધર્મબંધનમાં જકડી દીધા છે તેમાંથી છૂટા થાઓ અને સ્વતંત્રતાની ખુલ્લી હવા ગ્રહણ કરો. તમે ઇસ્લામ ધર્મમાં આવશો એટલે મારી આપેલી માનવંત પદવી તમને બહુ ઉપયોગી થઈ પડશે. બોલો તમે મને શું જવાબ આપો છો?"

"હું તમને એટલું કહું છું કે હું કદિ પણ મારો ધર્મ ત્યાગ કરીશ નહિ. તો પણ જો તમે મને મુક્ત કરશો તો હું તમને મારી પુત્રી સમર્પણ કરીશ. હું હમણાંજ તેને તેડાવી મંગાવીશ. તે પોતાના

પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કદિ પણ કરશે નહિ. ચાલીસ દિવસમાં તે તમારી હજુરમાં આવશે. આ પિતાએ આપેલો મોટામાં મોટો ભોગ છે."

હવે તરતજ રતનસિંહને તેની ઓરડીમાં લઈ જવામાં આવ્યો. તેણે પોતાની પુત્રીને તેડાવવાની તૈયારી કરવા માંડી. આ અરસામાં જયપાલ દિલ્લી છોડીને જેસલમીર જઈ પહોંચ્યો હતો.

## પંચમ પરિચ્છેદ.




રે જયપાલ જેસલમીર ગયો ત્યારે તેણે પાદશાહનો જાન લેવાની ગુપ્ત વાત જયાકુંવરીને કરી. તેના મનમાં તો એમજ હતું કે પાદશાહ મરણ પામ્યો છે. તેના મનની આવી ખાત્રી થયા પછી તે દિલ્લી છોડીને જેસલમીર ગયો. રસ્તામાં સદ્‌ભાગ્યવશાત્ કોઇને પણ તેને વિષે શક ગયો નહોતો, આથી તે જેસલમીર સહી-સલામત પહોંચ્યો હતો. પોતાના પ્રયત્નનું શુભ ફળ આવેલું ધારી તે પોતાની જાતને અભિનંદન આપતો હતો; એવામાં રતનસિંહનાં મોક-લેલાં માણસો જેસલમીર આવ્યાં અને તેમણે જયાકુંવરીને દિલ્લી લઇ જવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. રતનસિંહે તે માણસોની સાથે મોકલેલા પત્રમાં ખુલ્લું જણાવ્યું હતું કે આ પત્ર વાંચતાંની સાથે જયાએ શીઘ્ર પાદશાહની સાથે લગ્ન કરવાને માટે દિલ્લી આવવું. આથી જયપાલ અને જયાની આશાપર એક સખ્ત પ્રહાર પડયો. જયપાલે તો પોતાના મન સાથે નિશ્ચય જ કરી રાખ્યો હતો કે ગમે તે ભોગે પણ જયાને પાદશાહના હાથમાં જતી અટકાવવી. પછી ઉભય સ્નેહી-ઓએ પરસ્પર મસલત કરીને એવો ઠરાવ કીધો કે, રાય રતનસિંહની

આજ્ઞાનું પાલન કરવા કરતાં, જો સર્વ ઉપાયો નિષ્ફળ જાય તો અંતે એક બીજાના હાથની કટાર ખાઇ ઉભયે મરણને શરણ થવું. સર્વ સગાંવ્હાલાંઓ પણ રતનસિંહની મતિ ભ્રષ્ટ થયેલી જોઇ શોક કરવા લાગ્યાં અને તેમણે જયાને પાદશાહના જનાનખાનામાં ગયેલી જોવા કરતાં મરણના મુખમાં જોવાનું વધારે પસંદ કર્યું. તેમણે કહ્યું કે "જયાએ આપણા મંદિરમાં આત્મભોગ આપવો જોઇએ."

પરંતુ જયા બોલી "ના, હમણા તેમ કરવાની કાંઇ આવશ્યકતા નથી. જ્યારે પાદશાહના પંજામાંથી બચવાનો બીજો કોઇ પણ ઉપાય રહેશે નહિ, ત્યારે મરવાને માટે હું તૈયાર થઇશ. પરંતુ હજી બચવાના ઘણા ઉપાય છે, તો પછી અત્યારથી મરવાની શી જરૂર છે? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું પાદશાહની બેગમ થવા કરતાં મરણને શરણ થઇશ. જ્યાંસુધી જયપાલ મારૂં સંરક્ષણ કરવાને માટે મારી પાસે રહેશે ત્યાંસુધી હું જીવીશ."

જયાનાં આ વચનો સાંભળી તેનાં સગાંને આનંદ થયો. હવે તેમણે તેનાં લગ્ન ત્વરાથી કરી દેવાનો નિશ્ચય કર્યો. જયાની માતાએ પણ આ વાતને સમ્મતિ આપી. પરંતુ તે સર્વેએ મળીને લગ્ન થયા પછી તરતજ વર અને કન્યાને વિષ દઇને મારી નાંખવાનો ઠરાવ કર્યો, કારણ કે તેમને ભય હતો કે જયાનાં લગ્ન થશે તોપણ પાદશાહ તેના હાથની માગણી કર્યા વિના રહેશે નહિ.

હવે લગ્નની તૈયારી થવા લાગી. દેશના સઘળા ભાગોમાંથી બ્રાહ્મણોનાં ટોળે ટોળાં આવવા લાગ્યાં. આ પ્રસંગે આશરે ૭ હજાર બ્રાહ્મણો એકઠા થયા. એક અઠવાડીઆ સુધી લગ્નની ખૂબ ધામધુમ ચાલી. પ્રત્યેક બ્રાહ્મણને એક એક પાઘડી ભેટ આપવામાં આવી.

વિધિ અનુસાર લગ્નક્રિયા થઇ રહ્યા પછી જમણવાર શરૂ થયા. આ આનંદના પ્રસંગે અનેક સ્થળેથી અતિથિઓ આવ્યા હતા, તેમનો

સારો સત્કાર કરવામાં આવ્યો. સર્વ જાતનાં મિષ્ટાન્ન બનાવવામાં આવ્યાં. સર્વ જણના ચ્હેરા આનંદથી પ્રફુલ્લિત થયા હતા, પરંતુ જયાનાં સગાંઓના ચ્હેરા ગંભીર અને શોકમય લાગતા હતા. જયપાલના આનંદનો પાર રહ્યો નહિ. આ સંસારમાં જયાના સમાગમથી તેને સ્વર્ગ કરતાં પણ વધુ સુખ લાગતું હતું. હવે વિધિ અનુસાર તેણે જયાનું પાણિગ્રહણ કર્યું હતું તેથી તે કદિ પણ તેનાથી વિખૂટી પડશે એવો ભય તેને લાગતો નહોતો. તેના અને જયાના સુખમાં માત્ર એકજ વિચારથી કદિ કદિ ત્રુટી પડતી હતી. અને એ વિચાર, રાય રતનસિંહ કારાગૃહની યાતના ભોગવતો હતો તે હતો. તોપણ તેણે તેને મુક્ત કરવાને માટે આભ ધરતી એક કરવાનો નિશ્ચય કર્યો હતો. તેણે ચિંતાતુર થયેલી જયાને કહ્યું “ તારા પિતાને પાદશાહના કારાગૃહમાંથી મુક્ત કરવાને માટે કોઇ પણ પ્રયત્ન કરવો જોઇએ. જો તેને આપણે ત્વરાથી મુકત નહિ કરીશું તો મને ભય લાગે છે કે તે થોડા વખતમાં કારાગૃહમાં ને કારાગૃહમાંજ મરણ પામશે. ગમે તે ભોગે તેમને છૂટા કરવા એ મારૂં કર્તવ્ય છે. ”

અતિથિઓ જમવા બેસવાના હતા તે અગાઉ જયા અલંકાર પરિધાન કરવાને માટે પોતાના ઓરડામાં ગઇ. તેનો ઓરડો મોટા દિવાનખાનાની બાજુમાંજ આવેલો હતો. તે અલંકાર ધારણ કરતી હતી એવામાં દિવાનખાનામાં તેણે પોતાના કાકાને તેની પત્ની સાથે વાર્તાલાપ કરતો સાંભળ્યો.

“ વર અને કન્યા હમણાં ક્યાં છે ? ” જયાના કાકાએ તેની પત્નીને પ્રશ્ન પૂછ્યો.

“ જયપાલ અને જયા બહારના ઓટલાપર બેઠાં છે.

“ બીજે તો ક્યાંય નથી ? ”

“ ના, મેં હમણાજ તેમને સાથે બેઠેલાં જોયાં હતાં. તેમના

ચ્હેરા ઘણા આનંદી દીસતા હતા. તેમના ચ્હેરાપરથી તેમની સ્પષ્ટ ભાવના જણાતી હતી કે, તેઓ કદિ પણ એક બીજાથી છૂટાં પડવા ઇચ્છતાં નથી."

"આ લગ્ન વિષે તું શું ધારે છે ?"

"આ લગ્ન મને અપશુકન ભરેલાં લાગે છે. જયાનું તો હવે મરણ થાય તો સારૂં. હઠે ભરાયેલો મુસલમાન પાદશાહ તે જીવતી છે ત્યાંસુધી તેને પોતાના કબજામાં લેવાની પોતાની ઇચ્છા કદિ પણ છોડી દેશે નહિ. માટે આપણે હવે આપણો ઉપાય અજમાવવો જોઇએ. આપણે આપણા કુળને કલંક લાગેલું જોવા ઇચ્છતા નથી."

"ત્યારે તો બન્નેને મારી નાખવાં જોઇએ, કારણ કે જો જયપાલ જીવતો રહેશે તો પોતાની પ્રિયાનું ખુન કરનારપર ભયંકર વૈર લેશે."

"હા ખરેખર ! તે એક સાચો રાજપુત બચ્ચો છે. તે મોતને તો જરા પણ ગણકારતો નથી."

"ત્યારે તેનું મરણ શી રીતે આણવું ?"

"જુઓ સાંભળો, હું તેમને માટે ખાસ બે પાત્રો તૈયાર કરીશ અને જમતી વખત તેમની આગળ મૂકીશ. હવે આપણા ઉપર જરા પણ શક ન આવે એટલા માટે તેજ જાતનું એક પાત્ર તમારી આગળ પણ મૂકવામાં આવશે, પરંતુ તમારા પાત્રમાં વિષ હશે નહિ. હમણાં તેઓ અતિ આનંદમાં નિમગ્ન છે, તેથી તેમને બીજો ત્રીજો કોઇ પણ વિચાર આવશેજ નાહ. એથી આપણે ભય ધરવાનું કાંઇ પણ પ્રયોજન નથી."

જયા આ વાત સાંભળી આશ્ચર્યચકિત અને ભયભીત થઇ અને રખેને મારો કાકો મારા આ ઓરડામાં આવીને જોશે એવો તેને ભય લાગવાથી તે એક પલંગની નીચે છુપાઇ ગઇ અને તેનાપર

પડેલી ચાદર જમીન સુધી ઝુલતી કરી દીધી. તેણે સાવચેતીથી આ કાર્ય કર્યું તો સારૂં થયું; કારણ કે તરતજ તેનો 'કાકો રખેને કોઇએ અમારા વચ્ચે થતી વાતચીત સાંભળી હોય' એવી ભીતિથી તે ઓરડામાં દાખલ થયો અને સૂક્ષ્મ દ્રષ્ટિથી આમ તેમ જોવા લાગ્યો. તે ઓરડામાં તેણે કોઇ પણ માણસને દીઠું નહિ અને પલંગ નીચે કોઈ માણસ છુપાયું હોય એવો તેને શક ગયો નહિ તેથી તરતજ તે ઓરડાની બહાર નીકળી ગયો. તે અને તેની પત્ની, એ ઉભય મનમાં એમજ મલકાતાં હતાં કે તેમનું કાવતરૂં તદ્દન ગુપ્ત છે.

જ્યારે જયાનો કાકો અને તેની કાકી બન્ને દિવાનખાનામાંથી જતાં રહ્યાં. ત્યારે જયા પોતાના ઓરડાની બહાર નીકળી અને પોતે જે વાત સાંભળી હતી તે તેણે પોતાના પતિને કહી સંભળાવી. આ વાત સાંભળી તે એટલો તો ક્રોધે ભરાયો કે તેણે તેમને એકદમ તેમના ભુંડા ઉદ્દેશને માટે શિક્ષા કરવાનો વિચાર કર્યો. તોપણ તેની પ્રાણપ્રિયાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને તેને કહ્યું કે "જરા ધીમા પડો અને જાણે કાંઈ થયું ન હોય તેવું વર્તન રાખો. આપણે તેમના કૃત્યનું ફળ તેમનેજ ચખાડી શકીશું. જે ખાડો ખોદશે તેજ તેમાં પડશે." તોપણ જયપાલનો ગુસ્સો કેમે કર્યો શાંત પડે નહિ. ઘણીવાર સુધી જયાએ નમ્રતાપૂર્વક પોતાનાં સુમધુર વચનોથી તેને સમજાવ્યો ત્યારે તે શાંત થયો. પછી જયાએ તેને નિમ્નલિખિત યુક્તિ સમજાવીઃ—

"જ્યારે સઘળાં માણસો જમવા બેસશે ત્યારે મારા કાકાના મુખ આગળ મૂકેલી થાળી હું તમારા આગળ મૂકી દઇશ અને તમારા આગળ મૂકેલી થાળી તેને પીરસી દઇશ. મારી આગળ મૂકેલી થાળીમાંથી હું એક દાણો પણ ચાખીશ નહિ. આથી જે ખાડો ખોદશે તેજ તેમાં પડશે. મારો કાકો મૃત્યુ પામશે એટલે કાકીને સતી થયા વિના ચાલવાનું નથી. આથી આપણું વૈર બરાબર વળી રહેશે."

જયાની આ યુક્તિ સાંભળી જયપાલ અતિ પ્રસન્ન થયો અને તેણે તરતજ તેને તેમ કરવાની અનુમતિ આપી. જયાનો કાકો અને કાકી ધારતાં હતાં કે અમારી ગુપ્ત યોજના કોઈ જાણતું નથી. જરા પણ શક ન જાય એટલા માટે તે વર અને કન્યા તરફ અતિ પ્રેમ દર્શાવતાં હતાં, થોડીવારમાં જમવાની તૈયારી થઇ અને ઢોલ, નગારાં તાસાં, શરણાઈ વગેરે વાગવા લાગ્યાં. વારાંગનાઓ નાચ કરવા લાગી તથા જાદુગરો, પોતાના જાદુઇ ખેલો કરવા લાગ્યા. તેમના પ્રયોગોથી સભાનું મન બહુ રંજન થયું.

એ પછી ભોજનને માટે થાળીઓ પીરસાવા લાગી, જયપાલ અને જયાને માટે ઉત્તમ પ્રકારની રૂપાની થાળીઓ મૂકવામાં આવી. અને જયાના કાકાને પણ તેજ જાતની થાળી પીરસવામાં આવી. કેટલાક પોતાની જગાપર બેઠા હતા, હજી કેટલાક બેસવાના હતા અને કેટલાક આમતેમ ફરતા હતા. માણસોની આવજાવને લીધે ત્યાં ભારે ગરબડ મચી રહી હતી. આ ગરબડનો લાભ લઇ પોતાનો કાકો આવે તે પહેલાં જયાએ ધીમેથી તેની થાળી ઉંચકીને જયપાલની આગળ મૂકી દીધી અને જયપાલની થાળી પોતાના કાકાની જગાપર મૂકી દીધી. આ ગરબડમાં કોઇનું પણ ધ્યાન તે તરફ ખેંચાયું નહિ.

જયપાલ અને જયાનો કાકો એ બંને સાથે સાથેજ બેઠા હતા. જયપાલે પોતાની થાળીમાંથી ગ્રાસ ભરીને ખાવા માંડયું અને પોતાના કાકા સસરાને પણ ખાવાની ઇશારત કરી. તેણે જરા પણ શંકા લાવ્યા વિના કોળીઆ ભરવા માંડયા અને થોડા વખતમાં તે વિષથી ભરેલું સર્વ અન્ન ખાઇ ગયો. જયપાલે પણ પોતાની થાળી ખાલી કરી. જયા તો જરા પણ અન્ન મુખમાં મૂકતી નહોતી. તેની આ વર્તણુંક જોઇ તેની કાકી વિસ્મય પામી અને તેણે તેને ખાવાનો પુષ્કળ આગ્રહ કર્યો. પરંતુ તેણે તેના આગ્રહને જ્યારે જરા પણ મચક આપી

નહિ ત્યારે તે તેનાપર અતિ ગુસ્સે થઇ. તે બોલી–"આ પ્રમાણે તું તારા અતિથિઓનો સત્કાર કરે છે કે? તું જમતી નથી તેનો અર્થ એજ થાય છે કે અન્યને જમતા જોવાની તારી ઇચ્છા નથી–તું તેને જમાડવા ઇચ્છતી નથી. અથવા તો તને જે ભોજન પીરસવામાં આવ્યું છે તે તને ભાવતું નથી."

"મને આ થાળીજ ગમતી નથી." જયાએ શાંત રીતે ઉત્તર આપ્યો "વળી એમાંથી ખરાબ વાસ આવે છે. માટે મારે તો કાંઇ જમવું નથી."

"એમાં જે ભોજન પીરસવામાં આવ્યું છે તે તારે માટેજ ખાસ તૈયાર કરવામાં આવ્યું છે અને તને જે ભોજન સૌથી વધારે રૂચિકર છે તેજ ભોજન એ છે."

"મારે માટે એ ખાસ તૈયાર કરવામાં આવ્યું છે એ વાતની મને ખબર છે, અને તેટલા માટેજ એ ખાવાની હું ના પાડું છું. મારે માટે જે ભોજન તૈયાર કરવામાં આવ્યું છે તે માત્ર હુંજ ખાઉં એવી હું એકલપેટી નથી, અને મારો એ મનોભાવ સિદ્ધ કરવાને માટે હું ખુશીથી એ આપને અર્પણ કરૂં છું. જો આપ એ ભોજન જમશો તો મને અત્યાનંદ પ્રાપ્ત થશે–હું જાતે જમતી હોઉં તે કરતાં પણ મને વધુ આનંદ થશે."

જયાના આ શબ્દો સાંભળીને તેની કાકીને બીતિ લાગી. તેના જાણવામાં આવ્યું કે મારૂં કાવતરૂં પકડાઇ ગયું છે. થોડીવારમાં તેના સ્વામીના શરીરમાં વિષની અસર ફેલાવા લાગી. તેનો કંઠ રૂંધાઇ ગયો, તેની નસો તણાવા લાગી અને તે બેભાન થઇને જમીનપર પડયો. ઝેર એવું તો જાલમ હતું કે માત્ર થોડી મિનિટમાં તેનો પ્રાણાન્ત થઇ ગયો. તેના મરણથી ત્યાં આગળ ઘણી ગરબડ મચી રહી. પરંતુ તેના મરણ માટે કોઇએ શોક કર્યો નહિ, કારણ કે લગ્ન-

પ્રસંગે શોક હોય નહિ. જયાની કાકીને અત્યંત શોક થતો હતો કારણ કે પોતાના સ્વામિની પાછળ સતી થયા વિના તેનો છૂટકો નહોતો. તે એકાંતમાં બેસીને ગુપચુપ રડવા લાગી. આવતી કાલેજ મારૂં મૃત્યુ થનાર છે એ વિચારથી તેનું મન આકુળ વ્યાકુળ થઇ ગયું. તે મરણ ઇચ્છતી નહોતી અને મોતનો વિચાર આવતાંજ તેના હાંજા ગગડી જતા હતા.

તેને મરવાની ઇચ્છા નહોતી તેથી તેને અફીણ ખવડાવવામાં આવ્યું અને અફીણે તેના શરીરમાં એવી સખ્ત અસર કરવા માંડી કે પોતે શું કરે છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ. તે અંધ મનુષ્યની પેઠે બ્રાહ્મણોની પાછળ પાછળ ચાલી અને અંતે ચિતાની આગળ આવી પહોંચી. ચિતા જોઈને તેનો ભય પુનઃ તાજો થયો. હવે અફીણની અસર પણ કાંઇક ઓછી થઈ. તે ચિતાની નિકટ આવી ખરી, પણ તેણે તેપર ચઢવાની ધસીને ના પાડી. પરંતુ હવે ના પાડેલી શા કામની? બ્રાહ્મણોએ તેને ધગધગતી ચિતામાં હડસેલી મૂકી. ઢોલ અને શરણાઈ, ઝાંઝ અને તાસાં જોરથી વાગવા લાગ્યાં અને તેના મોટા અવાજ વચ્ચે તેની નાની ચિચિયારી કોઇના સાંભળવામાં આવી નહિ. તેણે જોરથી તરફડીઆં મારવા માંડયાં અને મોટેમોટેથી બૂમો મારવા માંડી, પરંતુ 'નગારખાનામાં તુતીનો અવાજ કોણ સાંભળે?' બ્રાહ્મણોએ લાંબા જાડા વાંસવતી તેને ચિતાના મધ્ય ભાગમાંજ અટકાવી રાખી. તે જોરથી ઉઠીને નાસવાનો પ્રયત્ન કરતી હતી એવામાં એક જણે એક મોટા વાંસવતી તેને માથામાં એવો સખ્ત ફટકો માર્યો કે તે પુનઃ બળતા અંગારામાં પડી અને ફરીથી ઉઠવા પામી નહિ.



# ષષ્ઠ પરિચ્છેદ.



યાને સર્વ વાતનું સુખ હતું. હવે માત્ર એકજ બાબત તેના મનમાં ખટક્યા કરતી હતી, અને તે બાબત તેના પિતાનો કારાગૃહનિવાસ હતો.

દુર્ભાગ્યવશાત્ રાય રતનસિંહ કારાગૃહમાં ભયંકર રીતે બિમાર પડયો. તેને એવો ભય લાગ્યો કે મારી પુત્રી કદાચ મારી આજ્ઞાનું પાલન નહિ કરશે. આથી તેણે તેનાપર બીજો પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે "હું ભયંકર માંદગીને બિછાને છું માટે જો તારે મારૂં મુખ જોવું હોય તો એક વખત દિલ્લી આવીને મને મળી જા" અલ્લાઉદ્દીને રાજાને વચન આપ્યું હતું કે "તમારી પુત્રી દિલ્લીના દરવાજામાં દાખલ થશે કે તરત તમને કારાગૃહમાંથી વિમુક્ત કરવામાં આવશે" રાય રતનસિંહ પોતાની પુત્રીની ઇજત કરતાં પોતાના વિલાસને વધારે ચ્હાતો હતો. તે છતાંપણ જયાકુંવરીએ પોતાના પિતાની આજ્ઞા શિરસાવંદ્ય કરી અને દિલ્લી જવાનો નિશ્ચય કર્યો. વળી તેણે એવો પણ ઠરાવ કર્યો કે "દિલ્લી જઇને પિતાજીને મુક્ત કરવા જોઇએ." પોતાના પિતાના પત્રના પ્રત્યુત્તરમાં તેણે લખ્યું કે "આપની અને પાદશાહની ઇચ્છાનુસાર હું અલ્પ સમયમાં દિલ્લી આવીશ. જ્યારે હું દિલ્લી આવવા માટે આવસ્યક તૈયારી કરી રહીશ ત્યારે તમારાપર પત્ર લખીશ અને કયે દિવસે દિલ્લી શહેરમાં પ્રવેશ કરીશ તેપણ લખી જણાવીશ." તેણે પોતાના પિતાને કારાગૃહમાંથી મુક્ત કરવાને માટે એક યુક્તિ રચી હતી અને પોતાના સ્વામીની સમ્મતિ લઇ તે યુક્તિ થોડાજ વખતમાં અજમાવવાનો તેણે નિશ્ચય

કર્યો. અલ્લાઉદ્દીને જ્યારે જાણ્યું કે સુંદર જયા મારૂં જનાનખાનું શોભાવવાને માટે આવનાર છે, ત્યારે તે તો હર્ષથી ગાંડોજ થઈ ગયો. તેણે તરતજ રતનસિંહપર થતી સખ્તતા અટકાવી અને તેને સારો ખોરાક તથા દરેક પ્રકારની સગવડ આપવાનો પોતાના અમલદારોને હુકમ કર્યો. તેને સારા ઓરડામાં લઈ જવામાં આવ્યો અને ત્યાં તેને મોજ શોખની વસ્તુઓ પૂરી પાડવામાં આવી. ધીમે ધીમે તેનો રોગ ખસવા લાગ્યો અને તે દિનપ્રતિદિન સાજો થવા લાગ્યો. પાદશાહ જાતે તેને મળવા ગયો. પરંતુ જે માણસે પોતાની સાથે આવી અપમાનકારક વર્તણુક ચલાવી હતી અને જે માણસે પોતાના અંતઃકરણવિરૂદ્ધ કાર્ય કરવાની ફરજ પાડી હતી તે માણસને રાય રતનસિંહે સારો આવકાર આપ્યો નહિ.

"રાજા!" પાદશાહે કહ્યું "તમે આખરે મને સુખી બનાવવાનો માર્ગ ગ્રહણ કર્યો છે એ જાણી મને અતિ આનંદ થાય છે. તમે તમારી પુત્રી મારા કબજામાં સોંપશો એટલે તમે જે માગશો તે તમને આપવામાં આવશે. મારા રાજ્યમાં તમને ઉંચામાં ઉંચી પદ્વી આપવામાં આવશે."

"મારા પોતાના નાના રાજ્યમાં સ્વતંત્ર રાજા થવાની મારી જેટલી ઇચ્છા છે તેટલી દિલ્લીના સિંહાસનપર બેઠેલા મહાન પાદશાહના મોટામાં મોટા અધિકારી થવાની મારી ઇચ્છા નથી. મારે માત્ર મારી સ્વતંત્રતાજ જોઇએ છે. મને માત્ર એટલીજ દિલગીરી થાય છે કે તમારા આપખુદપણાથી અને જુલમથી મારી સ્વતંત્રતા મેળવવાને માટે મારે મોટામાં મોટા ભોગ આપવો પડે છે."

"પાદશાહોની સાથે તો ઘણી સ્હેલાઇથી મિત્રતા થઇ શકે છે. તમારી પુત્રી એક મહાન અને બળવાન પાદશાહની બેગમ બને તે માટે તમારે શોક શા સારૂ કરવો જોઇએ?"

" કારણકે તે અત્યાર અગાઉ પરણી ચૂકી છે અને તમારા જનાનખાનામાં તે એક પતિત સ્ત્રી કરતાં ઉચ્ચ જગ્યા કદિ પણ પ્રાપ્ત કરી શકશે નહિ. તે છતાં પણ મેં તેને અહીં આવવાની આજ્ઞા કરી છે અને હું દરરોજ તેના આગમનની રાહ જોઉં છું. પરંતુ યાદ રાખજો કે તેનો પતિ તમારાપર વૈર લીધા વિના કદિ પણ રહેનાર નથી. રાજપુત કદિ પણ વૈર ભૂલતો નથી. તે જ્યારે મરણ પામે છે ત્યારેજ તેની છાતીમાં લાગેલો કારી ઘા ભૂંસાય છે. "

" એક ઉછરતા યુવકના વ્યર્થ પ્રયત્નોથી હું ડરી જનાર નથી. હું એવાં મિથ્યા ફાંફાંને હસી કાઢું છું. શું તમે એમ ધારો છો કે આ કૃત્ય કરવામાં હું તેનો ગુન્હો કરૂં છું ? વિરૂદ્ધપક્ષે તે મારો ગુન્હેગાર છે. કારણ કે તે સારી પેઠે જાણતો હતો કે 'પાદશાહ પોતે રાયરતનસિંહની પુત્રી સાથે લગ્ન કરવાને આતુર છે' અને તે જાણ્યા છતાં પણ તેણે તમારી પુત્રી સાથે લગ્ન કર્યું છે. "

"છેક નાનપણથી જયાની સગાઈ તેની સાથે થઈ ગઈ હતી."

" પરંતુ પાદશાહની ઇચ્છા એવી સગાઇઓ રદ કરી શકે છે. પાદશાહની ઇચ્છા જાણ્યા પછી ઘણા વર્ષના વચનને વળગી રહી તેણે લગ્ન કરવું જોઈતું નહોતું. "

"પાદશાહની ઇચ્છા ઉપર કાંઇ અમારા જીવનનો આધાર નથી. તે જયપાલને પરણી ચૂકી છે અને તમારા સમસ્ત સામ્રાજ્યનું બળ પણ તે ઉભયની વચ્ચે જે પવિત્ર પ્રેમસંકલના છે તેને તોડવાને શક્તિવાન થશે નહિ. તમે કદાચ તેમનાં સ્થૂલ શરીરને જુદાં કરી શકશો, પરંતુ તેમના અભેદ થયેલા આત્માને કદિ પણ જુદા કરી શકશો નહિ. તેમના આત્મા તમારી સત્તા બહાર છે, ત્યાં તમારી સત્તા પહોંચી શકતી નથી."

" તે છતાં પણ હું તેમને જુદાં કરી શકીશ. હું તમને પુનઃ કહું છું કે મારા જીવનનો મહાનમાં મહાન ઉદ્દેશ સાધ્ય કરવાને માટે હું

મારી સર્વ શક્તિ અજમાવીશ. કોઇ પણ પ્રયત્ન બાકી રાખીશ નહિ, અને એ મહાન ઉદ્દેશ, તમારી પુત્રીને મારી બેગમ બનાવવી એજ છે."

"એ વાતનું મેં તમને વચન આપ્યું છે, અને એક રાજપુતનું વચન ધ્રુવસમાન અચળ હોય છે. દેહાંતે પણ તે પોતાનું વચન મિથ્યા કરતો નથી."

અલ્લાઉદ્દીન ત્યાંથી ચાલ્યો ગયો; પરંતુ તેને મજબૂત શક ગયો કે 'હજી પણ આ રાજપુત રાજાની ઇચ્છા પોતાની પુત્રી મુસલમાન પાદશાહની બેગમ બને, એ પ્રસંગ ટાળવાની છે' આથી તે નિત્ય પૂછપરછ કર્યા કરતો હતો કે 'તમારી પુત્રી ક્યારે આવવાની છે.' એક અઠવાડીઉં વ્યતીત થઈ ગયું, પરંતુ જયાના તરફથી કાંઈ પણ ઉત્તર રતનસિંહને પહોંચ્યો નહિ. આથી તેને શક ગયો કે જયાની મરજી મારી આજ્ઞાનું પાલન કરવાની જણાતી નથી. પરંતુ બીજેજ દિવસે તેને જયા તરફથી એક પત્ર મળ્યો. આ પત્રમાં લખેલું હતું કે હું આજથી બરાબર દશમે દિવસે દિલ્લી આવીશ.' વળી તેણે પોતાના પતિની સમ્મતિથી પોતાના પિતાને કારાગૃહમાંથી મુક્ત કરવાની જે યોજના ઘડી હતી તે પણ રતનસિંહને લખી જણાવી હતી. આ યોજના વાંચીને તે ઘણો ખુશી થયો અને તે યોજનાને સફળ કરવાને માટે પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો કરવા લાગ્યો. ભયંકર કારાગૃહમાંથી મુક્ત થવાની આશાએ તેના અંગમાં એવું ચૈતન્ય ઉત્પન્ન કર્યું કે એક અઠવાડીઆમાં તેનો સર્વ રોગ પલાયન કરી ગયો અને તે પૂર્વના જેવો નિરોગી બન્યો.

થોડા વખતમાં સુંદર જયા પોતાના કબજામાં આવશે એ વિચારથી પાદશાહ એટલો ખુશી થઇ ગયો કે તેણે, જયા જ્યારે દિલ્લી નગરમાં પ્રવેશ કરે ત્યારે તેને પોતાનો અગાધ પ્રેમ બતાવવામાં કાંઈ કસર રહેવા દેવી નહિ, એવો નિશ્ચય કર્યો. અને એટલા માટે જેવી તે દિલ્લીના દરવાજામાં પ્રવેશ કરે ત્યારે તેને સલામી આપવાને માટે

સૈન્યની એક ટુકડી ઉભી રાખવાનો હુકમ કર્યો. જયાએ પોતાના પિતા મારફતે પાદશાહ પાસેથી એવો પરવાનો મેળવ્યો હતો કે રસ્તામાં તેને તથા તેના માણસોને કોઇ પણ પૂછપરછ કરી હેરાન કરે નહિ. આથી તેને દિલ્લી આવતાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન નડયું નહિ.

રાય રતનસિંહ પોતાની પુત્રીને દિલ્લીમાં જોવાને આતુર થઈ રહ્યો હતો. અલ્લાઉદ્દીન પણ જયાના મુખનું દર્શન કરવાને માટે કાંઇ થોડો આતુર નહોતો, કારણ કે તે તો તેને બિહિસ્તની હુરી જ ધારતો હતો. જયાનું સ્વાગત કરવાને માટે તેણે પોતાનું જનાનખાનું ઉત્તમ પ્રકારે શણગાર્યું હતું. વળી શહેરમાં પણ યોગ્ય રીતે તેનું સ્વાગત કરવાને માટે તેણે પૈસો ઉરાડવામાં કાંઈ મણા રહેવા દીધી નહોતી.

જયાએ જે દિવસે દિલ્હીમાં આવવાનું લખ્યું હતું તે દિવસે કેટલીક પાલખીઓ દિલ્હીના દરવાજા તરફ આવતી જણાઇ. આ પાલખીઓ ઉપર વસ્ત્રનાં આચ્છાદન ઢાંકી દેવામાં આવ્યાં હતાં, તેથી તેમાં કોણ બેઠેલાં હતાં તે કોઈ માણસ જાણી શકતું નહોતું. આ પાલખીઓની પાછળ એકસો માણસનું પાયદળ ચાલ્યું આવતું હતું. પ્રત્યેક પાલખીને ચાર માણસો ઉંચકીને ચાલતા હતા. આગલી પાલખી દરવાજા આગળ આવી પહોંચી એટલે ત્યાં ઉભેલી લશ્કરી ટુકડીએ તેને લશ્કરી ઢબે નમીને માન આપ્યું. ત્યાર પછી સઘળી પાલખીઓ એક પછી એક દરવાજામાં થઇને નગરમાં દાખલ થઈ. આગળથી કરી રાખેલા ઠરાવ પ્રમાણે રાય રતનસિંહને જે મકાનમાં રાખવામાં આવ્યા હતા તે મકાન તરફ પાલખીઓ ચાલવા લાગી. રાય રતનસિંહને એક વિશાળ ગૃહમાં રાખવામાં આવ્યા હતા. આ ગૃહની આસપાસ એક ચોગાન આવેલું હતું અને તેની ચારે તરફ ઉંચી દિવાલ હતી. સર્વ પાલખીઓ જ્યારે પેલા ચોગાનમાં ગઇ ત્યારે દરવાજો બંધ કરવામાં આવ્યો અને બહારની બાજુથી બાંધી લેવામાં આવ્યો.

દિવાલની અંદરના ભાગમાં કેટલાક સૈનિકોને ચોકી કરવાને માટે રાખવામાં આવ્યા હતા. પાલખીઓ નીચે મૂકવામાં આવી કે તરતજ મુખ્ય પાલખીનો પડદો ખસેડી જયા તેમાંથી બહાર નીકળી. તેણે સંજ્ઞા કરી કે તરતજ પ્રત્યેક પાલખીમાંથી એક એક શસ્ત્ર સજ્જીત યોદ્ધો બહાર પડયો. આ સર્વ યોદ્ધાઓએ મળી પેલા ચોકી કરતા સૈનિકોપર હલ્લો કર્યો અને તે સર્વને ત્યાં ને ત્યાંજ કાપી નાંખ્યા. જયપાલ સૌની આગળ હતો. પોતાના માર્ગમાં જે જે આવ્યા તે સર્વને કાપતો કાપતો તે આગળ ધસ્યો અને રાય રતનસિંહે જયા સાથેના પત્ર વ્યવહારમાં જે સ્થળ લખી જણાવ્યું હતું તે સ્થળ આગળ પહોંચી ગયો. રાય રતનસિંહ તૈયારજ હતો. પોતાના જમાઇને આવતો જોઇ તેણે તરત પોતાની ખોલીનું બારણું ઉઘાડયું અને તેને ઉમરા આગળ મળ્યો. જયા પોતાના સ્વામીનાં પગલાં દાબતી જતી હતી એટલે તેને પણ આવતાં કાંઇ વાર લાગી નહિ. તેણે પોતાના પિતાને જેવા જોયા કે તરતજ તે દોડીને તેને કંઠે વળગી પડી અને તેને વાત્સલ્ય પ્રેમથી દ્રઢ આલિંગન દીધું.

ચાલો, ચાલો, જયપાલ બોલ્યો “ આપણે એક પળ પણ ખોવાની નથી. હમણાં પાદશાહને ખબર આપવામાં આવશે અને તે દરવાજાની બહાર ઉભેલા સૈનિકોને મદદ કરવાને માટે લશ્કરી ટુકડી મોકલી આપશે. શહેરથી એક કોસના અંતરપર આવેલા ગામમાં આપણે માટે ઘોડાઓ તૈયાર રાખવામાં આવ્યા છે. આપણે જીંદગી બચાવવાને માટે જલદી પલાયન કરી જવું જોઇએ, કારણ કે આપણી પાછળ કાંઇ જેવી તેવી દોડાદોડ થવાની નથી.”

“ પિતાજી ! અમે અમારાથી બનતો સઘળો પ્રયાસ કર્યો છે.” જયા બોલી “ જો યવનો આપણી પૂંઠે પડીને આપણને પકડી લેશે તો આપણે રાજપુત લોકો મોતથી કાંઇ ડરતા નથી. મારી પાસે

કટાર છે તે અણીને વખતે બહુ કામ લાગશે. શત્રુના હાથમાં સપડાવાનો પ્રસંગ આવશે, તો તરતજ એનો ઉપયોગ કરી તેના કબજામાં જતાં બચીશું. ચાલો હવે આપણે અહિંયાંથી જતાં રહીએ.”

તેઓ કારાગૃહમાંથી નીકળી ચોગાનમાં આવ્યાં. જે સૈનિકો બહાર ઉભા હતા તેમણે અંદરના ભાગમાં ગરબડ થતી સાંભળી. એ ગરબડનું કારણ શું છે તે જાણવાને માટે દરવાજો ખુલ્લો કરી દીધો હતો. જયપાલ અને બીજાં સર્વ માણસો દરવાજામાંથી બહાર નીકળ્યાં અને પાદશાહના સૈનિકોને કાપી નાંખી ત્યાંથી ગુપચુપ આગળ ચાલ્યાં. ત્યારપછી તેઓ પુનઃ પાલખીમાં બેસી ગયાં અને દરવાજા તરફ પાલખીઓ ચાલવા લાગી. તેઓ નિર્વિઘ્ને દરવાજાની બહાર નીકળી ગયાં. કોઇને પણ તેમને વિષે કોઇ પણ પ્રકારનો શક ગયો નહિ. સૈનિકોનો એવી તો ત્વરાથી વધ કરવામાં આવ્યો હતો કે તેમ કરતાં જરા પણ ગરબડ થઇ નહોતી. વળી રતનસિંહનું કારાગૃહ શહેરના છેડાપર એકાંત જગ્યામાં આવેલું હતું. આથી રાજપુત વીરોને કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડયું નહિ.

જે ગામમાં ઘોડાઓને તૈયાર રાખવામાં આવ્યા હતા તે ગામમાં તેઓ પહોંચ્યાં કે તરતજ તેમનાપર સ્વાર થયાં અને વાયુને વેગે પોતાના ઘોડા છોડી મૂક્યા. અંતે પાદશાહને આ વાતની ખબર પડી, પરંતુ તે વાત જાણી તે પૂવ તો જયા, જયપાલ અને રાય રતનસિંહ પોતાના માણસોની સાથે ઘણે દૂર નીકળી ગયાં હતાં. પોતે રાજપુત બાળાને હાથે થાપ ખાધી છે, એમ જયારે અલ્લાઉદ્દીનને સમજાયું ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે ગાંડા માણસની પેઠે હાથપગ પછાડવા લાગ્યો અને ક્રોધથી પોતાના અંગમાં બચકાં ભરી પોતાનું માસ કરડવા લાગ્યો. તેણે તેનાપર સખ્ત વૈર લેવાના કસમ ખાધા. તેના મનની વ્યાકુળતાની આખરે તેના તનપર અસર થઈ અને તે બિમાર

પડયો. તે નિરંતર ગુસ્સાથી બકબકાટ કરવા લાગ્યો અને અંતે સર્વથા ગાંડો બની ગયો. રાજપુતોને નાસી જવાના કાર્યમાં સહાય કરવાનો જે જે માણસોપર તેને શક ગયો તે તે માણસોને તેણે ગરદન મરાવ્યા. હવે તેના ક્રોધની પરાકાષ્ઠાજ થઈ; જ્યારે તેને હદબહાર ક્રોધિત થતો જોયો ત્યારે તેને તેના બિછાનાની સાથે બાંધી રાખવામાં આવ્યો.

રાય રતનસિંહ અને તેનાં માણસો અશ્વારોહી થઈ પવનવેગે આગળ ધસ્યાં જતાં હતાં. તેમને થોભવાની જરૂર જણાતી તો માત્ર થોડી મિનિટ સુધીજ થોભતાં. જ્યારે તેમણે ધાર્યું કે હવે પાદશાહનો ભય ધરવાનું કાંઈ કારણ નથી ત્યારે તેઓ એક સ્થળે થોભ્યાં. બીજા દિવસના બપોર સુધીમાં તેઓ ચાલીસ કોસના અંતરપર નીકળી ગયાં. પરંતુ હવે સખ્ત મહેનતને લીધે તેમના અશ્વો થાકી ગયા હતા તેથી તે દિવસે તેમને થોભી જવાની જરૂર પડી. હવે પાદશાહનો લેશ પણ ભય રાખવાનું પ્રયોજન નથી એમ ધારી તેઓ પોતાની જાતને આભનંદન દેવા લાગ્યાં.

જે ગામ આગળ તેઓ થોભ્યાં તે ગામ એક ડુંગરના ઢોળાવપર આવેલું હતું. રખેને શત્રુ માથાપર આવી પહોંચે એવા ભયથી જયપાલે વીસ માણસોને પહેરો ભરવાનો હુકમ કર્યો. તેમાંના દશ માણસો સૂતા અને દશ જાગૃત રહ્યા.

ચંદ્રમાનો શુભ્ર, નિર્મલ પ્રકાશ ચોતરફ ફેલાઈ રહ્યો હતો. રાત્રિના દશ વાગે જયપાલના એક માણસે તેને ખબર કરી કે કેટલાક ઘોડેસ્વારો આપણા તરફ ધસી આવે છે. તેના ધારવા પ્રમાણે એંશી ઘોડેસ્વારો દોડતા આવતા હતા. જયપાલને આ ખબર આપવામાં આવી કે તરતજ તેણે જયા અને તેના પિતા રાય રતનસિંહને જાગૃત કર્યાં. તેણે ધાર્યું કે બીજા વધારે માણસો પાછળ આવતા હોવા જોઈએ, તેથી હવે એક પળ પણ અહીંઆં વ્યર્થ ગુમાવવી નહિ. તેણે

ડુંગરીની તળેટી આગળ છ માણસોને છુપાવી રાખ્યાં અને જયા તથા તેનો પિતા અશ્વપર બેસીને અતિ ત્વરાથી આગળ ધસવા લાગ્યાં. બીજા પણ કેટલાક માણસો પોતાના અશ્વપર ચઢી બેઠા અને વિદ્યુદ્-વેગે ચિત્તોડ તરફ જવા લાગ્યા. જયપાલ તેમને વળાવીને પોતાના શેષ માણસોને લઇને ડુંગરીની નીચે ઉતર્યો અને તેમને સંજ્ઞા સમજી શકાય એટલે દૂર ઉભા રાખ્યા. પેલા છ માણસો જ્યાં છુપાઇને ઉભા હતા ત્યાં તે આવી પહોંચ્યો એટલે પાદશાહના સ્વારોને તેણે પૂર વેગે ધસી આવતા જોયા. તેમનાપર ચંદ્ર પોતાનાં શાંત કિરણો ફેંકી રહ્યો હતો. તે સ્વારો પેલી ડુંગરીની તળેટી આગળ આવી પહોંચ્યા એટલે જયપાલે એક તીર છોડયું અને તેમના નાયકને ઘોડાપરથી નીચે તોડી પાડયો. તે તરતજ મરણ પામ્યો. આથી પેલા સ્વારો આગળ ધસતા અટક્યા; તેઓ થોભ્યા અને બસેં વાર પાછળ હઠી ગયા.

થોડીવાર તેઓ ત્યાંજ થોભ્યા અને પછી તેમણે પોતાના ઘોડાને પૂર વેગે છોડી મૂક્યા અને માત્ર થોડી મિનિટમાં તેઓ જયપાલની છેક નિકટ આવી પહોંચ્યા. જયપાલના માણસોએ તેમનાપર તીરનો વર્ષાદ વરસાવવા માંડયો. થોડીવારમાં તેમના દશ માણસો ઓછા થયા. હવે જયપાલે પોતાના અન્ય માણસોને સંજ્ઞા કરી એટલે તેઓ એકદમ આવીને તેની આસપાસ એકઠા થયા. મુસલમાનો પોતાના અશ્વપરથી ઉતરતા હતા તે વખતે જયપાલના માણસોએ તેમનાપર પુષ્કળ શરવૃષ્ટિ કરી મૂકી. આ શરવૃષ્ટિથી તેઓ ખૂબ ગભરાયા અને હજી તેમનો ગભરાટ શાંત પડયો નહોતો. તે પહેલાં ક્રોધે ચઢેલા રાજ-પુતોએ નગ્ન તલવાર સહિત તેમનાપર હલ્લો કર્યો. ભયંકર કાપાકાપી ચાલી. તેમને ઘોડાની નડતર હોવાથી તેઓ એક સાથે મળીને કાર્ય કરી શક્યા નહિ. વળી તેમનો નાયક મરણ પામ્યો હતો તેથી તેઓ નિરાશ અને નિરૂત્સાહી બની ગયા હતા. થોડી મિનિટમાં તેમની

અર્ધી સંખ્યા નાશ પામી, અને શેષ ઘોડેસ્વારો પોતાના અશ્વપર બેસીને પાછા નાસવા લાગ્યા. દિલ્લીથી આવતા બીજા માણસોને તેઓ જઈ મળ્યા અને તે સર્વ, પર્વતપરથી આવતા શરો ન લાગે એવા સુરક્ષિત સ્થળે થોભ્યા.

આ નાના પરંતુ ભયંકર યુદ્ધમાં જયપાલના માત્ર ચાર માણસો મરણ પામ્યા. તેને પોતાને પણ કપાળમાં તલવારનો એક મોટો ઘા લાગ્યો, પરંતુ તેણે તે ઘામાંથી રક્ત આવતું અટકાવવાને માટે પોતાની પાઘડીનો એક છેડો મજબૂત રીતે પોતાને મસ્તકે ખેંચી બાંધ્યો અને પોતાના ઘોડાપર બેસીને જયા તથા રતનસિંહને પકડી પાડવાને માટે આગળ ધસ્યો. તેના વફાદાર રાજપુતો પણ તેની સાથેજ રહ્યા હતા. બીજે દિવસે પ્રભાતમાં તેમણે તેમને પકડી પાડયાં. પાદશાહના માણસો પેલી ડુંગરીથી થોડે છેટે રાત રહ્યા અને રાજપુતો દશ કલાક સુધી મજલ કાપી આગળ નીકળી ગયા.

રાય રતનસિંહ, તેની પુત્રી જયા, જમાઇ જયપાલ અને બીજા રાજપુતો આખરે ચિત્તોડ પહોંચ્યા. જ્યાંસુધી તેમની તપાસ બંધ પડે નહિ ત્યાંસુધી તેમણે ગુપ્ત રહેવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી થોડા વખતમાં તેમણે અલ્લાઉદ્દીનના મરણની વાત સાંભળી. રાય રતનસિંહ અને જયા એ ઉભય નાસી ગયાં છે એવી ખબર સાંભળીને તે બિમાર પડયો, અને પુનઃ શય્યાપરથી ઉઠી શકયોજ નહિ. તેના મરણથી જયા અને જયપાલપરથી વિપત્તિનું વાદળ દૂર થયું. રાય રતનસિંહ જ્યારે ચિત્તોડમાં જાહેર થયો ત્યારે ત્યાંના લોકોએ અપૂર્વ સન્માનથી તેનો સત્કાર કર્યો અને તેનું શેષ જીવન, પુત્ર-પૌત્રાદિકની વચ્ચે શાંતિ, સુખ, અને સ્વાતંત્ર્યમાં વ્યતીત થયું.





# ५—चित्तोडनो घेरो.

## પ્રથમ પરિચ્છેદ.



ચિત્તોડાધિપતિ કોટપર ચઢીને દુશ્મનો ક્યાંસુધી આવ્યા છે તે જોતા હતા. શહેરમાં પુષ્કળ ખોરાક હતો; આઠ હજાર રાજપુત યોદ્ધાઓ નગરમાં રહ્યા હતા અને મરણપર્યંત લડીને શહેરનો બચાવ કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો. શહેરને ઘેરો ઘાલ્યાને દોઢ મહિનો વ્યતીત થઇ ગયો હતો. અકબર પોતે ચિત્તોડ પર ચઢી આવ્યો હતો, પરંતુ તેને હજી સુધી કાંઈ પણ ફળ મળ્યું નહોતું. રાજપુતો અતિ શૌર્યથી લડયા હતા. ચિત્તોડનો કિલ્લો મજબૂત હતો અને અત્યાર પર્યંત રાજપુતોને ઘણુંજ થોડું નુકશાન થયું હતું.

અકબર જે જે કિલ્લા લેતો હતો તે ઘણી ત્વરાથી લેતો હતો, તેથી આ કિલ્લો લેવામાં જે વિલંબ થયો તેથી તેને ઘણો ક્રોધ ચઢયો. તે છતાં પણ તે રાજપૂતોના શૌર્યથી પરિચિત હતો તેથી જાણી ગયો હતો કે ચિત્તોડ કાંઇ સુગમતાથી હસ્તગત થનાર નથી.

ચિત્તોડાધિપતિ કોટપરથી બહાર દ્રષ્ટિપાત કરતો હતો એવામાં તેની પત્ની ત્યાં આવી. આ સ્ત્રીની ઉમ્મર ત્રીસ વર્ષથી ઓછી હતી

અને તેનું સૌંદર્ય અપ્રતિમ હતું. તે પરણાવવા યોગ્ય બે પુત્રીઓની માતા હતી.

"જયમલ!" તે નેત્રો આરક્ત કરીને બોલી "શું આ યવનોનો વિજય થશે?"

"તે કેમ કહી શકાય? પરંતુ તેમનો પાદશાહ શૂરવીર છે."

"ત્યારે આપણા શહેરમાં એવું એક પણ માણસ છે કે જેને તમે શૂર નહિ કહી શકો?"

"એ તો જાણે ઠીક છે; પરંતુ પાદશાહને હમેશાં વિજય મળે છે અને વિજય અકસ્માત્ અથવા નશિબથી મળતો નથી, પરંતુ બુદ્ધિથી મળે છે."

"પરંતુ શું આપણે અત્યાર સુધી આપણા કિલ્લાનું રક્ષણ નથી કર્યું?"

"તે વાત ખરી; પરન્તુ આ વખતે તો પાદશાહ સ્વયં આવ્યો છે."

"ત્યારે શું આપણે આ વખતે મુસલમાનોના પ્રયત્નને નિષ્ફળ નહિ કરી શકીશું એમ તમારૂં ધારવું છે?"

"એક રાજપુત કદિપણ નિરાશાને વશ થતો નથી. તોપણ આ વાત તો સત્ય છે કે જ્યાંસુધી આપણે મરણીઆ થઈને તુટી પડીશું નહિ અને દુશ્મનોના ઘણા માણસોને મારી નાંખીશું નહિ ત્યાં સુધી એ લોકો પાછા હઠનાર નથી."

"જયમલ! હજી પાદશાહને ખબર નથી કે આ કિલ્લામાં એવી સ્ત્રીઓ વસે છે કે જે યવન સૈનિકોને યુદ્ધમાં હરાવી શકે છે અને જે મૃત્યુથી લેશપણ ડરતી નથી."

"તમે તમારા પોતાના સામર્થ્ય અને શૌર્યપરથી ચિત્તોડની સર્વ સ્ત્રીઓના સામર્થ્ય અને શૌર્યનું માપ કરતાં હો તો તેમાં તમારી ભૂલ છે."

"પ્રસંગ આવશે ત્યારે હું તમને બતાવીશ કે મારી ભગિનીઓ

વિષે મેં જે અભિપ્રાય બાંધ્યો છે તે ખરો છે કે ખોટો છે? વળી જયમલ, તમારા સંકટોમાં ભાગ લેવો એ મારો ધર્મ છે. મુસલમાનોની સામે યુદ્ધ કરીને તમેજ એકલા કીર્તિ ખાટી જાઓ અને અમે રહી જઇએ કે? એમ તે બને? અમે પણ તમારી કીર્તિમાં ભાગ પડાવીશું!"

આ વખતે ચિત્તોડની આસપાસ ત્રીસ હજાર માણસો પડેલા હતા અને અકબર સ્વયં તેમનો નેતા હતો. અકબર મહા પરાક્રમી પાદશાહ હતો. તે છતાં પણ ચિત્તોડાધિપતિની પત્ની જરા પણ ભય પામી નહોતી. તે તેના સ્વામી કરતાં પણ યુદ્ધકળામાં અધિક કુશળ અને વિશેષ શૌર્યવાન જણાતી હતી. તેની સોળ વર્ષની સુંદર તરૂણ રાજકુમારીની સગાઇ એક રાજપુત રાજકુમારની સાથે થઇ હતી. આ સમયે તે પણ પોતાના કેટલાક દ્રઢ અને બળવાન અનુયાયીની સાથે ચિત્તોડમાં હતો.

પહાડસિંહમાં અપૂર્વ હિમ્મત અને દ્રઢાગ્રહ હતો. એટલુંજ નહિ પરંતુ તે સૌંદર્યવાન અને બુદ્ધિવાન હતો. તે સુંદર કમળાદેવીને ચાહતો હતો. તેનાં માતપિતાએ તેને માટે સ્વામી પસંદ કીધો હતો, તેણે પોતે તેને પસંદ કીધો નહોતો. આથી તે તેને વિષે નિઃસ્પૃહ હતી. તેના માતપિતાએ તેને પોતાના સ્વામી તરિકે પસંદ કીધો તે માટે તેને કાંઈ વાંધો નહોતો, કારણ કે સામાન્ય રીતે તે સદ્‌ગુણી હતો. તોપણ તે તેને અંતઃકરણપૂર્વક ચાહતી નહોતી.

પહાડસિંહ લગ્ન ત્વરાથી કરી નાંખવાને આતુર હતો. ઘણા દિવસ થયાં મુસલમાનોએ શહેરને ઘેરી લીધું હતું અને હજી તેઓ પાછા હઠયા નહોતા તે છતાં પણ તે લગ્ન કરી નાંખવાને આતુર હતો. મુસલમાનોનું બળ અને તેમનો દ્રઢાગ્રહ એવો પ્રબળ હતો કે હજી કેટલાક મહિના સુધી તેઓ પાછા હઠશે એવો લેશ પણ સંભવ

જણાતો નહોતો. તે છતાં પણ પહાડસિંહ તે રાજપુત બાળાની પાસે ગયો અને તેને કહેવા લાગ્યોઃ—

"તારૂણ્ય એ જીવનની ફળપ્રદાયક મોસમ છે. પરંતુ એનો લય થતાં વાર લાગતી નથી. માટે વખતસર એનો બને તેટલો ઉપભોગ કરી લેવો એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે. તમે મને ચાહો છો એમ જાણી મને આનંદ થાય છે, પરંતુ જ્યારે તમે મારી પત્ની બનશો ત્યારેજ મને ખરા સુખનો લ્હાવો મળશે."

"પહાડસિંહ" તે ઉચ્ચ કુળની કન્યા બોલી "તમને મારા પિતા પ્રતિજ્ઞાપૂર્વક મને અર્પણ કરવાનું કહી ચૂક્યા છે. માટે સમય આવશે ત્યારે હું તમારી સહધર્મિણી બનીશ, પરંતુ ચારે તરફ ભય અને આપત્તિની વૃષ્ટિ થઈ રહી છે તેવા વખતમાં હું તમારી સાથે પરણી શકતી નથી. જ્યારે તમે શૌર્ય પ્રદર્શિત કરીને આ દુશ્મનોને મારીને હઠાવી કાઢશો ત્યારે હું ખુશીથી તમારી પ્રાણપ્રિયા બનીશ."

"પરંતુ તમે મને સુખનો લ્હાવો લેતાં શામાટે અટકાવો છો? શું તમે એમ ધારો છો કે હું હમણાં કરતાં તમારો સ્વામી બન્યા પછી મુસલમાનોની સાથે ઓછા શૌર્યથી લડીશ?"

"તે હું જાણુતી નથી; પરંતુ હું એક બહાદુર માણુસની સ્ત્રી બનવાની આકાંક્ષા રાખું છું. તમે બહાદુર છો એવી લોકવદંતી છે, પરંતુ મને તેનું પ્રમાણ મળ્યું નથી. તમારી કીર્તિમાં વૃદ્ધિ કરી શૌર્ય બતાવવાની લાયક સંધિ તમને મળી છે, માટે તેનો વિનિયોગ કરી એક બહાદુર માણુસ તરિકે બહાર આવો.

"આહા! કમળાદેવી! શું તમારો પ્રેમ જીતવાને માટે મારે મારા શૌર્યનું પ્રત્યક્ષ પ્રમાણ તમને બતાવવું જોઇએ? ખરેખર, આ તો સખ્ત કસોટી કહેવાય!"

"જે માણસ સુકીર્તિનો ભૂખ્યો હોય તેને એ કસોટી નથી, પરંતુ આનંદનું સાધન છે."

"પરંતુ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમે જે પળે મારી સહ-ધર્મિણી બનશો તે પળે હું સિદ્ધ કરી આપીશ કે હું એક સાચો રાજપુત બચ્ચો છું."

"ના, ના, પહાડસિંહ! હજી મુસલમાનો ઘેરો ઉઠાવી ગયા નથી. જ્યાંસુધી યવન શહેનશાહનું મસ્તક છેદાય નહિ અથવા આ શહેરની નિકટમાંથી તેને જ્યાંસુધી નસાડી મૂકવામાં આવે નહિ ત્યાં-સુધી હું તમારી ઈચ્છા તૃપ્ત કરી શકતી નથી. જો તમે તમારી કટાર વતી અકબરશાહનું હૃદય ભેદી નાંખો તો હું તરતજ તમારી સાથે લગ્ન કરૂં. પહાડસિંહ! આ વિષે વિચાર કરજો."

અકબરના સૈન્યમાં ચિત્તોડનો એક રાજપુત હતો. તે ચિત્તોડ છોડીને અકબરના સૈન્યમાં દાખલ થયો તેનું કારણ એ હતું કેઃ—જય-મલની નાની કન્યાને તે ચાહતો હતો અને તે પણ તેને ચાહતી હતી, પરંતુ જ્યારે તેણે તેનાં માત પિતાની સમ્મતિ માગી ત્યારે તેમણે ના કહી, કારણ કે તે તેમના જેવા ઉચ્ચ કુળનો નહોતો. પોતાનાં માતપિતાની આજ્ઞાથી તે કન્યાએ પણ તેનો અનાદર કર્યો. આથી તે અતિ ખેદ પામ્યો. રાજપુતો જેવા યુદ્ધ કરવામાં બહાદુર હોય છે તેવી તેમની લાગણી પણ તીવ્ર હોય છે, ઉક્ત રાજપુતને પોતાની હૃદયેશ્વરી અને તેના માતપિતા તરફથી નિરાશાભરેલો પ્રત્યુત્તર મળ્યો તેથી તેની તીવ્ર લાગણી ઉશ્કેરાઈ આવી અને તેણે તેથી અંધ બની દગો રમવાનું યોગ્ય ધાર્યું.

તે રાજપુતોના શત્રુના પક્ષમાં ભળ્યો અને તેને ચિત્તોડ પર હલ્લો કરવાને ઉશ્કેર્યો. વળી તેણે તેને પોતાનાથી બનતી સર્વ પ્રકા-રની સહાય પણ આપી. અકબર બહુ પહોંચેલ માણસ હતો. તેણે

તેના હૃદયની વાત જાણી લીધી અને તેની મદદનો પણ સ્વીકાર કર્યો. પરંતુ તેણે તેને પોતાની યોજનાનો ભેદ આપ્યો નહિ. બાહ્યતઃ તેને માન આપવામાં આવતું હતું અને તેને પ્રીતિ પણ દર્શાવવામાં આવતી હતી. પરંતુ ગુપ્ત રીતે તેની હિલચાલ પર દેખરેખ રાખવામાં આવતી હતી. ઉક્ત રાજપુતે જ્યારે આ વાત જાણી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. જ્યારે પાદશાહે તેનાપર ગુપ્તચરો મૂક્યા હતા ત્યારે હવે પાદશાહ પ્રત્યે બેવફા થવામાં તેને કાંઇ ગુન્હો લાગ્યો નહિ. આ માણસ બિલકુલ ઢંગ ધડા વગરનો હતો તેથી તરતજ તેણે પાદશાહ પ્રત્યે બેવફા થવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તે ચિત્તોડાધિપતિ પ્રત્યે બેવફા થયો હતો, હવે તે પાદશાહ પ્રત્યે બેવફા થવાને તૈયાર થયો. તેણે ધાર્યું કે જો હું જયમલને મળીશ અને પાદશાહને મારી નાખવાનું વચન આપીશ તો તે મને પોતાની પુત્રી પરણાવશે.

પરંતુ હવે કિલ્લામાં દાખલ શી રીતે થવું તે એક મોટો પ્રશ્ન હતો. જ્યાં દિવાલ ઉંચી હતી ત્યાં ચોકીદારો થોડા રહેતા હતા અને જે ચોકીદારો ત્યાં રહેતા હતા તે પણ બરાબર લક્ષ દઇને ચોકી કરતા નહોતા. તે રાજપુતને આ વાતની ખબર હતી તેથી રાત્રીની વેળાએ એકલા તે દિવાલ તરફથી ચઢવાનો તેણે નિશ્ચય કર્યો. એક દિવસ તે પોતાની સાથે પ્રાયઃ નવ નવ ઈંચના કેટલાક ખીલાઓ લઇને મોગલ સેનામાંથી નીકળ્યો અને ધીમે ધીમે સાવધતાપૂર્વક ચાલતો ચાલતો કોટ આગળ ગયો. તેનો ઉદ્દેશ કોઇ જાણી શક્યું નહોતું, કારણ કે તે, દિવસનો પ્રકાશ હતો ત્યારનો અમુક બહાનું કાઢીને સૈન્યમાંથી નીકળ્યો હતો. તે સર્વથી ઉંચી દિવાલ હતી ત્યાં ગયો. આ ઠેકાણે દિવાલની ઉંચાઇ એંશી ફીટ હતી. દિવાલ પાષાણની બનાવવામાં આવી હતી અને તેમાં કોલ પૂરેલો નહિ હોવાથી સ્હેલાઇથી ખીલા ઘુસી શકતા હતા. તેણે જમીનથી પ્રાયઃ એક વારની ઉંચાઇએ પ્રથમ ખીલો ઠોક્યો અને

તે પછી તે પર પગ મૂકીને ઉભો રહ્યો. ત્યાર પછી તેનાથી એક ફુટની ઉંચાઇએ તેણે બીજો ખીલો ઠોકયો અને તે પર પોતાનો પગ મૂકયો. આ પ્રકારે તે એક એક ફુટને અંતરે ખીલા ઠોકતો ગયો અને ઉંચે ચઢતો ગયો. આ જોખમ ભરેલું કાર્ય શાંતિ, ધૈર્ય અને ખંત-પૂર્વક કરીને અંતે તે છેક દિવાલને મથાળે પહોંચ્યો.

જ્યારે તે આ પ્રકારે ચઢવાના કાર્યમાં ગુંથાયો હતો ત્યારે કોટ પરનો ચોકીદાર એક ગાયન ગાઇને પોતાનો કંટાળાભરેલો વખત કાપતો હતો. આથી પેલા રાજપુતના ચઢવાથી જે અવાજ થતો હતો તે તેના સાંભળવામાં આવ્યો નહોતો.

ચઢવાનો પ્રયત્ન કર્યા પૂર્વે તે રાજપુતે પોતાનાં વસ્ત્રો નીચે ફેંકી દીધાં હતાં. આથી તે ઉપર ચઢતો હતો ત્યારે મોગલ સૈન્યમાંના કોઇ પણ માણસનું લક્ષ્ય તેના પ્રતિ આકર્ષાયું નહોતું. કોટ પર ઉભેલા સિપાઇએ શુભ્ર વસ્ત્ર પરિધાન કરેલાં હોવાથી તે રાજપુત તેને સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો. આથી તે તેનાથી ઘણે દૂરથી ઉપર ચઢયો હતો. મથાળે જઇને તે અંદરના ભાગમાં કુદી પડયો અને પછી નિર્ભયતાપૂર્વક જાણી જોઇને તે ઉક્ત ચોકીદારની પાસે ગયો અને તેની સાથે એવી રીતે વાત કરી કે જાણે તે જયમલનોજ માણસ ન હોય! આથી ચોકીદારને તેનાપર શક ગયો નહિ. તે રાજપુત નિર્વિઘ્ને શહેરમાં ગયો અને એક મંદિરના ઓટલા પર જઇ સૂઇ રહ્યો. ત્યાં તેણે પ્રાતઃકાળ સુધી શાંતિથી નિદ્રા લીધી. તે સવારમાં વ્હેલો ઉઠીને જયમલની પાસે ગયો અને તેના પ્રત્યે બોલ્યો—

"નિઃસંશય તમે મને જોઇને આશ્ચર્યચકિત થયા હશો. તમે મને બેવકૂફ માણસ ધારી લીધો છે, પરંતુ એ ધારણામાં તમારી ભૂલ છે, એમ હું સિદ્ધ કરી આપીશ. વળી હું આ શહેરને અકબરના હાથમાં જતાં બચાવીશ."

જયમલે પ્રત્યુત્તર આપ્યો "જે માણસ ક્રોધાવેશમાં શત્રુપક્ષમાં ભળી જાય તે માણસ પર કદિ પણ વિશ્વાસ રાખવો જોઇએ નહિ."

"પરંતુ શત્રુપક્ષમાં ભળવાથી મેં તેમનાં છિદ્રો તથા તેમની યોજનાઓ જાણી લીધી છે અને તેથી હવે તમે તેમના પ્રયત્નો નિષ્ફળ કરવાને શક્તિવાન થઇ શકશો. આથી તમારૂં રાજ્ય સુરક્ષિત રહેશે અને તમે લાખો માણસોના જાનમાલનું સંરક્ષણ કરી શકશો. આ શું નાનોસુનો લાભ છે?"

"તમે મારા પ્રત્યે બેવફા થયા નથી એમ જ્યાં સુધી તમે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી આપો નહિ, ત્યાંસુધી તમારા બોલવા પર હું ભરોસો રાખી શકતો નથી."

"હું તમારી પાસે એક માગણી કરવા આવ્યો છું અને તે આ કિલ્લામાં રહેલા સર્વ જણના લાભની વાત છે."

"બોલો, તમારી શું માગણી છે?"

"તમે મારી સરતનો સ્વીકાર કરો તો હું મોગલ શહેનશાહનો વધ કરવાને તૈયાર છું."

"તમારી સરત શું છે?"

"તમે મને તમારી પુત્રી પરણાવો."

"જો તમે મોગલ શહેનશાહનો વધ કરો તો મારી પુત્રી તમારી સાથે પરણાવવાને હું તૈયાર છું. જો તમે આવું મહાન કાર્ય કરો તો પછી તમને મારી પુત્રી આપવી એ કાંઇ વિસાતની વાત નથી. જો તમે એ જુલમી પાદશાહનો નાશ કરશો તો હું ખુશીથી તમારી સાથે મારી પુત્રીને પરણાવીશ અને પુષ્કળ દ્રવ્ય આપીશ."

"હું તેને મારવાનો પ્રયત્ન કરીશ અને જો મારૂં મૃત્યુ થશે તોજ તે બચી શકશે."

"મારે તમને કહેવાની અગત્ય નથી કે, તમે મારા પર વેર

લેવાના ઈરાદાથી શત્રુપક્ષમાં ભળ્યા છો એમ અમારૂં માનવું થયું છે; અને જ્યારે પ્રમાણિક, આબરૂદાર અને બહાદુર માણસોના હૃદયમાં આવો સંશય ઉત્પન્ન થાય છે ત્યારે તેની નિવૃત્તિ કરવી એ કાંઇ સહજ વાત નથી. જો તમે જે કાર્ય કરવાને માથે લો છો તે કાર્ય કરશો તો અમારો તમારે વિષે સારો અભિપ્રાય બંધાશે. માટે જાઓ ફતેહ કરો."

પોતાને આવો સત્કાર મળેલો જોઈ તે રાજપુત અત્યાનંદ પામ્યો, પરંતુ જ્યારે તેણે પોતાની હૃદયેશ્વરીની મુલાકાત લેવા દેવાની પ્રાર્થના કરી ત્યારે જયમલે પ્રત્યુત્તર આપ્યોઃ—

"ના, હજી પણ તમારા પર બેવફાદારીનો આરોપ છે. તમે મારી પુત્રી સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર રાખો તે પૂર્વે એ આરોપની નિવૃત્તિ થઇ જવી જોઇએ."

"શું તમને મારી પ્રમાણિકતા વિષે શક છે ?"

"તમારી પ્રમાણિકતા વિષે મને ભરોસો નથી, અને જ્યાંસુધી તમે શહેરની બહાર ખરાબ ઉદ્દેશથી ગયા નહોતા એમ સિદ્ધ કરી આપો નહિ ત્યાંસુધી હું તમને બેવફાદાર માણસ તરિકેજ લેખીશ."

"ત્યારે તો મને દેશવિદ્રોહી ગણીને આ કોટ પરથી ફેંકી દો."

"ના, તમે સ્વદેશસેવા કરવાની ઉત્સુકતા બતાવી છે, માટે હું હવે તમને સજા કરવાને ખુશી નથી. તમને તમારી સ્વદેશભક્તિ સિદ્ધ કરવાની આ ઉત્તમ સંધિ પ્રાપ્ત થઇ છે, માટે તમે તમારૂં કાર્ય બજાવો."

"જો હું પંદર દિવસમાં મોગલ સિંહાસન શૂન્ય કરૂં તો તમે મને વફાદાર માનશો ?"

"મોગલ શહેનશાહનો વધ કરશો તો તમારા પર મારો વિશ્વાસ બેસશે અને આપણા જાતિબંધુઓ પણ તમારાપર પ્રસન્ન થશે."

ઉક્ત રાજપુત, મોગલ શહેનશાહના સૈન્યમાં પાછો ગયો. આગલી રાત્રે તે ગેરહાજર હતો એ વાત અમલદારોના જાણવામાં આવી હતી. તેને મોગલ સમ્રાટ્‌ની સમક્ષ ઉભો કરવામાં આવ્યો.

અકબરે પૂછ્યું " સૈનિક ! તમે ગત રાત્રિએ છાવણીમાં નહોતા. તમારી ગેરહાજરીનું શું કારણુ છે તે દર્શાવો."

" ખુદાવિંદ ! પાદશાહના લાભને માટેજ હું છાવણીમાંથી બહાર ગયો હતો. "

" પાદશાહનો લાભ, ધારાનું ઉલ્લંઘન કરવાથી કદિ પણુ સચવાતો નથી. "

" હું કિલ્લામાં દાખલ થયો અને મેં મારા દેશના દુશ્મનના લાભને માટે ગુપ્તચરનું નિંદ્ય કામ કર્યું. "

શહેનશાહ અલ્પ કાળ પર્યંત મૂક રહ્યો. તેની દષ્ટિ તે સ્વામિદ્રોહી પુરૂષના ચ્હેરા તરફ હતી અને તે તેનું બારિક અવલોકન કરતો હતો. તેણે અંતે પ્રશ્ન કર્યો "ત્યાં તમને શી ખબર મળી ?"

" કાલે પ્રાતઃકાળે રાજપુતો તમારા પર તુટી પડશે. ચિત્તોડાધિપતિ તમને તાબે થવા કરતાં સર્વ માણુસોનો નાશ થયેલો જોવાનું વધારે પસંદ કરે છે. વળી તેણે તમારૂં ખુન કરાવવાને માટે એક ગુપ્ત મારાને રોકયો છે. "

" તે મારો ક્યાં છે તે તમે જાણો છો ? "

" તમારા સૈન્યમાંજ છે. "

અકબર આવી કળાથી છેતરાઈ જાય એવો કાચો નહોતો. તે મનુષ્યોનાં ચારિત્ર્યનો સાચો અભ્યાસી હતો. પોતાની છાવણીમાંનો કોઈ પણુ માણુસ જાણી જોઇને દુશ્મનના લાભને ખાતર મોગલ સમ્રાટ્ (પોતાનું)નું ખુન કરવાને તૈયાર થાય એ વાત તે માની શકયો નહિ. તોપણુ બાહ્યતઃ જાણે તે રાજપુતની વાત પર તેને વિશ્વાસ આવ્યો

હોય એવો તેણે દેખાવ કર્યો અને તે રાજપુતને પોતાનું ધનુષ્ય અને બાણુ લેવાની આજ્ઞા કરી. તે રાજપુત બાણુ ફેંકવામાં એકકો ગણાતો હતો. તેણે પોતાનું ધનુષ્ય અને બાણુનો ભાથો લીધો એટલે સમ્રાટે તેને પોતાની પાછળ આવવાની આજ્ઞા કરી. શહેનશાહે પોતાની સાથે માત્ર થોડાકજ માણુસો લઈ લીધા. તેણે પોતાની સાથે એક અશ્વ પણ લઈ લીધો હતો. આ અશ્વને દોરીને એક સેવક સમ્રાટ્‌ની પાછળ પાછળ ચાલતો હતો. તે સર્વ ચિત્તોડના કોટ તરફ ચાલવા લાગ્યા.

તે કોટથી થોડે દૂર રહ્યા એટલે આ લોકો હલ્લો કરવાને આવ્યા છે કે શું એવો ભય ધરી રાજપુતો દિવાલના મથાળા પર ઉભા રહીને જોવા લાગ્યા. જયમલ ત્યાં ઉભેલા સર્વ માણુસોથી ઉંચો હોવાથી તેનો ચ્હેરો સ્પષ્ટ જણાતો હતો.

અકબરે ઉક્ત રાજપુતને કહ્યું "તમારૂં કથન જો સત્ય હોય તો સામે ચિત્તોડાધિપતિ ઉભો છે તેના હૃદયમાં તીર મારીને તેનું પ્રત્યક્ષ પ્રમાણુ મને આપો."

ઉક્ત રાજપુતે પાદશાહની આજ્ઞા માન્ય કરવાનો ઢોંગ કર્યો અને તે ધીમે પગલે અશ્વની પાસે ગયો. જે માણુસના હાથમાં અશ્વની લગામ હતી તે માણુસની પાછળ તે ઉભો રહ્યો, તેણે પોતાના ધનુષ્યની દોરીની સાથે બાણુનો છેડો અડાડયો અને તેને કોટ તરફ ધર્યું. અકબર અને તેના સર્વ માણુસોની દૃષ્ટિ કોટના મથાળાપર ઉભેલા રાજપૂતો તરફ લાગી રહી હતી તેવામાં ઉક્ત રાજપુત યોદ્ધાએ એકદમ ફરીને તે બાણુ મોગલ સમ્રાટ્ તરફ ફેંકયું. તે મોગલ શહેનશાહને હાથમાં વાગ્યું અને હાડકા સુધી ઉંડું પ્રવેશી ગયું. પછી ઉક્ત રાજપુતે પોતાનું ધનુષ્ય નીચે ફેંકી દીધું અને તેણે પોતાની કટાર કાઢીને સાઈસના હૃદયમાં ખોસી તેના હાથમાંથી ઘોડો ખુંચવી લીધો અને તેનાપર બેસી વિદ્યુદ્વેગે શહેરના દરવાજા તરફ ધસી ગયો.

સમ્રાટ્ અને સર્વ અમીરો આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયા. અકબરની આંખમાંથી અગ્નિનો વર્ષાદ વરસતો હતો. પરંતુ તે મુગો રહ્યો અને પોતાની છાવણીમાં પાછો ચાલ્યો ગયો. અહીંઆં તેના હાથમાંથી મહા પ્રયાસે બાણુ ખેંચી કાઢવામાં આવ્યું. કેટલાક દિવસ સુધી તેનાથી તંબુની બહાર પણ નીકળી શકાયું નહિ. પંદર દિવસે તેનો ઘા રૂઝાયો.

સમ્રાટ્‌ને શર મારીને રાજપૂત ચિત્તોડને દરવાજે ગયો. તરતજ તેને શહેરમાં દાખલ કરવામાં આવ્યો. તરતજ ચિત્તોડાધિપતિને તેના કાર્યની ખબર કરવામાં આવી. તેણે ત્વરિત આવીને તેની સાથે વાર્તાલાપ કરવા માંડયો.

રાજપુત બોલ્યો "હવે હું તમારી પુત્રીના હાથની માગણી કરૂંછું."

"પાદશાહ મરણુ પામ્યો છે ?"

"તે બચી શકશેજ નહિ."

"તમારી સાથે જે સરત થઇ છે તે અનુસાર કાર્ય થશે ત્યારે તમારી સાથે મારી પુત્રીને હું પરણાવીશ."

થોડા વખતમાં ચિત્તોડાધિપતિને ખબર થઇ કે અકબર સાજો થયો છે.

રાજપુતને ચિત્તોડાધિપતિની સમક્ષ ઉભો કરવામાં આવ્યો.

જયમલે કહ્યું "તમે જે કાર્ય માથે લીધું હતું તે કાર્ય પાર પાડવાને તમે નિષ્ફળ થયા છો." આ શબ્દો સાંભળી તે રાજપુતનાં ભવાં સંકોચાયાં. જયમલ આગળ બોલ્યો "તેથી મારો કોલ પૂરો થયો છે અને હવે મેં તમને બન્ને પક્ષ પ્રત્યે બેવફા થવા માટે શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો છે. જો કે તમે દેશદ્રોહી થયા હતા તો પણ જો તમે સમ્રાટ્‌પર વૈર લેવામાં વિજયી નિવડયા હોત તો તમે બચી શકત અને મેં મારી પુત્રીનો ભોગ આપ્યો હોત, પરંતુ તમે

તમારા કાર્યમાં નિષ્ફળ નિવડયા છો અને તમારા પર કદિ પણ ભરોસો રાખી શકાય એમ નથી. માટે મૃત્યુ એજ તમારે માટે ઉત્તમ શિક્ષા છે."

તેને તરતજ મુસલમાનોની છાવણીમાં લઇ જવામાં આવ્યો. ચિત્તોડાધિપતિએ પાદશાહના ઉપર પત્ર લખીને તેને જણાવ્યું કે "આ માણુસને મેં તમારા કબજામાં સોંપ્યો છે. એ બેવફાદાર માણુસ છે માટે તમારા ધ્યાનમાં આવે તે શિક્ષા એને કરજો." અકબરે ચિત્તોડાધિપતિના માણુસની સાથે વિનયપૂર્વક સલામ કહેવરાવી અને ઉક્ત સ્વામિદ્રોહી માણુસને હાથીના પગ નીચે છુંદી મરાવવાની આજ્ઞા કરી. હાથી જ્યારે તે માણુસની સન્મુખ આવ્યો ત્યારે તે રાજપુત મૃત્યુનો જરા પણ ડર રાખ્યા વિના દ્રઢતાપૂર્વક ઉભો રહ્યો. તે પોતાના વક્ષઃસ્થળપર પોતાના હાથ મૂકી અદબ વાળીને ઉભો રહ્યો અને તેણે પાદશાહના તરફ તિરસ્કારદર્શક દૃષ્ટિ ફેંકી. પાદશાહે ઇશારત કરી એટલે માવતે હાથીને આગળ હાંકયો. તે અપરાધીની પાસે હાથી આવ્યો અને તરતજ તેણે પોતાની સુંઢવતી તેને નીચે પાડી નાંખ્યો અને તેના અંગ પર પોતાનો પ્રચંડ પગ મૂકીને એક પળમાં તેને ચૂર્ણ કરી નાંખ્યો.

## દ્વિતીય પરિચ્છેદ.



મુસલમાનો કિલ્લામાં દાખલ થવાને માટે જીવતોડ મહેનત કરવા લાગ્યા. અકબર જાતે તેમની વચ્ચે ઉભો રહીને તેમને ઉત્તેજન આપતો હતો. તે અધિકારીઓની પાસે જઇને તેમને જાતેજ હુકમ આપતો હતો, એટલુંજ નહિ, પરંતુ સામાન્ય સૈનિકની પાસે જઇને પણ તેને ઉત્તેજન આપતો હતો. આથી તે સૈનિકોને અતિ પ્રિય થઈ

પડયો હતો. જે માણસમાં તે શૌર્ય અને હિમ્મત જોતો તેને પારિતોષિક આપીને સંતુષ્ટ રાખતો હતો, આથી તેના સૈનિકો તેના પર અતિ પ્રસન્ન રહેતા હતા.

મુસલમાનો જેમ જેમ આગળ વધતા ગયા અને કિલ્લાની વધુ અને વધુ નિકટ આવતા ગયા' તેમ તેમ રાજપુતોમાં ઘણો ગભરાટ ફેલાયો. જયમલની સ્ત્રી દરરોજ કોટપર આવીને પોતાના માણસોને ઉશ્કેરતી હતી. કેટલાક મુસલમાનોએ દિવાલપર ચઢવાનો પ્રયત્ન કર્યો ત્યારે રાજપુતોએ ઘણી બહાદુરીથી તેમનો પ્રયત્ન નિષ્ફળ કર્યો. કેટલાક મુસલમાનો તો છેક દિવાલને મથાળે ચઢી ગયા હતા, પરંતુ જયમલની શૌર્યવાન સ્ત્રીએ જાતે તેમને નીચે ગબડાવી મૂક્યા હતા. પુરૂષોના જેવીજ કીર્તિ ખાટવાને માટે તે સ્ત્રી અત્યાતુર હોવાથી ગમે તેવું જોખમભરેલું કાર્ય કરવાને તે સદા સર્વદા તત્પર રહેતી.

તે જયમલ પ્રત્યે બોલી "પ્રાણનાથ! હું શત્રુની છાવણીમાં જઇને મારા પોતાના હાથથી મોગલ સમ્રાટ્નો વધ કરવાનો ઈરાદો રાખું છું."

જયમલે પ્રત્યુત્તર આપ્યો "જો તમને તેમાં સફળતા પ્રાપ્ત થવાનો સંભવ જણાતો હોય તો તેમ કરો, પરંતુ તમો શી યુક્તિથી જશો?"

"હું ગમે તે યુક્તિથી એક વખત છાવણીમાં જઇશ અને તેનો પ્રાણ લેવાનો પ્રયત્ન કરીશ. એક સ્ત્રી શું કરી શકે છે તેની તમને થોડા વખતમાં ખબર પડશે."

તે દૃઢ નિશ્ચયની રાજપુતાણી સુંદર પોશાકમાં સજ્જ થઇ અને સાયંકાળે મોગલ છાવણીમાં જઈ પહોંચી. તે ઘણી સૌંદર્યવાન સ્ત્રી હતી. ચોકીદારે તેને અટકાવી તે વખતે તેણે તેને કહ્યું કે "હું ગાન-તાન, નૃત્ય વગેરે સારી રીતે કરી જાણું છું અને મારો હુન્નર પાદશાહને બતાવવા આવી છું. તેની સાથે કોઇ પણ માણસ હતું

નહિ તેથી એકલી સ્ત્રીને છાવણીમાં દાખલ થવા દેવામાં ચોકીદારે કાંઇ પણ હરકત જોઇ નહિ. તરતજ અકબરને ખબર કરવામાં આવી કે 'એક નૃત્ય કરનાર હિંદુ સ્ત્રી આવી છે માટે જો આપની ઇચ્છા તેનો હુન્નર જોવાની હોય તો તે આપની સમક્ષ આવવાને ખુશી છે.' અકબરને આખો દિવસ આમ તેમ રખડવાથી અને સૈન્યપર દેખરેખ રાખવાથી ઘણો શ્રમ થયો હતો, તેથી તેને પણ શ્રમપરિહારને માટે ગાનતાન સાંભળવાની અને નૃત્ય જોવાની રૂચિ થઈ આવી હતી. તરતજ તેને તેની હજુરમાં લઇ જવામાં આવી. અકબર તેના મુખની સુંદરતા અને ભવ્યતા જોઇને આશ્ચર્યચકિત થયો. તેના ચ્હેરાપર અસામાન્ય તેજ દ્રષ્ટિગોચર થતું હતું. આથી અકબરને તરત શક ગયો કે આ કોઇ સાધારણ નર્તકી નથી, માટે નક્કી કાંઈ દગો થયો છે. તેણે પોતાના ચોકીદારોને એકદમ હુકમ ફરમાવ્યો કે, હવે પછી કોઇ પણ માણસને ગમે તેવા નિમિત્તથી છાવણીમાં દાખલ થવા દેવું નહિ.

"ઠીક, સુંદર સ્ત્રી!" અકબર બોલ્યો "તમારી શી ઇચ્છા છે?"

"મેં એમ સાંભળ્યું છે કે અકબરશાહના જીવને આનંદ પમાડવામાં જે વિજયી નિવડે છે તેના પ્રત્યે તે ઘણા ઉદાર બને છે. મને ઉત્તમ પ્રકારે વીણા વગાડતાં આવડે છે માટે જો આપની ઇચ્છા હોય તો હું મારો હુન્નર અજમાવું."

"વાહ! વીણાની બલિહારી તો કોઇ ઓરજ છે" સમ્રાટ્ બોલ્યો "ઠીક, ત્યારે તમે વીણા વગાડવાનો પ્રારંભ કરો. તમે જેવાં સુંદર છો તેવોજ તમારો હુન્નર જો ઉત્તમ હશે તો તો પછી કાંઈ મણા રહેશે નહિ."

તે તેની વધુ નિકટ આવી. અકબરે તેને પોતાના જમણા હાથ તરફ બેસાડી અને તેને પોતાની વીણા વગાડવાની સૂચના કરી. તેની તીક્ષ્ણ દ્રષ્ટિ રાણીનાં સમગ્ર અંગપર એવી રીતે ફરતી હતી કે તે રાજ-

પુતાણીને 'હું ઓળખાઇ ગઇ છું' એવો શક ગયો. તે છતાં જરા પણ ભયનાં ચિન્હ દર્શાવ્યા વિના તેણે પોતાના હાથમાં વીણા લીધી અને તે પર એક સુંદર ગાયન ગાયું. મોગલ સમ્રાટ્ અતિ પ્રસન્ન થયો. ત્યાર પછી તેણે બીજું, ત્રીજું એ પ્રમાણે કેટલાંક ગાયનો તેટલીજ કુશળતાથી ગાયાં. અકબર ગાયન સાંભળવામાં એટલો બધો લીન થઈ ગયો કે તેને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. તેની દ્રષ્ટિ જરા બીજી તરફ ગઇ એટલે ઉક્ત રાજપુતાણીએ ધીમેથી પોતાની ગુપ્ત કટાર કાઢી; પરંતુ તે તેના હૃદયમાં ઘોંચી દે તે પૂર્વે અકબરે તેનું કાંડું પકડી લીધું અને તેની મુઠીમાંથી કટાર ઝુંટવી લીધી.

"ખરેખર, આ કાર્ય તારા હુન્નરને બરાબર રીતે મળતું આવે છે." અકબર કઠોર હાસ્ય કરીને બોલ્યો.

"હું મારા કાર્યમાં નિષ્ફળ થઇ છું" તે બહાદુર સ્ત્રીએ જરા પણ ભય પામ્યા વિના કહ્યું "અને તે માટે શિક્ષા સહન કરવાને તત્પર છું. પાદશાહ! તમે મને ગરદન મારવાનો હુકમ કરો, હું મરવાને તૈયાર છું. હું મોતથી ડરતી નથી. દંડ વિષે પ્રથમથી વિચાર કરીનેજ મેં આ કાર્ય કર્યું હતું. તમે મારા પર ગમે તેટલું કષ્ટ પાડશો તો તે હું શાંતિથી સહન કરીશ. તમે જે રાજપુતોને વશ કરવા માગો છો તે રાજપુતોમાં કેટલું પાણી છે, તે તમે મારા દાખલા પરથીજ જોઇ શકશો. રાજપુતોના દેવોને જેઓ ધિક્કારે છે અને જેઓ રાજપુતોના કટ્ટા વૈરી છે, તેઓ પર તેઓ વૈર લીધા વિના કદિ પણ રહેનાર નથી એમ જણાવવાને માટેજ હું અહીંઆં આવી છું."

અકબરે કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ, પરંતુ તેને એક તંબુમાં રાખી અને તેની આસપાસ મજબૂત ચોકી પહેરો મૂકી દીધો. બીજે દિવસે પ્રાતઃકાળમાં તેને પોતાના કેટલાક સૈનિકોની સાથે ચિત્તોડના દરવાજા સુધી મોકલી આપી. જે વખતે તે તેની છાવણી

બહાર નીકળી તે વખતે શહેનશાહે તેને કહ્યું કે "અકબર સ્ત્રીઓની સાથે યુદ્ધ કરતો નથી." પોતાને નિષ્ફળતા પ્રાપ્ત થવાથી તે મગરૂર રાજપુતાણીને ઘણો શોક થયો. અકબરના મનની ઉદારતા જોઇને તે આશ્ચર્યચકિત થઈ. તે છતાં પણ તેણે પોતાના જીવના જોખમે પણ તેનો જાન લેવાનો પોતાનો નિશ્ચય છોડયો નહિ. તે પોતાના મનમાં બોલી "આવા ઉદારચિત્ત પાદશાહનું સૈન્ય આવું અજીત હોય અને તેની આવી સુકીર્તિ ફેલાય તેમાં નવાઈ શું?" હવેથી ચિત્તોડનો બચાવ થશે એવી તેની આશા નિરાશામાં પરિવર્તિત થવા લાગી. અકબર બહાદુર હતો, અને એક રાજપુતના જેટલોજ મૃત્યુ વિષે બેદરકાર હતો એવી તેને પ્રતીતિ થઈ. આવો પાદશાહ જે સૈન્યનો નાયક બને, તે સૈન્ય વિજય પ્રાપ્ત કર્યા વિના રહેજ કેમ? એમ તે પોતાના મનમાં બોલવા લાગી. તેણે પોતાના મનની વાત જયમલને પણ જણાવી અને ચિત્તોડનું રક્ષણ થવું મુશ્કેલ છે, એમ સ્પષ્ટ રીતે તેને કહ્યું. પછી તે બહાદુર સ્ત્રી આવેશથી બોલી "પરંતુ આપણે આપણા કોટ પરથી લડતાં મરીશું. આપણે મરતાં કદિ પણ ડરીશું નહિ અને જો તેમને વિજય મળશે તો તે મોંઘી કિમ્મતેજ મળશે."

"પ્રિયા" જયમલ બોલ્યો "હજી નિરાશ થવાનું આપણને કાંઇ પ્રયોજન નથી. હજી પણ આપણી પાસે ઘણા રાજપુતો છે અને તે સર્વ મજબૂત તથા દ્રઢાગ્રહી છે. હજી આપણી પાસે પાંચ માસ સુધી ચાલે એટલો ખોરાક છે અને પાંચ મહિનામાં તો મુસલમાનો જીતશે કે હિંદુઓ—તેનો નિર્ણય થઇ જશે."

"જયમલ! જે માણસ, પોતાની જીંદગી લેવાનો પ્રયત્ન કરનારને છોડી મૂકે તે કાંઈ સાધારણ માણસ ગણાય નહિ. અકબરના સૈનિકોની સંખ્યા અથવા તેમની બહાદુરી કરતાં તેની ઉદારતાથી આપણે વધુ ડરવાનું છે. તે આખા એશિયા ખંડમાં સૌથી મહાન સેનાનાયક

જણાય છે. જો આ હાથ આવા મહાન યોદ્ધાને જગતમાંથી દૂર કરવાને શક્તિવાન થયો હોત તો મારી કીર્તિ કેટલી વધી ગઈ હોત?"

"તમે તો તેની પ્રશંસા અતિ મુક્ત કંઠે કરો છો ને!"

"કારણ કે તે મારી આ પ્રશંસાને પાત્ર છે, અને એટલા માટેજ એ દુશ્મનને દૂર કરવાને હું વિશેષ આતુર છું. જયમલ! એ દુશ્મનનો નાશ કરવાને માટે હું મારી અને મારી સંતતિની જીંદગીનો ભોગ આપવાને તત્પર છું."

બીજે દિવસે પ્રાતઃકાળમાં જયમલ અને તેની સ્ત્રી કોટપર ઉભાં ઉભાં મુસલમાનોના લશ્કરનું નિરીક્ષણ કરતાં હતાં. મુસલમાનોની હીલચાલ પરથી તેમને જણાયું કે હવે તેઓ થોડીવારમાં શહેરપર હલ્લો કરશે. શહેરના બચાવને માટે જયમલે જે નવું બાંધકામ શરૂ કર્યું હતું તેને તે તપાસતો હતો; એવામાં દિવાલની આગળ એક ભયંકર ધડાકો થયો. આથી દિવાલને મથાળે જેટલાં માણસો ઉભાં હતાં તે સર્વ અંદરના ભાગમાં ઉચલી પડયાં. દિવાલનો કેટલોક ભાગ તુટી ગયો અને તેમાં મોટું બાકું પડયું. તત્પશ્ચાત્ તરતજ એક બીજો ધડાકો થયો. આ ધડાકો આગલા ધડાકા કરતાં પણ વિશેષ ભયંકર હતો અને દિવાલમાં તેથી, પૂર્વે કરતાં પણ એક મોટું બાકું પડયું. જયમલને સ્પષ્ટ રીતે સમજાયું કે શત્રુઓએ બે સુરંગ ખોદી હતી અને હવે તેઓ થોડીવારમાં શહેરપર હલ્લો કરશે. તેણે પોતાના માણસોને બોલાવ્યા અને જ્યાં બાકાં પડયાં હતાં ત્યાં તેમને ઉભા રાખ્યા. તે છતાં પણ મુસલમાનોએ હલ્લો ન કર્યો તેથી હિંદુઓને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેઓ વિવિધ પ્રકારની કલ્પના કરવા લાગ્યા, પરંતુ તેમણે હલ્લો ન કર્યો તેનું કારણ ઘણીવાર ગુપ્ત રહી શકયું નહિ. ને થોડીવાર માંજ સમજાયું. જ્યારે પહેલી વાર ધડાકો થયો ત્યારપછી તરતજ અકબરના બે હજાર ઉત્તમોત્તમ યોદ્ધાઓ શહેરપર હુમલો કરવાને

નીકળ્યા. તેમણે એમ ધાર્યું હતું કે બન્ને સુરંગો સાથેજ ફુટી છે. તેઓ એક એક હજાર માણુસોની ટુકડીમાં વિભક્ત થઇ ગયા. જ્યારે તે ટુકડી દિવાલ આગળ આવી પહોંચી ત્યારે દુર્ભાગ્યવશાત્ બીજી સુરંગ ફુટી અને અકબરના સર્વ માણુસોનો કચ્ચરઘાણુ વળી ગયો. અનેક માણુસો મરણુ પામ્યા અને કેટલાકને ભયંકર રીતે ઇજા થઇ. કેટલાકના હાથ, પગ વગેરે અવયવો જુદા પડી ગયા. ત્યાં અવર્ણુનીય ગભરાટ ફેલાઇ રહ્યો. ચારસેં કરતાં વધારે સૈનિકો અને પંદર અમલદારો આ વખતે મરણુ પામ્યા.

આ અકસ્માતથી મુસલમાનોનો ઉત્સાહ મંદ પડી ગયો. ઘાયલ થયેલા સર્વ માણુસોને ઉંચકીને છાવણીમાં લઈ જવામાં આવ્યા અને તેમની શુશ્રૂષા કરવામાં આવી. તેઓ બે ત્રણુ કલાક સુધી આ વ્યવસ્થામાં રોકાયા એટલે રાજપુતોએ બાકાં પૂરી દીધાં. ત્યાર પછી મુસલમાનો તે બાકાં આગળ ધસી ગયા. પરંતુ તેઓ નિષ્ફળ થયા. તેમને રાજપુતોના હાથનો સખ્ત માર ખાવો પડયો. હારીને મુસલમાનોને પાછા ફરવું પડયું. તેઓ અતિ નિરાશ થઇને પોતાની છાવણીમાં આવ્યા, પરંતુ અકબરે પોતાની આખી છાવણીમાં ફરીને નિરાશ થયેલા માણુસોને ઉત્સાહ આપ્યો.

રાજપુતોને વિજય મળવાથી અતિ આનંદ થયો અને તેમણે તુટેલી દિવાલનું સમારકામ અતિ ત્વરાથી કરી લીધું.

મુસલમાનો પુનઃ શહેરપર હલ્લો કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અકબર વિઘ્નથી પાછો હડે એવો માણુસ નહોતો; જેમ જેમ વિઘ્ન વધતાં જાય તેમ તેમ તેનો આગ્રહ વધારે દ્રઢ થતો જાય એવો તેનો સ્વભાવ હતો. તે શાંતિપૂર્વક પોતાના માણુસોને હુકમો ફરમાવતો ગયો. તેણે સંપૂર્ણુ વિજય પ્રાપ્ત કર્યા વિના ચિત્તોડથી પાછા ફરવું નહિ, એવો દ્રઢ નિશ્ચય કર્યો હતો. પરંતુ રાજપૂતો પણુ કાંઇ સ્હેલાઇથી પરાજિત

થાય એવા નહોતા. થોડા વખતમાં તેમણે શહેરના બચાવને માટે એવું સારૂં બાંધકામ કરી લીધું કે, ઘેરો નાખ્યા પૂર્વે શહેર જેવું સુરક્ષિત હતું તેવુંજ સુરક્ષિત તે હમણાં પણ દેખાવા લાગ્યું.

સુરંગ ફાટવાનો અકસ્માત બન્યા પછી થોડા દિવસે અકબરને પોતાના શત્રુનો નાશ કરવાનો એક સુયોગ પ્રાપ્ત થયો. એક દિવસ રાતને સમયે જયમલ ફાનસ લઇને કોટને મથાળે ઉભો રહી આસપાસ નિરીક્ષણ કરતો હતો અને દિવાલની મરામત થતી હતી તે તપાસતો હતો. આ વખતે અકબર પોતાના કેટલાક કામ કરતા મજુરોને તપાસતો ઉભો હતો.. તેણે આવી સારી તક હાથમાંથી નહિ જવા દેવાનો નિશ્ચય કરી પોતાના એક સેવક પાસેથી બંદુક લીધી અને તેમાં ગોળી ભરીને જયમલ તરફ તાકીને ગોળીબાર કર્યો. નિશાન એવું અચૂક હતું કે, તે ગોળી તરતજ જયમલના કપાળમાં વાગી અને તે બેભાન થઇને તુટી પડયો. ત્યાં ભારે ગભરાટ ફેલાઇ રહ્યો. માણસો આમતેમ દોડાદોડ કરવા લાગ્યા અને થોડીવારમાં તે દિવાલપર સૈનિકો, સ્ત્રીઓ અને છોકરાંઓ તથા નાગરિકોની મોટી ભીડ થઈ ગઇ. અકબરે સ્પષ્ટ રીતે જાણી લીધું કે જયમલ મરણ પામ્યો છે. હવે તેના ઉત્સાહનો પાર રહ્યો નહિ. હવે તેણે ધાર્યું કે બાજી આપણા હાથમાં છે. તોપણ રાજપુતોનું શૌર્ય તેને અવિદિત નહોતું. જ્યારે બચવાનો કોઇ પણ માર્ગ નથી રહેતો, ત્યારે રાજપુતો કેશરીઆં કરીને શત્રુપક્ષના માણસોનો કચ્ચરઘાણ વાળી નાંખે છે, તે અકબર સારી રીતે જાણતો હતો, અને તેથી તેણે તે પ્રકારના દારૂણ યુદ્ધને માટે પોતાના માણસોને સુસજ્જ કરી મૂક્યા.

બીજે દિવસે પરોઢીઆમાંજ રાજપુતોએ મુસલમાનોપર હલ્લો કર્યો. સ્વર્ગસ્થ જયમલની વિધવાની આગેવાની નીચે રાજપુતો એવા શૌર્યથી લડયા કે મુસલમાનો ત્રાહ ત્રાહ પોકારી ઉઠયા. તે વિધવાએ

પોતાના દેહની લેશ પણ દરકાર રાખ્યા વિના પોતાના અશ્વને અકબરના તંબુ તરફ દોડાવ્યો. એક ઉમરાવે તેને આગળ જતી અટકાવવાને માટે તેના અશ્વની લગામ પકડી, પરંતુ તેણે તેને ભાલાથી વિંધી નાંખ્યો. થોડીવારમાં તે અકબરના તંબુ આગળ આવી પહોંચી. અહીંઆં ચોકીદારો તેની સામા થયા. જે ચોકીદાર સૌથી આગળ ઉભો હતો તેણે તેનાપર પોતાના અસિનો પ્રહાર કર્યો. પરંતુ તે પ્રહાર ચૂકવી તેણે તેને ભાલાથી વિંધ્યો અને તરતજ પોતાના અશ્વપરથી નીચે ઉતરી તંબુમાં ધસી ગઈ. તે અકબરના પલંગ તરફ દોડી ગઇ, પરંતુ તે ખાલી હતો. ચોકીદારો તેને પકડવાને દોડી પહોંચ્યા અને તેમણે ઘણી મુશ્કેલીથી તેને પકડી. પરંતુ તેણે કેટલાક ચોકીદારોને ઘાયલ કર્યા અને તેને પોતાને પણ ગરદનમાં એક ઘા લાગ્યો. આ ઘામાંથી એટલું બધું રક્ત વહેવા લાગ્યું કે તે અશક્ત થઇ બેશુદ્ધ થઇ ગઇ. તે પકડાઇ તે અરસામાં તેના ઘણા ખરા અનુયાયીઓ કપાઇ મુઆ હતા. માત્ર થોડા માણસોજ બચીને શહેરમાં જવા પામ્યા હતા.

અકબર તંબુમાં દાખલ થયો. તેણે પોતાના સ્વામીના મૃત્યુનું વૈર લેવા આવેલી કુળવાન સ્ત્રીને પોતાના અને પોતાના શત્રુના લોહીથી ખરડાઇને પડેલી જોઇ. તે હજી પણ નિશ્ચેષ્ટજ હતી. તેણે તરતજ પોતાના માણસોને તેના ઘાપર મલમ લગાડી પાટા બાંધવાની આજ્ઞા કરી. વળી તેણે આખી રાત તેની સારી પેઠે શુશ્રૂષા કરવાનો પણ હુકમ કર્યો. તેનું શૌર્ય જોઇને તે મોહિત થયો હતો, તેનું સંકટ જોઇને તેને કરૂણા છૂટી હતી અને બીજે દિવસે જો તે તાબે થાય તો તેની સાથે ઉદાર સરતો કરવાને તે ખુશી હતો. રાજપુતોએ જે આગ્રહથી પોતાના શહેરનો બચાવ કર્યો હતો તેથી તેમને વિષે તેને માન ઉત્પન્ન થયું હતું અને તેણે પોતાના અમલદાર સાથે વાત કરતાં એક વખત

કહ્યું હતું કે "આવા સૈનિકો જો મારી પાસે હોય તો હું આખી દુનિયા જીતી લઉં."

બીજે દિવસે જયમલની વિધવા જાગૃત થઇ કે તરતજ તેણે શહેનશાહને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેને તરતજ મોગલ સમ્રાટ્‌ની સમક્ષ લઈ જવામાં આવી.

તે નિડરતાથી બોલી "મોગલ સમ્રાટ્‌! મેં ત્રણવાર તમારો જાન લેવાના પ્રયત્ન કર્યા છે. માટે હવે તમે મને જે શિક્ષા કરો તે સહન કરવાને હું તૈયાર છું. બોલો, તમારે મને શી શિક્ષા કરવી છે. ?"

"સુબ્હાન અલ્લા! તોબાહ! તોબાહ! જે મનુષ્ય પ્રમાણિક યુદ્ધમાં પોતાના દુશ્મનનો જાન લેવાને પ્રયત્ન કરે તેને કાંઇ પણ શિક્ષા કરતાં અલ્લા મને બચાવે! જે માણસે તમારા પતિનો જાન લીધો હોય તે માણસનો વધ કરવાને તમે પ્રયત્ન કરો એ સ્વાભાવિક છે. મેં તેને કાંઈ દુશ્મનાઇથી માર્યો નથી, કારણ કે તેના શૌર્યનો અને તેની સ્વદેશભક્તિનો હું પ્રશંસક છું, પરંતુ માત્ર મારૂં મહાન કાર્ય સફળ કરવાને માટેજ મારે તેનો પ્રાણ લેવો પડયો છે. હવે જો તમે તાબે થાઓ તો હું તમારી સાથે ઉદાર સરતો કરવા ઇચ્છું છું."

"જેથી મારા સ્વદેશ બાંધવોની અપકીર્તિ થતી હોય એવું કોઇ પણ કાર્ય મારાથી કરી શકાય એમ નથી. અપકીર્તિ થતી અટકાવવાના કાર્યમાં સર્વેનો બલિ અપાય ત્યાંસુધી સામા થવાનેજ મારી તેમને આજ્ઞા છે."

"પરંતુ સન્નારી! હું જે સરતો કરવા માગું છું તે તમને તથા તમારા સ્વદેશબાંધવોને લેશ પણ અપમાનકારક નથી."

"જે લોકોને મોગલ સમ્રાટે અપાર સંકટના સમુદ્રમાં હડસેલી દીધા છે તે લોકોની સાથે તે ગમે તેવી ઉદાર સરતો કરે તોપણ તે

માનવંત ગણાઇ શકેજ નહિ. તમે તમારાં લશ્કરને લઇને અહીંઆંથી ઉચાળા ભરી જાઓ અને જે ચિત્તોડની સ્વતંત્રતાપર તમે ત્રાપ મારવાને તત્પર થયા છો તે ચિત્તોડને પૂર્વવત્ અપૂર્વ શાંતિ ભોગવવા દો. એ શિવાયની કોઇ પણ સરત મંજુર કરવાને હું રાજી નથી. હમણા હું તમારી સત્તામાં છું. તમે મારાપર હમણા ગમે તેટલો જુલમ કરો તો હું તમારો હાથ પકડવાની નથી. હું અહીંઆં સર્વ સંકષ્ટ સહન કરીશ. હું મૃત્યુને શરણ થઇશ, પરંતુ હિંદુના દેવોને ધિક્કારનાર અને રાજપુતોના કટ્ટા વૈરી, મુસલમાન સમ્રાટ્‌ની ગમે તેવી ઉદાર સરતોનો સ્વીકાર કરીને કદિ પણ હું તેને શરણ થઇશ નહિ."

"સન્નારી! હિંદુ અને મુસલમાનમાં કેટલો ફરક છે તે હું તમને હમણાજ જણાવું છું. તમે વેર લેવાના આવેશમાં આવી જઇ ત્રણ વખત મારા પ્રાણ લેવાના પ્રયત્ન કર્યા છે. ઉદાર સરતે તમે મારે તાબે થવાની ના પાડી છે. તમે મારા તરફ ભયંકર દુશ્મનાઇ બતાવી છે. તમે મારી સત્તા નીચે આવ્યાં છો અને હું ધારૂં તો એક પળમાં તમને મારા પ્રાત તિરસ્કાર બતાવતાં અટકાવી શકું, પરંતુ એ સર્વ વાત પ્રત્યે હું ક્ષમાની દ્રષ્ટિથી જોઉં છું. હું તમને મુક્ત કરૂં છું. એકવાર પુનઃ તમને શહેરના દરવાજા સુધી પહોંચતાં કરવાને માટે મેં માણસો સજ્જ કરી રાખ્યા છે."

તે રાજપુતાણીએ પોતાનું મુખ ફેરવ્યું. તેની આંખમાં એક અશ્રુબિંદુ ચળકયું, પરંતુ તેની મગરૂરીએ તરતજ તે બિંદુને સુકવી નાંખ્યું અને તે આંખમાંથી બહાર નીકળીને ગાલપર પડી શક્યું નહિ. તે એક શબ્દ પણ બોલી નહિ, પરંતુ સમ્રાટ્‌ને મગરૂરી સાથે સલામ કરીને તંબુની બહાર નીકળી. ત્યાં તેને માટે એક પાલખી તૈયાર રાખવામાં આવી હતી. તે પાલખીમાં તે બેઠી અને થોડા વખતમાં ચિત્તોડના દરવાજામાં દાખલ થઇ ગઇ. હવે તેના મનમાં કેશરીઆં

કરીને મરણ પામવા વિષેના વિચારો ઉભરાવા લાગ્યા. તેણે અકબરની ક્ષંતવ્યતાનો સ્વીકાર કીધો હતો, પરંતુ તે વખતે તે પોતાના કુટુંબના માણસોને અને પોતાના સ્વદેશબાંધવોને પોતાના દેશ પ્રત્યેનું છેલ્લું કર્તવ્ય બજાવવાને ઉશ્કેરવાને માટેજ બચી હતી. અણીનો વખત આવ્યો હતો. અને આ વખતે અંતિમ ગંભીર કર્તવ્ય બજાવવાનો વિચાર તેના સમગ્ર શરીરમાં વ્યાપી રહ્યો હતો.

## તૃતીય પરિચ્છેદ.



હવે ચિત્તોડનિવાસી સર્વે જનોના હૃદયમાં નિરાશા વ્યાપી રહી. તેમનો અધિપતિ મરણ પામ્યો હતો અને તેની વિધવા રાણીની સાથે મોગલ છાવણીમાં જે લોકો લડવા ગયા હતા તેમાંના પણ પ્રાયઃ સર્વે જણ મરણ પામ્યા હતા. આથી તેમની હિમ્મત મૂકાઇ ગઇ. દુશ્મનના હાથમાં કેદ પડવાના ભયથી ઘણા જણે મરણીઆ થઇ લડવાનો નિશ્ચય કર્યો અને કેટલાકે આત્મઘાત કર્યો. આખાં કુટુંબનાં કુટુંબ નાશ પામ્યાં. સર્વે જણ પોતાને આવી ભયંકર દશામાં મૂકનાર મુસલમાનોને શાપ દેતાં હતાં. આખા ચિત્તોડ નગરમાં ભાગ્યેજ એવું એક પણ ઘર હશે કે જેમાં મૃત શરીરોનો ઢગલો ન પડયો હોય. શહેરમાં આ પ્રમાણે આત્મઘાતના બનાવો બનતા હતા અને શહેરની બહાર રાજપુતો અને મોગલો વચ્ચે યુદ્ધ ચાલતું હતું. આથી યમદેવને પળની પરવાર નહોતી.

દિવસોપર દિવસો ચાલ્યા, પરંતુ આવી ઘટનાઓ બંધ પડી નહિ. મહોલ્લાઓમાં મુડદાંના ઢગલા થવા લાગ્યા, કારણકે કેટલાંકની

તો મરણુ–ક્રિયા કરનાર પણુ કોઇ નહોતું. આ મૃત શરીરો કોહી જઇને આસપાસની હવા બગાડવા લાગ્યાં. આથી શહેરમાં મરકી ચાલી, અને મરણુસંખ્યામાં વૃદ્ધિ થતી ગઇ. બેત્રણુ દિવસ સુધી જયમલની બહાદુર સ્ત્રીને શય્યાવશ થવું પડયું, કારણુ કે સમ્રાટ્‌ના તંબુમાં વાગેલા ઘા હજી બરાબર રૂઝાયા નહોતા. પરંતુ તે ચાલવાને શક્તિવાન થઈ કે તરતજ પોતાના મહાલયમાંથી બહાર નીકળી અને પાછી કોટપર ગઈ. નાગરિકો નિરાશ થયા છે એ વાત તેને કર્ણુગોચર થઇ હતી. તેણે આ વાત સાંભળીને જરા પણુ અધૈર્ય દર્શાવ્યું નહિ, પરંતુ શાંતિપૂર્વક પોતાના અમલદારોને બોલાવી તેમને આવશ્યક આજ્ઞા કરી. પહાડસિંહ પણુ એક અમલદાર હતો. તેણે તેને કહ્યું "શત્રુઓ અજીત છે, અને હવે આપણે બીજું કાંઇ પણુ કરવાનું નથી, પરંતુ કેશરીઆં કરવાને માટે તૈયાર રહેવાનું છે. રાજપુત બચ્ચો પોતાનું કર્તવ્ય બરાબર રીતે જાણે છે માટે તેને વિશેષ દબાણુ કરીને કહેવાની અગત્ય નથી."

"ના, ના. આવી નિરાશા તમે શામાટે બતાવો છો?" પહાડસિંહ બોલ્યો. "હજી સુધી આપણે કાંઇ પરાજય પામ્યા નથી. હજી પણુ આપણી પાસે સૈનિકો ઘણા છે અને શત્રુઓની સાથે જે અંતિમ યુદ્ધ થયું છે તેથી મુસલમાનો હતાશ થઈ ગયા છે."

"તેઓ ભલે નિરાશ દેખાતા હોય, પરંતુ તેમનું સામર્થ્ય કેટલું છે, તે તેઓ સારી પેઠે જાણે છે અને તેટલા માટે આપણી જીતવાની આશા વ્યર્થ છે. આપણે પણ હિમ્મત ધરાવીએ છીએ, પરંતુ માત્ર મરવાને માટેજ, અને તેઓ જે હિમ્મત ધરાવે છે તે જીતવાને માટે છે. તમે મરણુને માટે સજ્જ થાઓ એમ મારે કહેવાની અગત્ય નથી, કારણુ કે આપણામાં કોઇ પણુ માણુસ એવો નથી કે જે સિંહની પેઠે સામી છાતીએ મરવાને જરા પણુ અચકાય."

પહાડસિંહ જોકે હિમ્મતવાન અને બહાદુર માણુસ હતો તો પણ જયમલની વિધવાએ જે માર્ગ બતાવ્યો તે માર્ગે પોતાના દેહનો ભોગ આપવાને તે તૈયાર નહોતો. તે તો તે સ્ત્રીની પુત્રીને ચાહતો હતો અને મોજવિલાસનો ઉપભોગ લેવાને બદલે જાણીજોઇને પ્રાણુનો નાશ કરવાને તે ઇચ્છતો નહોતો. તે અકબરની ઉદારતાથી સારી રીતે પરિચિત હતો, તેથી કદાચ તાબે થવું પડે તોપણુ તે ચિત્તોડનાં માણુસોપર જુલમ કરશે નહિ, એમ તે સારી પેઠે જાણુતો હતો. આથી તેણે સર્વ સાધનો ખૂટી જાય ત્યારે અકબરને તાબે થવાનો વિચાર પોતાના મનમાં કરી મૂક્યો હતો.

જ્યારે તેણે પોતાનો આ વિચાર તે સ્ત્રીને જણાવ્યો ત્યારે તેને સમગ્ર શરીરમાં ક્રોધ વ્યાપી રહ્યો. તે સ્ત્રી પહાડસિંહને કાયરમાં કાયર પુરુષ ધારીને તેના પ્રત્યે ગુસ્સાથી બોલી:—

"શું મારી પુત્રીના હાથની માગણી કરનાર પુરુષ પોતાની જાતિને કલંક લાગે એવી વાત કરે છે? બસ થઇ ચૂક્યું; આજથી તમારે અમારે ઘેર આવવું નહિ."

તેણે તેના તરફથી મુખ ફેરવ્યું અને તેનો ઉત્તર સાંભળવાને પણ ઉભી રહી નહિ. જો દુશ્મનો હુમલો કરે તો શી રીતે નગરનો બચાવ કરવો, તેની પોતાના અમલદારોને સમજ પાડીને તે શહેરનાં ઘરોની તપાસ કરવા લાગી. અનેક માણસોને મરણુ પામેલાં જોઇ તેણે પોતાનો વિચાર છોડયો નહિ, પરંતુ ઉલટ પક્ષે તેને વધુ દ્રઢ કર્યો. તેણે મૃત મનુષ્યો જોઇને પોતાના હૃદયમાં દૌર્બલ્યને પ્રવેશવા દીધું નહિ. મરણુશય્યાપર પડેલાં મનુષ્યોની સાથે તે જરા પણ શોકની છાયા દર્શાવ્યા વિના વાર્તાલાપ કરતી હતી. જાણે મૃત્યુ એક આનંદદાયક નિદ્રા જ ન હોય એમ તે માનતી હતી. મહોલ્લામાં પડેલાં મૃત શરીરોને જોઇને પણ તેનું હૃદય જરા ડગ્યું નહિ.

તેના હૃદયમાં એકજ વિચારે નિવાસ કર્યો હતો. જ્યારે તે પોતાના મહાલયમાં ગઈ ત્યારે તેને પ્રથમ પોતાની જ્યેષ્ઠ પુત્રી સામી મળી.

"કમળા" તેણે શાંતિથી પોતાની પુત્રીને ઉદ્દેશીને કહ્યું "શહેરમાં ઘણાં માણસો મરી ગયાં છે, અને આપણે પણ હવે આ શરીરનો ત્યાગ કરવો પડશે. પુત્રી ! તું તેમ કરવાને રાજી છે? અગ્નિદેવને આપણે આહુતિ આપવાને સજ્જ થવું જોઇએ."

"માતાજી! હું મારા ભાગ્યને તાબે થવાને તૈયાર છું. સ્વાતંત્ર્યનું અપહરણ થાય તેના કરતાં હું મરણને વધારે પસંદ કરૂં છું. મુસલમાન પાદશાહને ત્યાં કેદી બનવા કરતાં ધગધગતી ચિતામાં પડી જીવ ખોવાને હું તૈયાર છું."

તે માતાએ પોતાની પુત્રીને દ્રઢાલિંગન દીધું. તેની નાની પુત્રીએ તેમની વચ્ચે થતો વાર્તાલાપ સાંભળ્યો હતો. આથી તેના અંતઃકરણમાં ભય પેદા થયો હતો. તેને આ જગતના વિલાસો વધારે પ્રિય લાગતા હતા. આથી તેને બળતી ચિતામાં પડી જીવ ખોવાની લેશ પણ ઇચ્છા નહોતી. તે તરૂણ અને સુંદર હતી અને મોજ શોખ ભોગવવાની તેની ઇચ્છા બહુ પ્રબળ હતી. તેને મરણનો ભય લાગતો હતો. તેને તેની માતાએ પોતાની સમક્ષ તેડાવી અને શાંત પરંતુ કરડા સ્વરે તેને કહ્યું–

"છોડી ! હવે આ જગતનો ત્યાગ કરવાને માટે તારે સજ્જ થવાનું છે. હવે યમનું તેડું આવ્યું છે અને મરણને શરણ થયા વિના અન્ય કાંઈ ગતિ નથી. યમ જ્યારે આપણને બોલાવે ત્યારે આપણે તેની આજ્ઞાને તાબે થવુંજ જોઇએ. આપણે આપણું સ્વદેશ પ્રત્યેનું કર્તવ્ય બજાવવું જોઇએ. મારી વ્હાલી પુત્રી ! આપણે મરણ પામવું જોઇએ."

તે છોકરીના સમસ્ત શરીરમાં કંપ છૂટયો, પરંતુ તે એક શબ્દ પણ બોલી નહિ, કારણ કે તે પોતાની માતાનો કરડો સ્વભાવ સારી પેઠે જાણતી હતી. જોકે માતાની આજ્ઞા પોતાને માન્ય હોય તે પ્રમાણે તેણે નમન કર્યું, પરંતુ માતાથી પોતાની લાગણી ગુપ્ત રાખવાને માટે તે, તે બહાદુર સ્ત્રીની આગળથી પાછી ફરી ત્યારે તેની આંખ અશ્રુપૂર્ણ થઇ. રાજમાતા પોતાની પુત્રીઓની પાસેથી દૂર જઇને હવે ક્યારે અને કેવી રીતે ભોગ આપવો તે વિષે વિચાર કરવા લાગી.

જોહરની ક્રિયા કરવાનો આખરે નિશ્ચય થયો. ત્રણ હજાર સૈનિકો મરણ પામ્યા હતા અને પાંચ હજાર સૈનિકો બચ્યા હતા. આ સર્વ સૈનિકોને તેણે પોતાની પાસે બોલાવ્યા. તે તેમના પ્રત્યે બોલી "હવે અંતિમ કર્તવ્ય બજાવવું જોઇએ. હવે કાંતો મોગલ શહેનશાહને તાબે થવું, કે કાં તો મરણ પામવું એ શિવાય બીજો માર્ગ આપણા હાથમાં રહ્યો નથી." તે સ્ત્રીનાં વચનો તેમણે એક પણ શબ્દ બોલ્યા વિના સાંભળ્યાં. તે વિરૂદ્ધ તેમણે જરાપણ બડબડાટ કર્યો નહિ. તેમણે પીળાં વસ્ત્ર પરિધાન કર્યાં અને તેઓ દરવાજાની બહાર નીકળ્યા. પહાડસિંહ પણ તેમની સાથેજ હતો. તે એક પણ શબ્દ બોલ્યા વિના આ કર્તવ્ય બજાવવાને તૈયાર થયો હતો. રાજપુતોની તલવારો સૂર્યના કિરણોમાં અતિ ઝગઝગાટ મારતી હતી. તે શૌર્યવાન માણસો દરવાજાની બહાર નીકળ્યા ત્યારે તે રાજપુતાણીએ સગર્વ નેત્રે તેમના તરફ જોયું અને તે આનંદ પામી. દરવાજા બહાર નીકળીને તેઓ ઉભા રહ્યા. જ્યારે તે વિધવાએ પોતાનો રૂમાલ હવામાં આમ તેમ હલાવી તેમને ઇશારત કરી ત્યારે તેઓ મોગલ સૈન્ય તરફ દોડવા લાગ્યા. તેઓ દોડતા દોડતા " હર હર મહાદેવ " નો જે ધ્વનિ કરતા હતા તે આકાશપટને ભેદી નાંખતો હતો. આ

રાજપુતોના શૌર્યથી મોગલો સારી રીતે પરિચિત હતા, અને તેટલા માટે તેઓ તેમની સાથે યુદ્ધ કરવાને માટે સુસજ્જ થઇને ઉભા હતા. બન્ને પક્ષ વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યું. રાજપુતો ઘાસની પેઠે મોગલ યોદ્ધાઓને કાપતા આગળ ધસ્યા. રાજપુતો કેદી અવસ્થામાં જીવતાજ નહોતા. તેમને કેદ પકડવામાં આવતા કે તરતજ તેઓ પોતાની તરવારથી પોતાનો પ્રાણ લેતા. રાજપુતોએ મુસલમાનોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો. રાજપુતોનું નિશ્ચયબળ, તેમનું શૌર્ય, તેમનું રણકૌશલ્ય, આ સર્વે ગુણો જોઇને અકબર વિસ્મિત થયો. મુસલમાન સૈનિકોની સંખ્યા રાજપુતો કરતાં પાંચ છ ગણી વધારે હતી તે છતાં પણ રાજપુતોના રણકૌશલ્યથી મુસલમાનો ભયભીત થયા. અકબર જાતે પણ સમરાંગણમાં ઉતર્યો હતો અને તેને બે ઘા થયા હતા, પરંતુ તેણે બખ્તર પહેરેલું હોવાથી તેનો બચાવ થયો.

કેટલાક કલાક સુધી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું. જ્યાં સુધી એકે એક રાજપુત કપાઇ મુઓ ત્યાં સુધી યુદ્ધ ચાલ્યું. બે હજાર કરતાં વધારે મુસલમાન સૈનિકો સમરાંગણમાં પડ્યા અને પાંચહજાર માણસો ઘાયલ થયા. રાજપુતો મુઆ ખરા, પરંતુ સંપૂર્ણ રીતે પોતાના શૌર્યની પ્રતીતિ કરાવીને મુઆ. અકબર જાતે મુડદાંઓથી ભરેલા રણક્ષેત્રમાં ફર્યો. પોતાના બહાદુર શત્રુઓની નિર્ભયતા અને તેમનો રણોત્સાહ જોઇને તે અતિ આશ્ચર્યચકિત થયો. રક્તથી રંગાયેલા ક્ષેત્રમાં જ્યારે તેણે દ્રષ્ટિ ફેંકી ત્યારે તેની આંખમાંથી અશ્રુબિંદુ સરી પડ્યાં. ખરેખર તેને વિજય મળ્યો હતો, પરંતુ તે બહુ મોંઘી કિમ્મતેજ મળ્યો હતો. જો તેના શત્રુઓની સંખ્યા તેના સૈનિકોના જેટલીજ હોત તો અવશ્ય વિજય તેમનેજ મળત, એમ તે સારી પેઠે જાણી ગયો. ખરેખર તેના ઘણા માણસોનો ભોગ અપાયો હતો, પરંતુ તેને સંપૂર્ણ વિજય મળ્યો હતો. પોતાના માણસના શ્રમનો પરિહાર થયા પછી

તરતજ તેણે શહેરપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો.

તે દિવસે કેટલાક રાજપુતો નાશી જઇને બચ્યા હતા. અને પહાડસિંહ પણ આજ પ્રકારે બચ્યો હતો. તેણે ધાર્યું કે કમળાદેવી મારા બચાવની વાત જાણી ખુશી થશે. આથી તે તેની પાસે ગયો. પરંતુ કમળાદેવીનો સ્વભાવ હજી તેણે બરાબર ઓળખ્યો નહોતો.

તે બોલ્યો "કમળાદેવી ! બસ હવે સર્વ થઇ ચૂક્યું. અમે બહાદુર માણસોની પેઠે અમારૂં કર્તવ્ય બજાવ્યું છે અને તે છતાં પણ અમારા પ્રયત્નો સફળ થયા નથી. ચિત્તોડપર શત્રુનો અધિકાર થોડા વખતમાં જામી જશે. પ્રાણપ્રિયા ! હવે નાશી જવામાંજ આપણું શ્રેય છે. હવે બચવાનો માર્ગ આપણે માટે માત્ર એક જ રહ્યો છે. હું તને એક સુરક્ષિત સ્થળે લઇ જઇશ."

"તમે કોણ છો ?" તે ખાનદાન કુળની બાળાએ શાંતિથી તેને પ્રશ્ન કર્યો.

"પહાડસિંહને...તમારા ભાવી પતિને તમે આવો પ્રશ્ન પૂછો છો એ જાણી મને આશ્ચર્ય થાય છે. હું તમને આ ઘોર આપત્તિમાંથી સુરક્ષિત સ્થળે લઇ જવાને તૈયાર છું."

"પહાડસિંહ ! કમળાદેવીના હાથની માગણી કરનાર પુરુષ કદિ પણ પોતાના કુળને કલંક લગાડશે એમ હું ધારતી નહોતી. જે માણસ પીળાં વસ્ત્ર પરિધાન કર્યા પછી રણાંગણમાંથી પાછો નાશી આવે અને પોતાનું કાળું મુખ છૂપાવતો ફરે તે માણસની સાથે–તે કુળકલંકની સાથે જયમલની પુત્રી–વીર પુત્રી કદિ પણ પરણી શકશે નહિ. પહાડસિંહ ! શું તમે મરણથી ડરો છો ?"

"ના, પરંતુ વિલાસ અને મોજ, નજરસન્મુખ હોય ત્યારે અવિચારથી જીવનનો ભોગ આપવાનું હું પસંદ કરતો નથી. આત્મ-

ભોગ આપવાથી જો કલ્યાણ સાધી શકાતું હોય તો તે આત્મભોગ આપેલો કામનો છે, નહિ તો તે આત્મભોગ નથી, પરંતુ આત્મઘાત છે."

"પરંતુ અપમાનથી બચવું એ શું કલ્યાણ નથી? અપમાનિત થઇને જીવવું એ શું અનિષ્ટ નથી? જે માણસ અપમાનિત થઇને જીવે છે તે મૃત મનુષ્ય કરતાં પણ બુરો છે. પહાડસિંહ ! તમારી સાથે હું કદિ પણ પરણી શકીશ નહિ."

પહાડસિંહને કમળાદેવીનાં આ વચનો સાંભળી ઘણું ખોટું લાગ્યું. તે તેને પ્રાર્થના કરવા ગયો, પરંતુ કમળાદેવી તેના તરફ તિરસ્કારભરેલી દ્રષ્ટિ ફેંકીને ત્યાંથી ચાલી ગઈ. હવે શું કરવું તેની તેને સમજ પડી નહિ. તે દિઙ્મૂઢ બનીને ત્યાંજ ઉભો રહ્યો. થોડીવારમાં તે ઓરડામાં તેને ધુમ્ર દ્રષ્ટિગોચર થયો. જે દિશામાંથી ધુમ્ર આવતો હતો તે દિશા તરફ તે ધસી ગયો. શું ઘટના બની હતી તેની તરતજ તેને સમજ પડી. ભોંયતળીઆના એક ઓરડામાં ચિતા ખડકવામાં આવી હતી. આ ચિતાની આસપાસ ૧૪૭ સ્ત્રીઓ એકત્રિત થઈ હતી. આ ઓરડામાં જયમલની વિધવા અને તેની નાની પુત્રી, એ બે નહોતાં; તેના ઘરની અન્ય સર્વ સ્ત્રીઓ ત્યાં વિદ્યમાન હતી. પહાડસિંહે એક છિદ્રમાંથી જોયું તો તેને કમળાદેવી પોતાના હાથમાં સળગતી મશાલ લઇને તે ચિતાની આસપાસ ફરતી દ્રષ્ટિગોચર થઇ. થોડીવારમાં ધુમ્ર આવતો બંધ થયો અને સર્વ સ્ત્રીઓ અગ્નિજ્વાલાથી આવૃત્ત થઈ ગઈ. કમળાદેવી પણ તેમાં હતી ન્હોતી થઈ ગઈ. ચારે તરફ અગ્નિના ભભુકા નીકળવા લાગ્યા, અને વૃદ્ધ, અને તરૂણ સ્ત્રીઓ તથા કુમારિકાઓ એકજ ચિતામાં સાથે બળીને ભસ્મ થઈ. અંતઃકરણમાં શોકના ભારે બોજાસહિત પહાડસિંહ ત્યાંથી નીકળીને બહાર ચાલ્યો ગયો.

---

## ચતુર્થ પરિચ્છેદ.



કબરે જયમલની વિધવા પાસે પોતાનો વકીલ મોકલ્યો અને તેની સાથે ઉદાર સરતો કરવાની માગણી કરી. પરંતુ તે દ્રઢમનની સ્ત્રીએ પૂર્વવત્ તિરસ્કારપૂર્વક તે માગણીનો અસ્વીકાર કર્યો. તે વકીલ પ્રત્યે બોલી "તમારા શહેનશાહને કહેજો કે જે માણસ અમારાં ઘરબાર ખુંચવી લેવા ઇચ્છે છે, તે માણસની કોઈપણ માગણી અમે સ્વીકારી શકતાં નથી. અમે એમ ધારીએ છીએ કે 'શરણ' એ શબ્દ માત્ર કાયરનાજ શબ્દકોષમાં પ્રાપ્ત થાય છે."

વકીલ પાછો ફર્યો એટલે અકબરે શહેરપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. તેજ દિવસે બે સુરંગ ખોદવામાં આવી. તેમાં દારૂ ભરીને ફોડતાં દિવાલમાં ભિન્ન ભિન્ન સ્થળે બે બાકાં પડયાં. આ દેખાવ જોયા છતાં પણ જયમલની વિધવા નિડરજ રહી. બસેં સૈનિકો શિવાય અન્ય સર્વ યોદ્ધાઓ કપાઇ મુઆ. ઘણા નાગરિકો મુસલમાનના હાથમાં કેદ પડવાને બદલે આત્મઘાત કરીને મુઆ. કુટુંબોનાં કુટુંબો આ રીતે નાશ પામ્યાં. તે છતાં પણ તે શૌર્યવાન સ્ત્રીએ જેટલાં માણસો બચ્યાં હતાં તે સર્વને પોતાની પાસે બોલાવ્યાં અને મોગલ સૈનિકોની સામે થવાને તેમને આજ્ઞા કરી.

જે પળે દિવાલમાં બાકાં પાડવામાં આવ્યાં તેજ પળે તે બહાદુર સ્ત્રીએ બચાવને માટે અગાઉથી તૈયાર કરી રાખેલાં કાઠનાં મોટાં ચોકઠાં તે બાકા સાથે ગોઠવી દેવાની આજ્ઞા કરી. આથી મુસલમાનો શહેરમાં પ્રવેશતા અટકયા. દિવાલને મથાળે થોડાક માણસો ઉભા હતા અને જે મુસલમાનો, ઉપર ચઢવાનો પ્રયત્ન કરતા હતા તેમના મસ્તકપર તેઓ સીસાનો ઉષ્ણ રસ રેડતા હતા. કેટલીક સ્ત્રીઓ પણ

હાથમાં ભાલા ગ્રહણ કરીને ત્યાં ઉભી હતી. શહેરની મુખ્ય સ્ત્રીઓ તેમના પિતા, પુત્ર અથવા બંધુને હસ્તે મરણ પામી હતી. અને જેઓ બચી હતી તેઓ હવે પોતાના શહેરનો બચાવ કરતાં મરવાને માટે તત્પર હતી.

ઉક્ત બાકાં આગળ જયમલની વિધવા ઉભી હતી ત્યાં પહાડસિંહ આવ્યો. તેને જોતાંજ તે દૂર ખસી, ત્યારે તે બોલ્યોઃ "એક હતાશ થયેલા માણસ પ્રતિ તિરસ્કાર દર્શાવી તેનાથી દૂર ચાલ્યાં જશો મા. હું માનસહિત મરવાને તૈયાર છું."

તે રાજપુતાણીએ પ્રત્યુત્તર આપ્યો "જે માણસ કીર્તિ કરતાં જીવનને વધારે પ્રિય ગણે છે, તે માણસ એક યોદ્ધાને મોતે મરવાને લાયક નથી. બહાદુરીથી ચિત્તોડનો બચાવ કરીને મરણ પામનાર ઘણા માણસો અહીંઆં વિદ્યમાન છે. તમે મોગલ સમ્રાટ્‌ની ખુશામત કરો, તેની દયા માગો અને જન્મપર્યંત ગુલામીમાં રહો. અમારે તમારી મદદની આવશ્યકતા નથી."

તે રાજપુતે પોતાનો હોઠ કરડયો, પરંતુ મુખથી એક શબ્દ પણ બોલ્યો નહિ. તેની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો અને તેણે પોતાની ક્રોધિત દ્રષ્ટિ શત્રુપક્ષના આવતા માણસો તરફ ફેંકી. હવે શું કરવું તે વિષે તેણે દ્રઢ નિશ્ચય કરી લીધો હતો. તે ક્રોધે ભરાયેલા અને વ્યાકુળ થયેલા સિંહની પેઠે આમ તેમ દ્રષ્ટિપાત કરતો હતો. તે નગ્ન તલવાર લઇને ધીમે પરંતુ મક્કમ પગલે, દિવાલના જે ભાગ આગળ થોડાં માણસ હતાં તે ભાગ તરફ ગયો.

શત્રુઓ ત્વરાથી એકદમ ધસી આવ્યા. જાણે સમુદ્ર ઉલટી ન આવ્યો હોય, તેવો દેખાવ થઈ રહ્યો. જે માણસો આગળ આવ્યા તેમના મસ્તકપર સીસાનો રસ ઢોળવામાં આવ્યો. સામા થવાની આ નવી રીતથી તેઓ અતિ ગભરાયા. તેઓ પાછળ હઠયા અને પાછા ધસી આવ્યા. પરંતુ પુનઃ તેમની સ્થિતિ પૂર્વવતજ થઇ. અનેક

વખત આ રીતે તેમને પાછા હઠાવવામાં આવ્યા. પરંતુ કાષ્ઠનાં ચોકઠાંથી બાકાં બરાબર પૂરાયાં નહોતાં તેથી તેમાં જે છિદ્ર રહ્યાં હતાં તે દ્વારા ત્યાં ઉભેલાં માણસોને શત્રુઓનાં પુષ્કળ તીરો અને ગોળીઓ આવીને વાગતાં હતાં. આથી તેમાંનાં ઘણાં માણસો અશક્ત બની ગયાં હતાં. પહાડસિંહ એક સિંહની પેઠે લડયો. તેને બે ઘા થયા, પરંતુ તે જે સ્થળે ઉભો હતો ત્યાંથી જરા પણ ડગ્યો નહિ. સાયંકાળ થવાથી શત્રુઓ પાછા જતા રહ્યા.

આ રીતે રાજપુતોને વિજય મળ્યો તેથી તેઓ આનંદિત થયા, પરંતુ તેઓ સારી પેઠે જાણતા હતા કે બીજે દિવસે તેઓ ભાગ્યેજ બચાવ કરી શકશે. તે દિવસે તેમના ઘણા માણસો શત્રુની ગોળી અને તીરોના ભોગ થઈ પડ્યા હતા અને જે કાષ્ઠનાં ચોકઠાં ગોઠવવામાં આવ્યાં હતાં તે પણ અતિ નબળાં પડી ગયાં હતાં. તે છતાં એક પણ રાજપુત બચે ત્યાંસુધી શહેરનું સંરક્ષણ કરવાનો તેમણે દ્રઢ નિશ્ચય કર્યો હતો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં મુસલમાનોએ પુનઃ હલ્લો કર્યો. ઘણા મુસલમાનોને ઠેઠ દિવાલને મથાળે ચઢવા દીધા પછી રાજપુતોએ તેમને ઉંધે મસ્તકે ફેંકી દીધા. પરંતુ હજીએ બીજા મુસલમાનો ચઢયાજ કરતા હતા. રાજપુતોના સર્વ પ્રયત્નો છતાં આખરે મુસલમાનો શહેરમાં દાખલ થયા અને તેમણે કાષ્ઠનાં ચોકઠાં ખસેડી દઇ પોતાના માણસોને આવવાને માટે માર્ગ ખુલ્લા મૂકી દીધા. પહાડસિંહે કેટલાક શત્રુઓને સ્વધામ પહોંચાડી દીધા, પરંતુ તેના મસ્તકમાં ગોળી વાગવાથી તે નીચે તુટી પડયો અને મરણ પામ્યો. જયમલની બહાદુર વિધવા ભયંકર રીતે ઘાયલ થઇ હતી તો પણ તે હજીએ ચિત્તોડનો બચાવ કરવાને માટે પોતાના માણસોને ઉત્સાહ આપતી હતી. તે બાકાં આગળ દોડી ગઇ એટલે દુશ્મનોએ પોતાની

તલવાર નીચે મૂકી દીધી અને તેને જીવતી પકડવાનો પ્રયત્ન કરવા માંડયો. તેમનો ઇરાદો જાણીજવાથી તે તરતજ પાછી હઠી અને શહેર તરફ નાસવા લાગી. અકબરના માણસો તેની પાછળ પડયા. તેના શરીરમાંથી રક્તધારા ચાલતી હતી તે છતાં પણ તે પોતાના શત્રુઓના હાથમાં આવી નહિ. અને પોતાના મહાલયમાં પહોંચી ગઇ અને અંદર પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધું. તેણે પોતાની શેષ રહેલી કન્યાને પોતાની પાસે બોલાવી અને તેના પ્રત્યે બોલી " મારી વ્હાલી પુત્રી! હવે આપણો સમય ભરાઇ ચૂકયો છે. હવે આપણે બહાદુર સ્ત્રીને છાજે તેવા મોતને શરણે થઇશું. આપણે શત્રુના હાથમાં જીવતાં પકડાઇશું નહિ."

મશાલ પ્રદીપ્તજ હતી. તેણે તે મશાલ પકડી. તેની પુત્રીમાં તેના જેટલી હિમ્મત નહોતી. તે ચિતા તરફ જતાં ચિચિયારી પાડી ઉઠી અને જો .નાં બહાદુર માતાએ તેને જોરથી પકડી ન હોત તો તે નાશી ગઇ હોત. " છોડી! મૃત્યુ વિના અન્ય ઉપાય નથી." તે શાંતિથી બોલી. તે ચિતા પાસે ગઇ. પોતાની ધ્રુજતી, બેબાકળી પુત્રીને પોતાના હાથમાં લીધી, કાષ્ઠસમુદાયપર ચઢી, મશાલવતી કાષ્ઠ પ્રદીપ્ત કર્યાં અને થોડી વારમાં તે માતા અને પુત્રી ઉભય જ્વાલાથી આવૃત્ત થઈ મરણ પામ્યાં. દ્વાર તોડીને મુસલમાન સૈનિકો મકાનમાં પ્રવેશ્યા પરંતુ સળગતી ચિતા શિવાય તેમની દ્રષ્ટિએ કાંઇ પડયું નહિ. તેમનો શિકાર હાથમાંથી જતો રહ્યો હતો. ચિતામાંથી ઘીનો સુગંધ આવતો હતો. ભયંકર રીતે બળતી ચિતા જોઇને મુસલમાનો નિરાશ થયા.

કિલ્લામાં મુસલમાનોનું પૂર વહી આવ્યું. જે હિંદુઓએ હજી સુધી આત્મઘાત પણ નહોતો કર્યો અને જેઓ યુદ્ધમાં પણ મુઆ નહોતા તેઓ મંદિરોમાં એકત્રિત થયા, તેમણે મંદિરનાં દ્વાર બંધ કર્યાં અને મુસલમાનોના હાથમાં કેદ પકડાવા કરતાં પોતાનાં પવિત્ર

મંદિરની અંદર મૃત્યુ પામવાનો ઠરાવ કીધો. અકબર સ્વયં શહેરમાં દાખલ થયો અને તેણે મંદિરનાં દ્વાર તોડી નાંખવાનો હુકમ કર્યો. મુસલમાનો મંદિરોનાં દ્વાર તોડી નાંખીને અંદર દાખલ થયા અને તેમણે તેમાં રહેલા નિર્દોષ હિંદુઓને કાપી નાંખ્યા. આ રીતે કેટલાએ હજાર હિંદુઓ જરા પણ સામા થયા વિના મેંઢાંની પેઠે કપાઇ મુઆ; અકબરે મંદિરોનો નાશ કર્યો નહિ, કારણ કે તેનું સુંદર બાંધકામ તેને પસંદ પડયું હતુ. પરંતુ તેણે મૂર્તિઓ તોડી નાંખી.

જ્યારે ચિત્તોડનો કિલ્લો સંપૂર્ણ રીતે તેને હસ્તગત થયો ત્યારે જે અસંખ્ય માનવીઓનો ભોગ અપાયો હતો તે સંબધે વિચાર કરતાં તેના શરીરમાં કંપારી છૂટી. વૃદ્ધ સ્ત્રીથી લઇને નાની સુકુમાર બાલા પર્યંત સર્વ વયની સ્ત્રીઓ ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ હતી. કેટલીક સ્ત્રીઓ અસિનો ભોગ બની હતી અને કેટલીક અગ્નિનો ભોગ બની હતી. ચારે તરફ રક્તનો વર્ષાદ વરસી રહ્યો હતો. આકાશે પણ જાણે મનુષ્યની ક્રૂરતા અને અત્યાચારથી આશ્ચર્યચકિત થઇ ગંભીર શોક ધારણ કર્યો હોય, એવો દેખાવ થઇ રહ્યો હતો.

આશ્ચર્યની વાત તો એ હતી કે મુસલમાનોના હાથમાં ઝાઝો દ્રવ્યભંડાર પણ આવ્યો નહિ. જેમણે આત્મઘાત કર્યો હતો તેમણે પ્રથમથીજ પોતાની માલ મિલકત અને દ્રવ્યાલંકાર વગેરેનો નાશ કર્યો હતો. અરે મંદિરમાં રહેલી કિંમતી વસ્તુઓ અને દ્રવ્યનો પણ નાશ કરવામાં આવ્યો હતો. આથી મુસલમાનો જ્યારે નગરમાં દાખલ થયા ત્યારે તેમણે માત્ર ઉજ્જડ વેરાનજ જોયું.

ઉજ્જડ રસ્તાઓમાંથી અકબર જ્યારે પસાર થયો ત્યારે તેના મનમાં અતિ શોક થયો. ભગ્ન થયેલાં શરીરો શ્યામ અને વિરૂપ બની ગયાં હતાં અને તેમાંથી ભયંકર દુર્ગંધ નીકળવાથી આસપાસની હવાના પરમાણુઓ વિકારમય બની ગયા હતા. કેટલીક સ્ત્રીઓ

અને છોકરાંઓ મરણની અણીપર હતાં અને તેઓ પોતાની તીવ્ર તૃષા તૃપ્ત કરવાને માટે અતિ કરૂણ સ્વરે પાણી માગતાં હતાં. આ ભયંકર દેખાવ જોઇને અકબરનું હૃદય દ્રવીભૂત થઈ ગયું.

સર્વ મૃત શરીરોને એકત્રિત કરવાનો અકબરે હુકમ કર્યો. આ મુડદાંઓનો એક મહા પ્રચંડ ઢગલો થયો. ત્યાર પછી અકબરે કાષ્ઠ મંગાવી ચિતા ખડકાવી અને મુડદાંઓ બાળવા માંડયાં. અનેક દિવસો સુધી જ્યારે અગ્નિ બાળવામાં આવ્યો ત્યારે શહેરની હવા શુદ્ધ થઇ.

આવા ભયંકર સંયોગોની વચ્ચે અકબર ચિત્તોડનો સ્વામી થયો. ખરેખર, મનુષ્યના લોભને લીધે જે મહાન ભોગો અપાય છે અને જે મહાન વિપત્તિઓ મનુષ્યોને સહન કરવી પડે છે તેનું વર્ણન આ નિર્બળ લેખિનીથી આલેખી શકાય એમ નથી. યુદ્ધ, મરકી અને અનાવૃષ્ટિથી કેટલાં માણસો મરણ પામ્યાં છે, મરણ પામે છે અને મરણ પામશે, એની કલ્પના કરતાંજ આપણા શરીરમાં કંપારી છૂટે છે. પશુ પણ લડે છે અને અન્ય પશુનો નાશ કરે છે, પરંતુ તે એકજ પશુને મારે છે અને તેમ કરવામાં તેનો હેતુ આજીવિકાનો નિર્વાહ કરવો એજ હોય છે; પરંતુ બુદ્ધિવાન અને વિચારવાન ગણાતાં મનુષ્ય પ્રાણીઓ પોતાની દુરાકાંક્ષા, દ્વેષ, અને સર્વ પ્રકારની દુષ્ટ મનોવૃત્તિઓ તૃપ્ત કરવાને ખાતર હજારો અને લાખોની સંખ્યામાં પોતાના બાંધવોનાં ગળાં રેંસે છે. એ જોઇને કોને શોક ન થાય?

ચિત્તોડમાં થોડા માણસો બચ્યા હતા તેમનાં સંકટ ઓછાં કરવાને અકબરે પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો કર્યા. દિવાલની મરામત કરવાની આજ્ઞા કરી, તે કિલ્લાના સુબા તરિકે અસફખાન હિરવીને નિમ્યો. એક મજબૂત લશ્કરી ટુકડી ત્યાં રાખી, અને શેષ માણસોને લઇને તે પોતાના પાટનગરમાં આવ્યો.





# ૬—उमरावजादी.

## પ્રથમ પરિચ્છેદ.



લોદીખાન પોતાના મહાલયના ઓટલાપર બેઠો બેઠો પોતાનો હુક્કો પીતો હતો. તેની પછવાડે તેનો એક સેવક ઉભો હતો અને પોતાના સ્વામીના કાન આગળથી મક્ષિકા ઉરાડતો હતો. તેણે લીલો પોશાક પહેર્યો હતો અને તેને મસ્તકે પીળા વર્ણનો ફેટો હતો. તેની કમરે લાલ રંગનો કમરબંધ બાંધ્યો હતો. આ માણસની પાસેજ એક બીજો નોકર ઉભો હતો અને તે પોતાના સ્વામીને પંખો નાંખતો હતો. તેણે ઉક્ત નોકરના જેવોજ પોશાક પહેર્યો હતો પરંતુ તે પોશાકના રંગમાં ફરક હતો.

લોદીખાન એક ઉંચ જાતની ઇરાની શેતરંજીપર બેઠો હતો. તેની પાસેજ શિરાઝના દારૂનો એક શીશો ભરેલો હતો. ઓટલાપર સવારે અને સાંજે સૂર્યનો તાપ આવતો અટકાવવાને માટે રેશમના પડદા નાંખેલા હતા. આ રેશમના પડદાની સાથે હીરા મોતી જડી દેવામાં આવ્યાં હતાં. જુદી જુદી જાતનાં શસ્ત્રો સ્તંભોની સાથે લટકતાં હતાં. આ પરથી તે અમીર યુદ્ધનો કેવો શોખીન હતો તે સ્પષ્ટ રીતે જણાતું હતું.

લોદીખાન તે સમયના મહાન યોદ્ધાની કક્ષામાં ગણાતો હતો. લોદી વંશના પાદશાહો પણ હિંદુસ્થાનપર રાજ્ય કરી ગયા છે અને આ લોદીખાન પણ તેજ વંશનો હતો, એટલે તે પોતાના કુળની ઇજ્જત સુરક્ષિત રાખવાને હમેશાં આતુર રહેતો. તે મહત્વાકાંક્ષી હતો તોપણ તે એક ઉદાર સૈનિક અને સદ્ગુણી માણસ હતો.

તે પોતાના સોનેરી હુક્કાની નળી મુખમાં ઘાલીને ધીમે ધીમે તેનો આસ્વાદ લેતો હતો એવામાં એક નોકરે આવીને તેને જણાવ્યું કે "એક અપરિચિત મનુષ્ય આવ્યો છે અને તે આપની સાથે કાંઇક વાર્તાલાપ કરવા ઇચ્છે છે."

"તેને અહીંઆં મોકલ" લોદીખાને નોકરને કહ્યું. તે નોકર ત્યાંથી ચાલ્યો ગયો અને ઉક્ત અપરિચિત મનુષ્યને અમીરની સમક્ષ લઇ આવ્યો.

આ માણસ ઉત્તમ કુળનો અને બહાદુર લાગતો હતો. તેણે હજી તરૂણાવસ્થામાં પ્રવેશજ કર્યો હતો અને તેના અંગપરથી તે સદ્ગુણનો ભંડાર જ હોય તેવો દેખાતો હતો. તેણે આવીને લોદીખાનને સલામ કરી અને તેના પ્રત્યુતરમાં લોદીખાને પણ અતિશય નમ્રતાથી તેને પાછી સલામ કરી. આ યુવકને જોઈ તે આનંદ પામ્યો હોય તેવો જણાયો.

"લોદીખાન" યુવક બોલ્યો "તમે જાણો છો કે પાદશાહ જહાંગીર જીન્નતવાસી થયા છે. અને સુલ્તાનાની સહાયથી એક બિનહકદાર ગાદી પચાવી પડયો છે. ખરા હકદાર સુલ્તાન શાહજહાં પોતાનો હક સિદ્ધ કરવાને માટે હમણાં દિલ્લીપર હલ્લો કરવા જાય છે. તેમનો માર્ગ આપના રાજ્યમાંથી જતો હોવાથી તેઓ સુરક્ષિત રીતે પસાર થવા દેવાની આપની પરવાનગી માગે છે. બોલો મારે તેમને શું જવાબ આપવો?"

લોદીએ એકાએક પોતાનાં ભવાં ચઢાવ્યાં અને ક્રોધિત સ્વરે કહ્યું "જે પાદશાહો અન્યની કૃપા મેળવવા ઇચ્છતા હોય તેમણે અન્યપર કૃપા દર્શાવવી પણ જોઇએ."

"શું સુલ્તાનને હું આ જવાબ આપું ?"

"ના; તમે મારે ત્યાં ભોજન કરો અને વિશ્રાંતિ લો. તત્પશ્ચાત્ હું તમને બરાબર જવાબ આપીશ."

"તે જવાબ તમે અમારા લાભનો આપશો કે ગેરલાભનો ?"

"તમને જ્યારે એ જવાબ મળશે ત્યારે સમજાશે."

"લોદીખાન ! હું શત્રુને ત્યાં ભોજન કે પાણી પ્રાશન કરતો નથી. જે માગણી મેં કરી છે તેનો જો આપ સ્વીકાર કરશો તો હું ખુશીથી તમારે ત્યાં અન્ન પાણી ગ્રહણ કરીશ, પરંતુ તેનો અસ્વીકાર કરશો તો હું એમને એમ ચાલ્યો જઇશ."

"તરૂણ પુરૂષ ! તમારી કૃપા કે અકૃપા મારે મન એક સરખીજ છે. તમે મારે ત્યાં અન્ન જળ ગ્રહણ કરો અને વિશ્રાંતિ લો, એવો કાંઈ મારો આગ્રહ નથી. તમારા સ્વામીને કહેજો કે, લોદીખાન પોતાના મુલકમાંથી એક બળવાખોરને સહિસલામત જવા દઇ શકતો નથી. એક બંડખોર શાહજાદો કદિ પણ ન્યાયી પાદશાહ બની શકે નહિ. શાહજહાં મોગલ શહેનશાહતનો સ્વામી થાય, એ ઘટના જોવા કરતાં હું મારા શહેરના દરવાજાપર દુશ્મનોને આવેલા જોવાનું વધુ પસંદ કરૂં છું."

"યાદ રાખજો કે કદાચ એવો પણ પ્રસંગ આવશે કે જ્યારે લોદીખાન હમણાં ઉચ્ચારેલા શબ્દો વિસરી જવાનું વધુ પસંદ કરશે."

આ પ્રમાણે કહીને તે યુવક ત્યાંથી પાછો ફર્યો, અને તે જવાની તૈયારીમાં હતો એટલામાં લોદીખાને તેને પાછો બોલાવ્યો. ત્યાર પછી તેનું અપમાન કરવાના ઇરાદાથી ગુસ્સે થયેલા અમીરે એક નોકરનો પોશાક મંગાવ્યો, એક રૂપિયાથી ભરેલી કોથળી મંગાવી અને

એક અશક્ત ટટ્ટુ મંગાવ્યું અને આ સર્વ વસ્તુઓ તે યુવકને આપી ને બોલ્યો "તમારા સ્વામીને આ વસ્તુઓ આપજો."

હવે તે તરૂણ ત્યાંથી ચાલ્યો ગયો. તેણે બુરાનપુરથી થોડે છેટે એક ભરવાડને સામેથી આવતો જોયો. આ ભરવાડને ઉભો રાખીને તેણે તેને ઉક્ત પોશાક, રૂપિયાની કોથળી અને અશક્ત ટટ્ટુ, એ સર્વ વસ્તુઓ આપી દીધી અને કહ્યું "ત્હારા સ્વામીને કહેજે કે પાદશાહ શાહજહાંના શાહજાદા મુરાદે તમારી આપેલી વસ્તુઓ તમારાપર પાછી મોકલી છે. કારણ કે કોઇ દિવસ આ બક્ષીસ આપનારને ભિક્ષુકનો આશ્રય શોધવાની પણ જરૂર પડશે. પાદશાહની અવજ્ઞા કરનાર અને અસંતુષ્ટ અમીરોને વારંવાર કંગાલ દશામાં મરવું પડે છે તે તમે કદિ પણ ભૂલશો નહિ."

પેલા ભરવાડને સુસભ્ય સમાજના કાયદા લાગુ પડતા નહોતા તેમજ તેને કોઈ પણ પ્રકારનો વ્હેમ નહોતો તેથી શાહજાદાએ આપેલી સર્વ વસ્તુઓનો સ્વામી તેજ થઇ બેઠો. જે વસ્તુઓ એક માણસને અપમાનકારક લાગતી હતી તે બીજા માણસને આશીર્વાદસમાન થઇ પડી.

લોદીખાને જાણી જોઇને જે અપમાન કર્યું હતું તેથી મુરાદને બહુ ખોટું લાગ્યું. તે પોતાના પિતાની છાવણી તરફ જવા લાગ્યો. વચમાં એક જંગલ આવતું હતું. આ જંગલમાંથી બહાર નીકળી જ્યારે તે એક વિશાળ મેદાનમાં આવ્યો ત્યારે તેણે થોડેક છેટે કેટલાંક માણસોને જંગલમાં પ્રવેશ કરવાને માટે આવતાં જોયાં. તેઓ વધુ નિકટ આવ્યાં એટલે તેણે એક પાલખી અને તેની પાછળ કેટલાક સેવકોને આવતા જોયા. તેઓ જંગલમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતા એટલામાં જંગલમાંથી એક જંગલી હાથી નીકળ્યો અને એક નાની તીણી બુમ પાડીને તેમની તરફ દોડી ગયો. ઉક્ત નોકરો આવા પ્રચંડ પ્રાણીને પોતાની તરફ ધસી આવતું જોઇ ગભરાઇને વિખરાઈ

ગયા અને ભોઇઓ પાલખીને મૂકી દઇને નાસી ગયા. ઉક્ત હાથી જોસભેર પાલખી તરફ ધસી ગયો. પાલખી ઉપર પડદો નાંખેલો હતો અને તેમાં એક સ્ત્રી બેઠેલી હતી. તેની સાથે નોકરો ઘણા હોવાથી મુરાદે અનુમાન કર્યું કે, તે કોઈ ખાનદાન કુળની સ્ત્રી હોવી જોઇએ. હાથીથી જરા પણ ડર્યા વિના મુરાદ તેની તરફ ગયો અને તે પાલખીને કંઈ પણ નુકશાન કરે તે પૂર્વે તેની અને પાલખીની વચ્ચે ઉભો રહ્યો. ત્યાર પછી તે લાગ જોઈ પાછળ હઠયો અને હાથીના પાછલા જમણા પગના ઘુંટણ આગળ પોતાની તલવાર વતી એક ઘા કર્યો. આથી હાથી ખોડો થયો, અને તેનું લક્ષ પાલખીપરથી પરાવૃત્ત થઇને મુરાદ પ્રતિ ખેંચાયું. તે પ્રચંડ પ્રાણી તરતજ વેદનાથી પીડિત થઇને એક તીક્ષ્ણ બૂમ પાડી ઉઠયું, અને મુરાદને પકડવા દોડયું. પરંતુ ઘાયલ થયેલો પગ સર્વથા નિરુપયુક્ત થઈ પડવાથી તે મંદ ગતિથી ચાલી શકતું હતું. મુરાદ ચપળતાથી તેના પાછલા ભાગ તરફ દોડયા કરતો હતો, તેથી તે પ્રાણી તેને પકડી શકયું નહિ. તત્પશ્ચાત્ સારો લાગ જોઇને તેણે હાથીના ડાબી બાજુના પાછલા પગપર એક અસિપ્રહાર કર્યો. આથી હાથી સર્વાંશે અશક્ત થઇ ગયો અને તે મોટા અવાજ સાથે પૃથ્વીપર પડયો. મુરાદ ઉક્ત નોકરોને બૂમ પાડીને બોલાવ્યા અને તેમની પાસેની બંદુક લઇને હાથીના કાનમાં ગોળીબાર કર્યો. ગોળી તેના મસ્તિષ્કમાં ઉંડી ઉતરી ગઈ. હાથીએ એક મોટા બરાડો પાડયો અને તરતજ તે મરણ પામ્યો.

આ દરમ્યાન ઉક્ત પાલખીમાંથી એક નવયૌવના સુંદર બાળા બહાર નીકળી અને પોતાનું સંરક્ષણ કરનાર યુવકની સમક્ષ ઉભી રહી. ચંદ્રજ્યોતિસમાન તેનું સૌંદર્ય પ્રકાશી રહ્યું હતું. તેનું વદન શાંત હતું અને તેની દ્રષ્ટિ ઉક્ત મૃત હસ્તી તરફ ચોંટી હતી. ગત વિપત્તિથી તે જાણે લેશ પણ ગભરાઇ ન હોય તેવી જણાતી હતી.

તેણે શાહજાદાને માનપૂર્વક સલામ કરી પોતાની કૃતજ્ઞતા દર્શાવી. તત્પશ્ચાત્ તેણે પોતાના નોકરોને બોલાવ્યા અને પાલખીમાં બેસતી વખત શાહજાદાને પોતાના મહાલયમાં પધારવાને નિમંત્રણ કર્યું. મુરાદને તેનું સૌંદર્ય જોઇ તેનાપર મોહ થયો હતો. તે લોદીખાનની પુત્રી છે, એવી તેને તરતજ ખબર થઇ. લોદીખાનની સાથે તેને થોડા વખતપર જે નાખુશી ભરેલો વાર્તાલાપ થયો હતો અને તેણે તેનું જે અપમાન કર્યું હતું તે સર્વ વિસરી જઇને તેણે તેની પુત્રીને મહાલય સુધી મૂકી આવવાનો નિશ્ચય કર્યો. તે બાળાનું સુંદર વદન અને અમીરી દેખાવ જોઇ તે તેનાપર આસક્ત થયો હતો અને હવે તે ઇચ્છવા લાગ્યો કે મારા પિતા અને એના પિતા વચ્ચે મિત્રતા હોય તો કેવું સારૂં! તે તેની પાલખીની પાછળ પાછળ બુરાનપુર ગયો. મહાલયની નિકટ આવ્યા પછી તે સ્ત્રીએ તેને મહાલયમાં પ્રવેશ કરવાને કહ્યું, કારણ કે તેણે તેનું ભયંકર આપત્તિમાંથી સંરક્ષણ કર્યું હતું એ વાત તેના પિતાને તેની સમક્ષ કહીને તેનો પ્રકટ રીતે આભાર માનવાની તેની ઇચ્છા હતી.

પરંતુ શાહજાદો બોલ્યો "સુસભ્ય બાળા! હું શહેનશાહ શાહજહાંનો શાહજાદો છું અને આપના પિતાએ મારા પિતાને પોતાના મુલકમાંથી પસાર થવા દેવાની ના પાડી છે. જે માણસે મારા પિતાની એક નાની સરખી માગણી પણ સ્વીકારી નથી તેના ઘરમાં હું કદિ પણ પગ મૂકીશ નહિ."

"શાહજાદા! માનવિનાની જીંદગી નકામી છે. અને લોદીખાનના દુસ્મનના પુત્રને મારા જીવનને માટે હું આભારી થઈ તેના કરતાં એ જીવનનો નાશ થયો હોત તો ઠીક થાત! તે છતાં પણ તમે એક ઉત્તમ સેવા બજાવીને મને કૃતજ્ઞ કરી છે. તમે તમારા જીવને જોખમે બચાવી મને આભારના બોજા તળે મૂકી છે. તેથી તમારા પ્રત્યે હું

વિવેક દર્શાવું એ કાંઈ મેં મોટો ભોગ આપેલો કહેવાય નહિ. માટે તમે મહાલયમાં દાખલ થાઓ. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મારા પિતાને હાથે હું તમારૂં અપમાન થવા દઇશ નહિ. પોતાની પુત્રીના પ્રાણનું રક્ષણ કરનાર વીર પુરુષને જોઇને લોદીખાન અવશ્ય સુપ્રસન્ન થશે."

"જે માણુસનું અંતઃકરણ પોતાના બાહ્ય શિષ્ટાચારને અનુમોદન આપતું ન હોય તે માણુસના આદરાતિથ્યનો આસ્વાદ લેવાને માટે હું તૈયાર નથી. મેં જે કાર્ય કર્યું છે તે માટે મારૂં અંતઃકરણ મને જે સંતોષ આપે છે તે તે કાર્યનો પુરતો બદલો છે. વળી તમે મારા પ્રતિ વિવેક દર્શાવીને મેં જે કાંઇ આભાર તમારાપર કર્યો હોય તે આભારનું પ્રતિફળ આપી દીધું છે. પરંતુ હું આશા રાખું છું કે તમે મારાપર કૃપા કરીને ખાન લોદીને કહેશો કે હાથીના હુમલામાંથી મારૂં સંરક્ષણ શાહજહાંના પુત્રે કર્યું છે."

સુંદર જહાંનારાએ એક પળ સુધી પોતાની તીક્ષ્ણ દ્રષ્ટિ મુરાદ પ્રતિ ફેંકી અને પછી ગર્વપ્રચુર સ્વરે કહ્યું "ત્યારે તો આપણા પરિચયનો અંત અહીંઆંજ આવશે. વિવેકપૂર્વક તમને મારા પિતાનું આદરાતિથ્ય ગ્રહણ કરવાને કહેવામાં આવે છે તેનો તમે અસ્વીકાર કરો છો, તેથી હું લાચાર છું. તોપણ હું તમારી ઋણી છું અને મને વિશ્વાસ છે કે હું તમારૂં ઋણ અદા કરવાને શક્તિવાન થઇશ. આ-લેકમ્ સલામ !"

"સલામ આલેકમ્" કહીને મુરાદ ચાલતો થયો. જહાંનારા પોતાના મહાલયમાં દાખલ થઇ. મુરાદ પોતાના પિતાની છાવણી તરફ જતાં જતાં માર્ગમાં લોદીખાનની ખૂબસુરત પુત્રી વિષે વિચાર કરવા લાગ્યો. "ખરેખર ! તે એક સાચી ઉમરાવજાદી છે. તેનોં ચ્હેરો કેવો ભવ્ય છે અને નિડરતાની છાયા તેના ચ્હેરાપર કેવી સ્પષ્ટ દેખાય છે. તે ખરેખર એક હિમ્મતવાન સ્ત્રી છે. તેના પિતાના જેવીજ હિમ્મત

તેની આંખના તેજથી વ્યક્ત થાય છે. આહા ! તેના બીડેલા ઓષ્ઠ શું તેનો દ્રઢ અને આગ્રહી સ્વભાવ નથી સિદ્ધ કરતા ? ” આવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા. મુરાદ તરૂણ અને તીવ્રલાગણીનો તથા ઉગ્રસ્વભાવનો માણસ હતો. લોદીખાને તેની માગણીનો અસ્વીકાર કર્યો તેથી તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તોપણ તે ઉમરાવની અભિમાની કન્યાએ તેનું અંતઃકરણ જીતી લીધું હતું.

જ્યારે તે પોતાના પિતાની સમક્ષ ગયો ત્યારે તેણે લોદીખાને તેની માગણીના કરેલા અનાદરની અને તે સાથે કરેલા અપમાનની વાત કહી. શાહજહાં આ વાત સાંભળી અતિ શોકગ્રસ્ત અને ગુસ્સે થયો અને ત્યાંથી છાવણી ઉઠાવી બીજે માર્ગે દિલ્લી તરફ ચાલવા માંડયું.

## દ્વિતીય પરિચ્છેદ.



ઉપર્યુક્ત ઘટના બન્યા પછી થોડા દિવસમાં લોદીખાનને શાહજહાંના રાજ્યારોહણની ખબર પડી. લોદીખાન એક બળવાન અમીર હતો, તેથી શાહજહાંને પણ તેનો ઘણો ભય હતો. તેથી તેણે પોતાના પુત્ર મુરાદને બુરાનપુર મોકલ્યો અને તેની સાથે સંદેશો કહાવ્યો કે “ ગત ઘટના ભૂલી જઇને તમે પાટનગરમાં આવો. તમે ભૂતકાળમાં કરેલું અપમાન હું ભૂલી ગયો છું અને ભવિષ્યમાં તમને વિશેષ માનવંત પદ્વીઓ આપીશ.” લોદીખાને પોતાની શક્તિપર અને ઉમરાવોમાં પોતાનું જે વજન હતું તેપર શ્રદ્ધા રાખીને પોતાના કુટુંબ સહવર્તમાન પાટનગરમાં જવાનો નિશ્ચય કર્યો. આગ્રામાં સ્થાયી મુકામ

રાખવા નિશ્ચય કરવાનું કારણ એ હતું કે, 'હું પાટનગરમાં જો સ્થાયી રહીશ તો મોગલ સામ્રાજ્યને ફાયદો થશે.' એમ તે ધારતો હતો. અમીર લોકો તેને એક બહાદુર અને સંપૂર્ણ રીતે પ્રમાણિક માણસ તરિકે ઓળખતા હતા અને તેને તે પ્રમાણે માન આપતા હતા. સામ્રાજ્યમાં તેનું વજન ઠીક હતું. આથી તેને આગ્રામાં સ્થાયી નિવાસ રાખવામાં કાંઇ ડર નહોતો. વળી તે શાહજહાંનો વિરોધી હતો તેથી તેનાં સર્વ કૃત્યોપર બારિક દ્રષ્ટિ રાખવાનો તેનો ઇરાદો હતો. તેણે મુરાદને વિવેકપૂર્વક પોતાના મહાલયમાં દાખલ કર્યો અને તેને સારો આવકાર આપ્યો. તેની પુત્રીને એક મોટી આપત્તિમાંથી તેણે બચાવી હતી, તે તેનું સારી રીતે આદરાતિથ્ય કરવાનું એક કારણ હતું. સુંદર જહાંનારાએ પોતાના અંતઃકરણપર જે છાપ પાડી હતી તેથી ઉત્તેજિત થઇને મુરાદે તેના પિતા સમક્ષ તેના હાથની માગણી કરી. પાદશાહના શાહજાદાની સાથે મારી પુત્રીનું લગ્ન કરવાથી મને માન મળશે અથવા ઉચ્ચ પદ્વી મળશે, એવો લોભ લોદીખાન રાખતો નહોતો. જો કે તે મહત્વાકાંક્ષી હતો તોપણ તે શહેનશાહ પ્રત્યે એટલો બધો વિરોધભાવ ધરાવતો હતો કે તેની સાથે કોઈ પણ પ્રકારનો સગપણનો સંબંધ રાખવાને ખુશી નહોતો.

મુરાદ જહાંનારાને મળ્યો અને તેણે તેના હાથની માગણી કરી. શાહજાદાના શબ્દો સાંભળી જહાંનારા થોડીવાર નિઃસ્તબ્ધ બનીને ઉભી રહી અને શાંત તથા ગંભીર ચ્હેરો કરી બારિક દ્રષ્ટિથી તેનું અવલોકન કરવા લાગી. ત્યાર પછી તે બોલી "શાહજાદા ! તમે ઉચ્ચ કુળના છો, તેથી તમારી સાથે જોડાવાથી કાંઇ મારી ઇજ્જત ઘટી જવાની નથી. તમે શૂર અને સદ્દગુણી પુરુષ છો. તમે બહાદુર, ઉદાર અને પ્રમાણિક-સંક્ષેપમાં તમે સર્વ સદ્દગુણોથી યુક્ત છો. આથી તમને મારૂં જીવન અર્પણ કરવું મને યોગ્ય લાગે છે. વળી

તમેજ આ જીવનને બચાવ્યું છે. તમે માન ભરેલી રીતે મારા હાથની માગણી કરો છો અને હું તમારી ઋણી છું માટે મારે એ માગણીનો સ્વીકાર કરવો જોઇએ. પરંતુ મારા પિતાને તમારા પિતા સાથે વિરોધ છે. આથી તૈમુર અને લોદીનાં કુળને જોડવાની તમે જે ઇચ્છા રાખો છો તે મિથ્યા છે. એ કાર્ય કદિ બની શકશેજ નહિ."

જહાંનારાનાં આ વચનો સાંભળી મુરાદને અતિ ખેદ થયો અને તે શોકગ્રસ્ત અવસ્થામાંજ આગ્રા ગયો. આ વાત તેણે પોતાના પિતાને કહી નહિ. કારણ કે તે જાણતો હતો કે, આ વાત તેને કહેવાથી જે માણસે તેનું આટલું બધું અપમાન કર્યું હતું તે માણસની પુત્રીના હાથની માગણી કરવા માટે તે મારાપર ગુસ્સે થશે.

ઉપર્યુક્ત ઘટનાને થોડા દિવસ વ્યતીત થયા પછી લોદીખાન કુટુંબ સહવર્તમાન આગ્રામાં આવીને રહ્યો. તેનું મકાન રાજમહાલયથી થોડેજ દૂર આવેલું હતું અને તેની આસપાસ મજબૂત ઉંચી દિવાલ હતી. આગ્રામાં આવ્યા પછી થોડા દિવસમાં તે પોતાના એ પુત્ર સાથે દરબારમાં ગયો. પાદશાહે તેને જે લુખો આવકાર આપ્યો તે પરથી તેને સ્પષ્ટ રીતે સમજાયું કે ક્ષમાની જે પ્રતિજ્ઞા પાદશાહે કરી હતી તે પોકળ છે. તેને, પોતાની પદ્વી અને મોગલ રાજ્યમાં તેનું જે વજન હતું તેને ન છાજે એવી કેટલીક ક્રિયાઓ પાદશાહની સમક્ષ કરવી પડી. પરંતુ આ વખતે સામા થવામાં કાંઈ લાભ નથી, એમ ધારી તેણે મૂગે મોઢે તે અપમાન સહન કર્યું. તે સ્પષ્ટ રીતે જાણી ગયો કે પાદશાહે મારા અપમાનનો બદલો લેવાનેજ આ ક્રિયા કરવાની મને ફરજ પાડી છે. તે દિવાનેઆમમાં દાખલ થયો તે પછી તેનો સોળ વર્ષનો પુત્ર અઝમત દાખલ થયો. જ્યારે પાદશાહને નમન કરવાને માટે અઝમત ભૂમિપર દંડવત્ પડયો ત્યારે ચોબદાર પરિસ્તે તેને નિયમ કરતાં વધારેવાર ભૂમિ સાથે દાબી રાખ્યો. આથી અઝમત

ભૂમિપરથી એકદમ કુદીને ઉભો થયો અને તે પાદશાહ તરફ પોતાની પીઠ ફેરવવાની તૈયારીમાં હતો એટલામાં પરિસ્તે એકદમ પોતાની જેષ્ટિકાવતી તેના મસ્તકપર પ્રહાર કર્યો અને તેને પુનઃ ભૂમિપર દંડવત્ પડીને પાદશાહને નમન કરવાની આજ્ઞા કરી, અઝમતનો પિત્તો ઉછળી આવ્યો; તેની આંખ ક્રોધથી આરક્ત બની ગઇ અને તેણે પોતાની તલવાર નગ્ન કરી પરિસ્તનાપર પ્રહાર કર્યો. એક અંગરક્ષકે વચમાં પડી પોતાની ઢાલપર આ પ્રહાર ઝીલી લીધો, નહિ તો તેણે પરિસ્તના બે ટુકડાજ કરી નાંખ્યા હોત.

હવે લોદીખાનને શક ગયો કે અહીંઆં મારૂં અને મારા કુળનું નિકંદન કાઢવાનુંજ કાવત્રું રચાયું છે. તેથી તેણે એકદમ પોતાની કટાર બહાર ખેંચી કાઢી. તેની બે બાજુએ તેના બે પુત્રો ઉભા રહ્યા. સર્વનાં શસ્ત્રો નગ્ન હતાં. દિવાનેઆમમાં ગભરાટ ફેલાઇ રહ્યો. ઘણા ઉમરાવોએ પોતાની તલવારો નગ્ન કરી, પરંતુ લોદીખાનનું શૈર્ય તેમને સારી પેઠે વિદિત હતું તેથી તેનાપર પ્રહાર કરવાની કોઇની પણ હિમ્મત ચાલી નહિ. પાદશાહ પોતાના સિંહાસનપરથી કુદી પડયો અને તેણે " આ બંડખોર ઉમરાવ તથા એના બન્ને પુત્રોને પકડીને કેદ કરો " એવી પોતાના માણસોને આજ્ઞા કરી. પાદશાહના એક અંગરક્ષકે અઝમતને પકડયો, પરંતુ તેણે તરતજ પોતાની તરવારનો પ્રહાર કરી તેને ઠેકાણે પાડયો. હવે પાદશાહના સર્વ માણસોના ગભરાટનો પાર રહ્યો નહિ. લોદીખાને પોતાના શસ્ત્રવતી બે ઉમરાવોને સ્વધામ પહોંચાડી દીધા. ત્યાર પછી તે પોતાના પુત્રોની સાથે જોરથી ધસીને દિવાનેઆમમાંથી બહાર નીકળ્યો અને પોતાના મકાનમાં આશ્રય લીધો. તેણે તરતજ પોતાના મકાનના દરવાજા બંધ કરાવ્યા. પાદશાહે તેને બંડખોર તરિકે જાહેર કર્યો અને તેને તરતને તરત પકડવાનો હુકમ કર્યો. પરંતુ લોદીખાનના મકાનની

આસપાસ એવી તો મજબૂત દિવાલ હતી કે પાદશાહની આજ્ઞાપર તત્કાળ અમલ થઈ શકયો નહિ.

પાદશાહના ક્રોધનો પાર રહ્યો નહિ, તેને પોતાને થયેલું અપમાન સાંભરી આવ્યું અને તેનો પૂરો બદલો લેવાનો નિશ્ચય કર્યો. તેણે મુરાદને લોદીખાનના મકાનને ઘેરી લેવાની આજ્ઞા કરી. તે અમીરની સુંદર અને ગર્વિષ્ઠ પુત્રીએ તેની માગણીનો સ્વીકાર કર્યો નહોતો તેથી તેને બહુ ખોટું લાગ્યું હતું, તોપણુ તેણે પાદશાહનો હુકમ કાંઇક આનાકાની સાથે માન્ય કર્યો. તે, તે અમીરને ચાહતો નહોતો એ વાત ખરી પરંતુ તેના સદ્ગુણો તે જાણતો હતો અને તેટલા માટે તેને ધિક્કારી શકતો નહોતો.

મકાનને ઘેરી લેવામાં આવ્યું અને લોદીખાનને તાબે થવાની આજ્ઞા કરવામાં આવી. તેણે તાબે થવાની સ્પષ્ટ ના કહી. તે પોતાના પુત્રો અને પુત્રીને લઇને દિવાલપર ચઢયો અને મુરાદને કહેવા લાગ્યો "તમને એક સ્ત્રી પ્રત્યુત્તર આપશે, પરંતુ તે સ્ત્રી લોદીખાનની પુત્રી છે હં!" જહાંનારાએ છેક દિવાલની કોરપર આવીને કહ્યું "શાહજાદા મુરાદ! બહાદુર માણસો આપખુદ સત્તાને કદિ પણુ તાબે થતા નથી. સ્વતંત્ર માણસોજ જીવનનો ખરો ઉપભોગ લઇ શકે છે. જુલમી માણસોની સત્તાનો જેઓ અનાદર કરે છે. તેમનાપર જ્યારે તેઓ પોતાની સત્તા ચલાવે છે ત્યારે તેઓ તેમને સ્વાતંત્ર્ય આપતા નથી. શાહજાદા! અમે કદિ પણુ તમારે તાબે નહિ થવાનો, નિશ્ચય કર્યો છે. અને જો તમારી સત્તા અમને પાદાક્રાંત કરશે તો અમને મૃત્યુથી શાંતિ થશે."

કેટલાક દિવસ સુધી મકાનપર ઘેરો રહ્યો. અને હવે તે અમીર પકડાઈ જવાની અણીપર આવ્યો. આથી તે મોટી ગુંચવણુમાં પડયો. શું કરવું, તે તેને સૂઝયું નહિ. આખરે તેને બચવાનો માત્ર એકજ

માર્ગ શેષ રહેલો જણાયો અને તે માર્ગ એ હતો કે, પોતાના મકાનનો દરવાજો ખોલી શત્રુઓની વચમાં થઇ નાસીને માલવા દેશમાં જવું, એવો તેણે નિશ્ચય કર્યો. આ ઉપાય આખરનો હતો અને એમાં શત્રુના હાથમાં સપડાવાનો નવાણું ટકા સંભવ હતો. તોપણ તેણે બીજે દિવસે પ્રાતઃકાળમાં તે ઉપાય અજમાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેના પુત્ર અને પુત્રીએ પણ તેની સાથે જવાનો પોતાનો ઇરાદો પ્રદર્શિત કર્યો. તેમણે પોતાનો વિચાર પોતાની દાસીઓને તથા ઘરની અન્ય સ્ત્રીઓને જણાવ્યો અને તેમને કહ્યું કે " તમને અહીંઆં મૂકીને અમારે જવું પડશે, કારણ કે એ શિવાય બીજો માર્ગ નથી." આ શબ્દો સાંભળી ઘરની સ્ત્રીઓને અતિ શોક થયો અને તેઓની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. લોદીખાને સ્ત્રીઓને સમજાવીને કહ્યું કે "પાદશાહ તમારી સાથે દયાથી વર્તશે. તમારે કાંઇ ચિંતા રાખવી નહિ." પરંતુ તે સ્ત્રીઓ વિશેષ અશ્રુ સારવા લાગી. લોદીખાનના શોકનો પાર રહ્યો નહિ. પરંતુ તેણે જે નિશ્ચય કર્યો હતો તેમાં ફેરફાર કરવાની તેની ઇચ્છા નહોતી. તે પોતાના દિવાનખાનામાં ગયો અને તે પોતે પણ ડુસકાં ભરવા લાગ્યો. તેણે પોતાના છોકરાઓને બોલાવ્યા અને બીજે દિવસે પ્રાતઃકાળમાં મકાનમાંથી નીકળી જવાની વ્યવસ્થા કરી. તેની પુત્રીને પણ તે એક પુત્રસમાન ગણતો હતો અને આ વ્યવસ્થા કરતી વખત તે પણ ત્યાં હાજર હતી. આમ સર્વ બંદોબસ્ત કરી તેઓ રાત્રે શય્યાશાયી થયાં.

લોદીખાનને ઉંઘ આવતી નહોતી. તેને વિચારોપર વિચારો આવતા હતા. આ વિચારો દૂર કરવાને માટે તે પોતાનું દિવાનખાનું છોડી આંગણામાં ગયો. આંગણાની પાસેજ સ્ત્રીઓનું અંતર્ગૃહ આવેલું હતું. રાત્રિનું ઘોર તિમિર પ્રસરી રહ્યું હતું અને હૃદયમાં પણ તિમિર શિવાય બીજું કાંઇજ નહોતું. તેને અંતર્બાહ્ય સર્વત્ર તિમિર, તિમિર

અને તિમિરજ દેખાતું હતું. ધુમસ પુષ્કળ પડતો હતો. આથી જરા તેના જીવને શાંતિ વળી. તે અંતર્ગૃહની પાસે થઇને જતો હતો, એવામાં તેણે કેટલીક વ્યક્તિનો આર્તનાદ સાંભળ્યો. તે આ અવાજ સાંભળવાને થોભ્યો. આ અવાજ સતત ચાલુ હતો. આ અવાજ સાંભળી તેનું અંતઃકરણ પણ ધબકવા લાગ્યું. તે અંતર્ગૃહમાં દાખલ થયો–તે કાન દઇને સાંભળવા લાગ્યો. હવે તેને સર્વત્ર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય પ્રસરેલું જણાયું. સર્વે દીપકો બુઝાવી નાંખવામાં આવ્યા હતા, તેથી ત્યાં પ્રકાશ જરા પણ હતો નહિ. તે જુદા જુદા ઓરડામાં ગયો, પરંતુ તેને કાંઇ અવાજ સંભળાયો નહિ. તેણે કેટલીક સ્ત્રીઓનાં નામ દઇને તેને બોલાવી. તરત પ્રત્યુત્તર આપવાનો આ સ્ત્રીઓનો હમ્મેશનો સ્વભાવ હતો. પરંતુ તેમણે પણ હમણાં પ્રત્યુત્તર આપ્યો નહિ. "શું કારણ હશે ?" તેના મસ્તિષ્કમાં ભયંકર જાતના સંશયો આવવા લાગ્યા. આખરે તે એક અંદરના ઓરડામાં દાખલ થયો. તેના પગની સાથે કોઇ વસ્તુ અથડાઇ તેથી તે ભૂમિપર ઉંધો પડયો. તે તરતજ ઉભો થયો અને આસપાસ જોવા લાગ્યો તો એક પાસેના ઓરડામાં એક પડદાની પાછળ એક નાનો દીપક મંદ પ્રકાશ ફેંકતો તેને જણાયો. તેણે પડદો ઉચક્યો તો એક સ્ત્રીનું મૃત શરીર તેને દ્રષ્ટિગોચર થયું. તેણે જમીનપરથી ફાનસ ઉંચકયું તો તેને પોતાના હસ્ત લોહીથી ખરડાયેલા જણાયા. જે ઓરડામાં તે પડી ગયો હતો તે ઓરડામાં તે પાછો આવ્યો તો તેને એક ભયંકર ઘટના બનેલી જણાઇ. જમીન રક્તથી ખરડાઇ ગઇ હતી અને કેટલીક સ્ત્રીઓના હૃદયમાંથી હજી પણ થોડું થોડું રક્ત નીકળતું હતું. કેટલીક સ્ત્રીઓમાં હજી પણ જીવ હતો જનાનખાનાની સર્વે સ્ત્રીઓએ પોતાના હૃદયમાં કટાર ભોંકી આત્મઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. કેટલીક સ્ત્રીઓ મરણ પામી હતી અને કેટલીક મરણની તૈયારીમાં હતી. લોદી-

ખાનના હડહડતા શત્રુના હાથમાં જવા કરતાં તેમણે આત્મઘાત કરવાનું વિશેષ પસંદ કર્યું હતું.

આ દેખાવ ઘણોજ ભયંકર હતો. સ્ત્રીઓનું આ કાર્ય પ્રશંસાપાત્ર હતું, પરંતુ જે માણસને ખાતર તેમણે આત્મબલિદાન આપ્યું હતું તે માણસના ખેદનો પાર રહ્યો નહિ. લોદીખાનની પત્નીઓ મરણ પામી હતી. આ દેખાવ જોઈ તેની લાગણી ઉશ્કેરાઈ આવી અને તે ડુસકાં ભરવા લાગ્યો. પુષ્કળ રોદન કર્યા પછી તે મૂગો રહ્યો અને તેણે સખ્ત વૈર લેવાની પ્રતિજ્ઞા કરી. તેણે તરતજ પોતાનાં છોકરાંને ત્યાં બોલાવ્યાં. તેમણે પણ પોતાના પિતાની પ્રતિજ્ઞાને અનુમોદન આપ્યું. જહાંનારા પોતાની માતાના મૃત શરીરને બાઝી પડી, અને જે શત્રુ તેના આત્મઘાતનું કારણ થયો હતો તેને શાપ દેવા લાગી.

લોદીની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલવા લાગ્યો પરન્તુ તેણે પોતાનાં અશ્રુ લુછી નાંખ્યાં અને તે મૃત શરીરોને ભૂમિદાહ કરવાની વ્યવસ્થા કરવા લાગ્યો. મૃત શરીરોની આસપાસ વસ્ત્ર લપેટી તે અને તેનાં છોકરાં તેમને પોતાના મકાનના વાડામાં લઇ ગયાં અને ત્યાં ત્વરાથી એક મોટી કબર ખોદી તે સર્વ મૃત શરીરોને તે એકજ કબરમાં પૂર્યાં. ત્યાર પછી તેમણે સખ્ત વૈર લેવાની પુનઃ પ્રતિજ્ઞા કરી. તેમને મરણ વખતની ક્રિયા કરવાનો વખત પણ મળ્યો નહિ, આથી તે પવિત્રાત્માઓ સાંસારિક ક્રિયાઓ વિનાજ ખુદાની દરબારમાં જઇ વિશ્રાંતિ પામ્યા.

તેઓ તેમને કબરનિવાસી કરીને પાછા ફર્યા એટલે પ્રાતઃકાળ થઇ ગયો. લોદીખાને પોતાના અનુયાયીઓને બોલાવ્યા. જો કે તેમની સંખ્યા થોડી હતી તોપણ તેઓ હિમ્મતવાન અને દ્રઢાગ્રહી હતા. શહેરમાં થઇને–શત્રુઓની વચમાં થઇને જવું એ અતિ કઠિન કાર્ય હતું, તોપણ તેમણે તે કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હતો. વળી સ્ત્રીઓના આત્મઘાતની જે ઘટના બની હતી તે જોઇ તેમની લાગણીઓ ઉશ્કેરાઇ ગઈ હતી અને તેઓ મરણીઆ થઇને ગમે તેવું સંકટ માથે વ્હોરી લેવાને તત્પર હતા.

આખરે તેઓ દૃઢ નિશ્ચય કરીને બહાર નીકળવાને સજ્જ થયા. તેમણે એકદમ મકાનનો દરવાજો ઉઘાડી નાંખ્યો. લોદીખાન પ્રથમ બહાર નીકળ્યો અને તેની પાછળ તેના પુત્રો અને તેની પુત્રી બહાર નીકળી. તેની પાછળ તેના અનુયાયીઓ નીકળ્યા. પાદશાહના માણસો આ નાની સરખી ટોળીની હિમ્મત અને દ્રઢાગ્રહથી વિસ્મિત થયા. લોદીખાન અને તેના અનુયાયીઓ શહેરના દરવાજા તરફ ધસ્યા જતા હતા. તેઓ પવન વેગે પોતાના ઘોડા દોડાવતા હતા. પાદશાહના જે જે માણસો સામા થયા તેમને તત્ક્ષણજ કાપી નાંખવામાં આવ્યા. હજી સ્હેજ સ્હેજ અંધારૂં હતું. લોદીખાન અને તેના માણસોએ એકાએક જે ત્વરાથી પોતાનું આ કાર્ય કર્યું તેથી પાદશાહના માણસો આશ્ચર્યચકિત થયા અને દિઙ્‌મૂઢ બની ગયા. જે જે માણસ લોદીખાનના માર્ગમાં આવ્યા તે સર્વ તેની તરવારના ભોગ થઇ પડયા અને ખાન શહેરના દરવાજા બહાર નીકળી ગયો.

## તૃતીય પરિચ્છેદ.




દીખાન અને પાદશાહના માણસોની વચ્ચે થોડી વાર સુધીજ યુદ્ધ ચાલ્યું, પરંતુ તે મહા દારૂણ યુદ્ધ હતું. પાદશાહના ઘણા માણસો મરણ પામ્યા અને લોદીખાનનો એક પણ માણસ ભાગ્યેજ મરણ પામ્યો હશે. જહાંનારા એક નાના મજબૂત અરબી ઘોડાપર બેઠી હતી. અને તે પોતાના પિતાની પાછળજ હતી. શત્રુઓના ઝુંડની વચ્ચેથી તેણે પોતાનો માર્ગ બહાદુરીથી કાઢયો. તેની તરવાર શત્રુઓના લોહીથી રંગાઇ ગઈ હતી. શત્રુઓને કાપી નાંખવામાં તે નિમગ્ન થઈ ગઇ હતી તેથી તેનો

પિતા અને તેના ભ્રાતાઓ તથા અન્ય માણુસો આગળ નીકળી ગયા અને તે પાછળ પડી ગઇ. તે દરવાજાની નિકટ આવી એટલે મુરાદ તેની આગળ ફરી વળ્યો. અને તરતજ એક માણુસે દરવાજો બંધ કર્યો.

"હવે તમારે માટે નાશી જવાનો એક પણુ માર્ગ ખુલ્લો નથી." મુરાદ જહાંનારાના અશ્વની લગામ પકડવાનો પ્રયત્ન કરતો બોલ્યો. પરંતુ જહાંનારાએ પોતાના અશ્વને એડી મારીને તેને પાછલા પગપર ઉભો કર્યો અને એ રીતે મુરાદનો પ્રયત્ન નિષ્ફળ કર્યો.

તેના સર્વ માણુસો દરવાજા બહાર નીકળી ગયા હતા અને તેજ માત્ર દરવાજાની અંદર રહી હતી. એક માણુસે તેના અશ્વની લગામ પકડતાં તરતજ તેણે પોતાની તરવારથી તેના હસ્તપરં પ્રહાર કર્યો અને તેના કાંડાને જૂદું કર્યું. આથી પેલા માણુસે ખિન્ન થઇ બૂમ પાડીને પોતાના એક મિત્રને તે સ્ત્રીને કાપી નાંખવાને કહ્યું. તે માણુસ આગળ ધસી આવ્યો અને જહાંનારાને પ્રહાર કરવા ગયો એટલે જહાંનારાએ તરતજ તેના ગળામાં પોતાની તલવાર ખોસી દીધી. હવે મુરાદે પોતાના માણુસોને દૂર થવાનો હુકમ કર્યો અને તે પોતાનો અશ્વ તેની તરફ લઇ ગયો.

તે બોલ્યો "જહાંનારા, હવે તમે મારાં બંદીવાન થયાં છો."

"કદિ નહિ" જહાંનારા બૂમ પાડી ઉઠી. પછી તે કટાર કાઢીને બોલી "હું કદિ પણુ બંદીવાન થયા પછી જીવતી રહીશ નહિ. પેલો દરવાજો ખોલાવો અને મને મારા પિતાની પાછળ જવા દો, નહિ તો હું આ કટાર મારીને મરીશ. તમારૂં વૈર હું આ પ્રકારેજ શાંત કરીશ. પરંતુ કદિ પણુ તમારા હાથમાં જીવતી આવીશ નહિ."

"આત્મઘાત કરવો એ લોદી કુળની કન્યાને છાજે એમ નથી. દુર્ભાગ્યના પ્રહારથી મુક્ત થવાને માટે કાયર માણુસોજ આત્મઘાત કરે છે. બહાદુર માણુસો તો સામી છાતીએ દુર્ભાગ્યના પ્રહાર સહન કરે છે."

"અને આપખુદ પાદશાહના જુલમી હુકમોને કાયરજ તાબે થાય છે. તમે એક વખત મારી જીંદગીનું સંરક્ષણ કર્યું હતું; પરંતુ જે વ્યક્તિનું તમે એક વખત સંરક્ષણ કર્યું હતું તેજ વ્યક્તિને જો તમે ગુલામ બનાવવા ઇચ્છતા હો તો પછી તે વ્યક્તિને તમારા પ્રતિ કૃતજ્ઞ રહેવાની કાંઇ આવશ્યકતા નથી. જાઓ, તમારો ઉપકાર પૂરો થયો છે. અને હવે હું તમને મારી સામે યુદ્ધ કરવાને આવ્હાન કરૂં છું. જો કે હું એક સ્ત્રી છું, તોપણ હું તમારી સાથે સ્પર્ધા કરી શકીશ."

જહાંનારાએ પોતાનો અશ્વ મુરાદ તરફ ફેરવ્યો અને તેના મસ્તકમાં પ્રહાર કરવાને માટે પોતાની તરવાર ઉગામી, પરંતુ મુરાદે પોતાના અશ્વની લગામ ખેંચીને તેને પાછો હઠાવ્યો અને પોતાના મસ્તકમાં પ્રહાર થતો અટકાવ્યો. આ પ્રહાર અશ્વની ગરદન ઉપર પડયો તેથી તે વેદનાથી પીડિત થઇને કુદવા લાગ્યો. તે સુંદર બાલાના યુદ્ધચાતુર્યથી શાહજાદાને તેની સામે ટકવું ભારી થઇ પડયું. તે બાલાએ તેના હસ્તમાં ઘા કર્યો. કેટલાક માણસોને પોતાના તરફ ધસી આવતા જોઇને જહાંનારાએ પોતાના ઘોડાને દરવાજા તરફ ચલાવ્યો. તે બાલાની સાહસિકતા અને તેનું શૌર્ય જોઇને શાહજાદો મોહિત થયો અને તેણે દરવાજો ખોલી નાંખવાની પોતાના માણસોને આજ્ઞા કરી. દરવાજામાંથી નીકળીને જહાંનારાએ પોતાના અશ્વને જોરથી દોડાવ્યો અને તે થોડા વખતમાં પોતાના પિતા તથા ભ્રાતાને જઇ મળી.

લોદીખાન અને તેના અનુયાયીઓ એકદમ પોતાના મકાનમાંથી બહાર પડયા; તેનો અવાજ સાંભળી પાદશાહ એકદમ પોતાની શય્યામાં જાગૃત થયો અને પોતાની તલવાર પકડીને પોતાના સેવકને, શું બન્યું હતું તેની તપાસ કરવાને માટે બહાર મોકલ્યો. લોદીખાન લોકપ્રિય હતો તેથી લોકોએ બંડ તો નથી કર્યું, એવી પાદશાહને ધાસ્તી લાગી હતી. લોદીખાન નાસી ગયો છે એવી ખબર મળતાં તેણે પરિસ્તને

સેનાધિપતિ બનાવીને તેના હાથ નીચે પુષ્કળ માણસો તે અમીરને પકડવાને માટે મોકલ્યાં. પરિસ્તની સાથે ઘણા અમીરોને પણ તેણે મોકલી આપ્યા અને તેમને એવો હુકમ કર્યો કે લોદીખાનને મુએો કે જીવતો પકડી લાવ્યા શિવાય રહેવું નહિ.

અઝમતે પાદશાહની સમક્ષ પરિસ્તપર જે પ્રહાર કર્યો હતો તેથી તે તેનાપર અતિ ગુસ્સે થયો હતો અને તેનાપર સખ્ત વૈર લેવાને માટે તલપી રહ્યો હતો. આથી પાદશાહનો હુકમ થતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે ઘણી ખુશીથી આ કાર્ય માથે લીધું અને પાદશાહને જણાવ્યું કે "આવતી ચાંદરાત સુધીમાં આપના શત્રુને જીવતા કે મુઆ જ્યારે ખેંચી લાવું ત્યારે મારૂં નામ પરિસ્ત ખરૂં." આ મિથ્યા પ્રલાપથી સમ્રાટ્ ખુશી થયો. પરિસ્ત લોદીખાનના કુટુંબ સામે જે વિરોધ ધરાવતો હતો તે પાદશાહ સારી પેઠે જાણતો હતો. આથી તેની ખાત્રી હતી કે પરિસ્ત પોતાના જીવના જોખમે પણ લોદીના કુળનું નિકંદન કાઢવાને ચૂકશે નહિ.

પરિસ્ત જાતનો તાર્તર હતો. તે શરીરે અતિ પ્રચંડ અને મજબૂત હતો. તેણે પોતાના અદ્ભુત અંગસામર્થ્ય અને અપૂર્વ હિમ્મતથી મોગલ સૈન્યમાં ઉચ્ચ પદ્દી પ્રાપ્ત કરી હતી. તે હલકી પદ્દી પરથી ઉચ્ચ દરજ્જે ચઢ્યો હતો અને આ કારણથી તેને અમીર વર્ગની બાલા સાથે શાદી કરવાની આકાંક્ષા હતી. સુંદર જહાંનારાના સૌંદર્યની સુકીર્ત સર્વત્ર પ્રસરી ગઇ હતી. આથી પરિસ્તને તેની સાથે શાદી કરવાની લાલચ થઇ આવી હતી.

તેણે પોતાની હૃદયેશ્વરીનું મુખદર્શન કદિ પણ કર્યું નહોતું, તો પણ લોકોમાં તેની જે કીર્તિ ફેલાઈ હતી તેપર વિશ્વાસ રાખીને તેણે તેના હાથની માગણી કરી હતી. જહાંનારાએ આ માગણીનો તિરસ્કાર સાથે અનાદર કર્યો હતો અને એથી ઉક્ત તાર્તર વધારે

ગુસ્સે થયો હતો. માત્ર એક સ્ત્રીએ કરેલું અપમાન તેનાથી ભૂલી શકાયું નહોતું અને તેણે તેનાપર વૈર લેવાનો ઇરાદો કરી રાખ્યો હતો. અને તેથી દિવાને આમમાં અઝમતને જોઇ તેણે તેની સાથે અયોગ્ય વર્તન ચલાવ્યું હતું. તેણે ધાર્યું હતું કે ક્રોધી સ્વભાવના અઝમતને જો હું અપમાન કરીશ તો એના આપ્તોનું લોહી ઉકળી આવશે અને તેઓ તોફાન કરશે; આથી વૈર લેવાનો સંપૂર્ણ લાગ મને મળશે. તેની એ ધારણા સફળ થઇ અને તેણે વૈર લેવાની આ સંધિ ઘણા આનંદથી ગ્રહણ કરી લીધી. તે અતિ આગ્રહી અને ખંતી માણસ હતો; સ્વીકૃત કાર્ય સંપૂર્ણ રીતે પાર પાડવાને તે તરત સજ્જ થયો.

લોદીખાન પણ જાણતો હતો કે મારી પાછળ પાદશાહના માણસો આવ્યા વિના રહેનાર નથી. વળી તે પરિસ્તને પોતાના કટ્ટા શત્રુ તરિકે ઓળખતો હતો અને ઘણું કરીને તેજ મારી પાછળ આવશે એમ પણ તેણે ધારી મૂકયું હતું. તે પોતાના રસાલા સાથે પચાસ સાઠ ગાઉ સુધી ચાલ્યો ગયો. પરંતુ તત્પશ્ચાત્ એક નદીએ તેને ખાળ્યો. આ નદી ઘણી મોટી હતી અને તેમાંનાં પાણી ઘણી ત્વરાથી વહેતાં હતાં. થોડા વખતપર ભારે વર્ષાદ પડેલો હોવાથી હમણાં તેમાં મોટી રેલ આવી હતી. આથી તે નદી ઉતરવાનું કાર્ય સર્વથા અશકય થઇ પડયું. પાણી જોસભેર વહેતાં હતાં અને તેમાં મોટા મોટા વમળો થતા હતા. આથી તેમાં ઉતરવાની કોઇ પણ માણસની હામ ચાલી નહિ. તેમાં એક પણ નાવ દ્રષ્ટિગોચર થતું નહોતું. સઘળાં નાવો પાણીના જોસથી ઘસડાઇ ગયાં હતાં. એક કાષ્ઠનો પૂલ પણ તણાઈ જતો દ્રષ્ટિગોચર થયો. કેટલાક કોસ સુધી આસપાસની જમીનમાં પાણી પાણીજ થઇ રહ્યું હતું.

આ વિઘ્ન ભારે હતું. આ વિઘ્નથી તેની નાસી જવાની સર્વ યુક્તિ નિષ્ફળ થઈ હતી. પરંતુ અહીંઆં તેનો કાંઈ પણ ઉપાય ચાલી

શકતો નહોતો. લોદીખાન અને તેના સ્વામીનિષ્ઠ અનુયાયીઓએ અતિ શોકાકુલ હૃદયે નદીના કિનારાપર છાવણી નાંખી. આખો દિવસ જે શારીરિક અને માનસિક શ્રમ થયો હતો તેથી લોદીખાનને ઝોકાં આવવા લાગ્યાં અને તે માત્ર એક સાદડી પાથરી તેપર સુતો. સુતાંની સાથેજ નિદ્રાગ્રસ્ત થઈ ગયો. થોડીવાર પછી તે પુનઃ જાગૃત થયો એટલે તેના મસ્તિષ્કમાં દુઃખદાયક વિચારો ઉભરાવા લાગ્યા. ગત રાત્રિએ જે ભયંકર ઘટના બની હતી તેનું તેને સ્મરણ થઇ આવ્યું, તેથી તેને અતિ શોક થયો. જે વિપત્તિમાં તે સપડાયો હતો, તેનું સ્મરણ થતાં તેના હૃદયમાં ચીરા પડવા લાગ્યા. પાદશાહ એક પ્રચંડ સૈન્ય મોકલે એવો સંભવ હતો અને તે સૈન્યની સામે થઇ પોતાનું સંરક્ષણ કરવાને માટે તેની પાસે માત્ર થોડા માણુસોજ હતા. હજી પણ નદીમાં પાણી ઉભરાતાંજ હતાં, તેથી નાસી જવાનો લાગ નહોતો. અને માણુસોની સંખ્યા થોડી હોવાથી પાદશાહની સામે થઇને વિજય પ્રાપ્ત કરવાની પણ આશા નહોતી. ત્યારે હવે કરવું શું? તેને પોતાને માટે તો કાંઈ ભય નહોતો. પરંતુ જ્યારે તેને પોતાનાં પુત્રપુત્રીનો વિચાર આવ્યો ત્યારે સ્વાભાવિક રીતેજ તેના અંતઃકરણમાં અતિશય દુઃખ પેદા થયું.

પરંતુ જેમ જેમ તેને આપત્તિ મોટી જણાતી ગઇ તેમ તેમ તેણે તેની સામે થવાનો નિશ્ચય વધુ દૃઢ કર્યો. આવતી કાલે ગમે તેવી ભયંકર વિપત્તિ આવી પડે તોપણ હિમ્મતથી તેની સામે થવાનો દૃઢ નિશ્ચય કરી આખરે તે પ્રગાઢ નિદ્રામાં પડયો. જેટલા પ્રમાણમાં તેનો શારીરિક અને માનસિક શ્રમ વૃદ્ધિંગત થયો હતો તેટલાજ પ્રમાણમાં હવે તેને વિશેષ નિદ્રા આવી.

પ્રાતઃકાળમાં તે જાગૃત થયો; તે પોતાના તંબુની બહાર નીકળ્યો એટલે તેને ખબર કરવામાં આવી કે પાદશાહના માણુસો નિક-

ટમાં આવી પહોંચ્યા છે. આ ખબર સાંભળી તરતજ તેણે પોતાના પુત્ર અને પુત્રીને પોતાની પાસે બોલાવ્યાં અને તેમને ઉદ્દેશીને તે બોલ્યો "હવે આપણે માટે નાસી જવાનો એક પણ માર્ગ ખુલ્લો નથી. માટે બોલો, હવે તમારો શું વિચાર છે? તમે શત્રુની કૃપાપર તમારૂં જીવન છોડો છો, કે રણાંગણમાં મરવાને તૈયાર છો? મને જો પૂછો તો હું તો શસ્ત્ર સાથેજ મરવાને રાજી છું." આ વચનો સાંભળી તેનો જ્યેષ્ઠ પુત્ર બોલ્યો "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું પણ શત્રુની સામે યુદ્ધ કરતાં કરતાં મરવાને તત્પર છું" અઝમતે પણ આવીજ પ્રતિજ્ઞા કરી.

ત્યાર પછી તેણે પોતાની પુત્રી તરફ જોયું અને તે બોલ્યો "મારી વ્હાલી પુત્રી! તું જીવતી રહીને કોઇ એવા પુરુષને પરણે કે જે તારા પિતાનું વેર લે, તો શું હરકત છે? વળી તું જીવતી રહેશે તો લોદી વંશની વૃદ્ધિ પણ થશે.

જહાંનારા પોતાના પિતાના સ્કંધપર પોતાનું મસ્તક નાખી ગળગળે સાદે બોલી "પિતાજી! હું એવા કુળમાં જન્મ પામી છું કે જે હમ્મેશાં કારાગૃહનિવાસ કરતાં મૃત્યુને વધારે પસંદ કરતું આવ્યું છે. જો કે હું સ્ત્રી છું તોપણ મારો આત્મા કાંઇ પુરુષો કરતાં ઓછું શૌર્ય ધરાવતો નથી. હું પુરૂષના જેવાં પરાક્રમ કરવાને સશક્ત અને તત્પર છું. હું આ તલવાર શત્રુઓના લોહીમાં રંગીને મરવાને તૈયાર છું. આપખુદ પાદશાહને તાબે થવા કરતાં હું મરણને વધારે પ્રિય ગણું છું."

લોદીખાને પોતાની બહાદુર પુત્રીને આલિંગન દીધું. તત્પશ્ચાત્ તેણે પોતાના શૌર્યવાન યોદ્ધાઓને બોલાવીને તેમની આગળ 'શત્રુને તાબે ન થતાં રણાંગણમાં આત્મબલિદાન આપવાનો' પોતાનો ઇરાદો પ્રદર્શિત કર્યો. પોતાના સ્વામીના આ વિચારને તેમણે આનંદઘોષની સાથે વધાવી લીધો. સર્વ યોદ્ધાઓ યુદ્ધને માટે સજ્જ થવા

લાગ્યા. ત્યાં આગળ બે ડુંગરીઓ આવી હતી અને તે ડુંગરીઓની વચ્ચે થઇને રસ્તો જતો હતો. તે માર્ગદ્વારા ડુંગરીઓ આગળથી પસાર થઇ ગયા પછી એક સાંકડું મેદાન આવતું હતું. લોદીખાને પોતાના સૈન્યને ઉક્ત મેદાનમાં દાખલ કર્યું અને પોતે ડુંગરીઓની વચ્ચેના માર્ગને ઘેરીને ઉભો. થોડીવારમાં પાદશાહના માણસો આવી પહોંચ્યા. જે માર્ગનું વર્ણન કરવામાં આવ્યું છે તે શિવાય આગળ વધવાનો બીજો કોઇ પણ માર્ગ હતો નહિ. અને એક તરફ નદી આડી આવી હતી. જે નદીએ લોદીખાનને નાસતાં અટકાવ્યો હતો તેજ નદી હવે પાદશાહના માણસોને રોકવામાં ઉપયુક્ત થઈ પડી.

પાદશાહના માણસોની સંખ્યા આઠ હજાર કરતાં વિશેષ હતી, અને લોદીખાનના માણસો તો પૂરા આઠસેં પણ નહોતા. શત્રુઓ ધીમે ધીમે આગળ વધ્યા અને લોદીખાનથી પ્રાયઃ અર્ધ માઇલને અંતરે થોભ્યા. તરતજ લોદીખાનના ઉપર તાબે થવાનો સંદેશો મોકલી આપવામાં આવ્યો. લોદીખાને પ્રત્યુત્તરમાં સગર્વ જણાવ્યું કે અમે કદિ પણ તાબે થનાર નથી. આથી પાદશાહના માણસો તરતજ આગળ વધ્યા અને લોદીખાનના ઉપર અસ્ત્ર ફેંકવા લાગ્યા. તત્પશ્ચાત્ થોડી-વારમાં તેઓ છેક નિકટ આવી પહોંચ્યા એટલે ઉભય પક્ષ વચ્ચે દારૂણ યુદ્ધ જામ્યું. લોદીખાનના માણસો એવા અપૂર્વ શૌર્યથી લડયા કે પાદશાહના માણસોને પાછા હઠવું પડયું. આથી તેઓ નિરાશ તો થયા, પરંતુ પોતાના સંખ્યાબળ ઉપર ભરોસો રાખીને તેઓ પુનઃ આગળ વધ્યા. પરંતુ પુનઃ તેમને પાછા હઠાવવામાં આવ્યા.

આ પ્રકારે ઘણીવાર સુધી આગળ આવવાનું અને પાછા હઠ-વાનું કાર્ય ચાલ્યું. તત્પશ્ચાત્ સાયંકાળ થયો. એટલે યુદ્ધકાર્ય બંધ પડયું. પાદશાહના માણસો નિકટમાં આવેલી એક ડુંગરીપર ગયા અને ત્યાં તેમણે પોતાની છાવણી નાંખી. તેમને ઘણું નુકશાન થયું

હતું. તેમના પ્રાયઃ બારસેં માણુસો કપાઇ મુઆ હતા અને તેથી બમણા માણુસો ઘાયલ થયા હતા. તેજ પ્રમાણે લોદીખાનને પણ કાંઈ થોડું નુકશાન થયું નહોતું. હવે તેની પાસે ઈજા પામ્યા વિનાના માત્ર દોઢસો માણુસ રહ્યા હતા. તેના ત્રણસેં માણુસો કપાઇ મુઆ હતા અને શેષ ભયંકર રીતે ઘાયલ થયા હતા. આથી બીજે દિવસે પુનઃ યુદ્ધનો પ્રારંભ થાય તો તેના સર્વ માણુસો કપાઇ મરે એમાં જરા પણ સંશય નહોતો.

ખરેખર તેની દશા દયાજનક હતી. તેણે પોતાના સર્વ માણુસોને બોલાવ્યા અને તેમનો અભિપ્રાય પૂછ્યો. તેમણે શરીરમાં રક્તનું બિંદુ પણ શેષ રહે ત્યાં સુધી યુદ્ધ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. અઝમત અને હુસેને પોતાના પિતાને જણાવ્યું કે “ પિતાજી! તમે નદી ઉતરી જાઓ. અમે શત્રુઓની સામે યુદ્ધ કરીશું. જો તમે બચશો તો તમારૂં વૈર લઇ શકશો. વળી આજના યુદ્ધમાં તમને સખ્ત ઘા થયા છે. આથી જો તમે કાલના યુદ્ધમાં પડશો તો તે આત્મઘાતજ ગણાશે. વળી તમારી સ્થિતિ હમણાં એવી નથી કે તમે બીજી વાર લડાઈમાં ઉભા રહી શકો. માટે નદીને પેલે પાર ચાલ્યા જાઓ. તમારો અશ્વ મજબૂત છે, માટે તે તમને પેલે પાર સુરક્ષિત લઇ જશે. તમે નદી તરીને સામે પાર જશો ત્યાં સુધી અમે પાદશાહના માણુસોને નદીમાં ઉતરતા અટકાવીશું. ”

“ તેમાં પણ ભય સરખોજ છે ” લોદીખાને પ્રત્યુત્તર આપ્યો. “ વળી નદીમાં મરણ પામવા કરતાં સમરાંગણમાં મરણ પામવું વધારે સારૂં છે. ”

લોદીખાને આવો પ્રત્યુત્તર આપ્યો તે છતાં પણ તેના પુત્રોએ તેને નદી ઉતરવાની પ્રાર્થના વધુ આગ્રહથી કરી. લોદી બોલ્યો “ તો નદી ઉતરી જઉં પરંતુ મારાં છોકરાંનું શું થાય ? શું હું તેમને

મૂકીને મારો પ્રાણ બચાવવાને ચાલ્યો જાઉં ? ના, ના, તેમ કદિ પણ બનશે નહિ. હું સમરક્ષેત્રમાં મરણ પામીશ. મારા પુત્રો સમરાંગણમાં મરણ પામે અને હું જીવંત રહીને આખી જીંદગી તેમના મરણનો શોક કર્યા કરૂં એ વાત કદિ પણ બનશે નહિ."

તે છતાં પણ તેના પુત્રોએ આગ્રહ છોડયો નહિ. આખરે ઘણો આગ્રહ થયા પછી એવો ઠરાવ થયો કે લોદીખાન, તેનો એક પુત્ર અને જહાંનારા, એ ત્રણ જણે નદીપાર જવું અને તેઓ નદી પાર ઉતરી જાય ત્યાં સુધી બીજા માણસોએ શત્રુને અટકાવવાને માટે ત્યાં જ રહેવું.

આવો ઠરાવ થયા પછી તે સર્વે છૂટા પડયા અને પોતપોતાની શય્યામાં નિદ્રા લેવાને સૂતા. પ્રાતઃકાળમાં હુસેન અને અઝમત, એ ઉભય બંધુઓ વચ્ચે કોણે પિતાજીની સાથે જવું અને કોણે શત્રુની સામે યુદ્ધ કરવું, એ વિષે વાદવિવાદ ચાલ્યો. એટલામાં પરિસ્ત પાદશાહના સૈન્યનો આગેવાન બનીને આવતો દ્રષ્ટિગોચર થયો.

"લો હવે આપણી વાતનો નિકાલ થઈ ગયો" અઝમત પરિસ્તને જોઈને બોલ્યો "મારો શત્રુ પેલો રહ્યો. એ મારોજ ખાસ શત્રુ છે. હુસેનખાન ! તમારો સહોદર પોતાના વૈરી ઉપર વૈર લે તેમાં તમારે વચ્ચે પડવાની અગત્ય નથી. માટે પિતાજીની સાથે તમે જાઓ અને મારૂં વૈર લેવાને માટે મને રણાંગણમાં છોડી જાઓ."

આ પ્રમાણે બોલીને તેણે પોતાનો અશ્વ આગળ કુદાવ્યો અને હુસેન પોતાના પિતાની સાથે નદીમાં કુદી પડયો.



# ચતુર્થ પરિચ્છેદ.



દીખાન અને તેના પુત્રને પૂર જોશથી વહેતી નદીમાં જતાં બહુ હરકત નડી. તેમના અશ્વ ઘણે છેટે સુધી તણાઇ ગયા અને તે સામે કિનારે પહોંચ્યા તે પૂર્વે છેક થાકીને લોથપોથ થઇ ગયા. સદ્‌ભાગ્યવશાત્ નદી એટલી બધી ભરપુર હતી કે, પાણી કિનારાની અડોઅડ હતાં. આથી અશ્વને ઉંચો કિનારો ચઢવાની જરૂર પડી નહિ. જ્યારે તેઓ સામે પાર પહોંચી ગયા ત્યારે તેમણે અઝમતને ખબર કરવાને માટે બૂમ પાડી. પરંતુ તેઓ તેને જોઇ શકતા નહોતા, કારણ કે તે યુદ્ધકાર્યમાં નિમગ્ન હતો.

લોદીખાને જ્યારે પોતાની પ્રિય પુત્રીને પોતાની પાછળ આવતી જોઈ નહિ ત્યારે તેને અતિ શોક થયો. તેણે એમ ધાર્યું કે નદી ઉતરવામાં જે જોખમ ખેડવું આવશ્યક હતું તેથી ડરીને તેણે પોતાના વિજેતાની કૃપાપર પોતાની જાતને છોડી દેવાનું વિશેષ યોગ્ય ધાર્યું હશે. કારણ કે તે પાર રહેલાં માણસો પરાજિત થનાર હતાં એ વાત તો નિશ્ચિતજ હતી. તોપણ તેને વિચાર આવ્યો કે જહાંનારા શત્રુના તાબામાં જાય એ વાત બનવી અશક્ય છે, માટે તેણે અઝમતની પેઠે રણાંગણમાં પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો હશે. તેને લાગ્યું કે અમે આ પાર પહોંચ્યા છીએ એ વાતની જો તે બાઇ બ્હેનને ખબર થાય અને તેઓ જો યુદ્ધ છોડીને નદી તરીને આ પાર આવે તો વધારે સારૂં! અને આખરે તેઓ આવશેજ એવી તેણે આશા ધારણ કરી.

જહાંનારા પોતાના બંધુ અઝમતની પાસે, કાંતો તેની સાથે મરણ પામવું કે કાંતો નાસી છૂટવું, એવો નિશ્ચય કરીને રહી હતી. આ તરફ લોદીખાન અને હુસેન નદીમાં ઉતર્યા. અને પેલી તરફ

અઝમત પોતાના અશ્વને એડી મારીને પાદશાહના સૈનિકોની નિકટ ગયો. તેને પોતાની તરફ આવતો જોઇને પરિસ્તે પોતાના માણસોને થોભવાની આજ્ઞા કરી. પોતાનાજ હસ્તથી પોતાના શત્રુને મારી નાંખવાનો તેનો વિચાર હતો. જહાંનારાએ ધનુષ્ય અને બાણ ધારણ કર્યાં હતાં અને તે પણ પોતાના બંધુની પાછળ ચાલવા લાગી. પરંતુ જ્યારે પરિસ્તને આગળ આવતો તેણે જોયો ત્યારે તે થોભી. બળવાન પરિસ્ત પોતાના સામર્થ્ય ઉપર વિશ્વાસ રાખીને એકલોજ આવતો હતો.

પાદશાહના સૈન્યને ઉભું રહેલું જોઇને અઝમતને અતિ આનંદ થયો, કારણ કે તેથી તેનો પિતા સુરક્ષિત રીતે સામે પાર પહોંચી જાય એવો સંભવ હતો. અઝમતનો અશ્વ નાનો અને ચંચળ હતો. તેથી તે એકદમ ત્વરાથી પોતાના પ્રતિસ્પર્ધીની પાસે ગયો અને તેને ઘુંટણમાં એક ઉંડો ઘા કર્યો. તે તાર્તર યોદ્ધા પાછો ફર્યો અને તેણે અઝમતના અશ્વની સાથે પોતાના અશ્વને અથડાવ્યો. આથી અઝમતનો નાનો અશ્વ જમીનપર પડી ગયો અને તે પણ તેની સાથે ભૂમિપર પડયો. અઝમત જમીનપર પડતાંની સાથે તરતજ ઉભો થયો. પરિસ્ત તેની નિકટ આવી પહોંચ્યો, પરંતુ તેણે તેને એક સખ્ત પ્રહાર કર્યો અને તે એક બાજુએ ખસી ગયો. પરિસ્તે પોતાના પ્રતિસ્પર્ધીને પોતાના અશ્વના પગ નીચે છુંદી મારવાનો પ્રયત્ન કર્યો. સમય અણીનો હતો. જહાંનારાએ પોતાના બંધુને ભયંકર વિપત્તિમાં સપડાયેલો જોયો કે તરતજ તેણે પોતાના ધનુષ્યપર બાણ ચઢાવ્યું. ઉક્ત તાર્તર યોદ્ધા પોતાના તરૂણ પ્રતિસ્પર્ધીના અંગમાં પોતાની તલવાર મારવાની તૈયારીમાં હતો એવામાં એક બાણ વિદ્યુદ્વેગે આવીને તેના કપાળમાં ચોંટયું અને તે તરતજ પોતાના અશ્વપરથી નીચે પડી મરણ પામ્યો.

જે વ્યક્તિએ અઝમતને સહાય કરી હતી તેના તરફ ફરી અઝમતે પોતાનો રૂમાલ હલાવી તેનો આભાર માન્યો અને તે પાછો

ફરી પોતાના માણુસો તરફ જવા લાગ્યો. પરંતુ તે પગે ચાલતો હોવાથી તે પોતાના માણુસોની નિકટ જઇ પહોંચે તે પૂર્વે પાદશાહના માણુસોએ આવીને તેને ઘેરી લીધો. અઝમતના માણુસો પણ તેની મદદે દોડી પહોંચ્યા અને થોડીવાર સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. પાદશાહના માણુસોની સંખ્યા વિશેષ હોવાથી અઝમતના સર્વ માણુસો કપાઈ મુઆ. અઝમતે પોતાના હાથથી બે ઉમરાવોને મારી નાંખ્યા, પરંતુ તે ત્રીજાને પ્રહાર કરવાની તૈયારીમાં હતો એવામાં એક ભાલાએ તેના અંગમાં પ્રવેશીને તેને ત્યાંજ પૂરો કર્યો. જહાંનારાએ પોતાના બંધુનો વધ કરનારને એક શર મારી સ્વધામ પહોંચાડયો અને આ રીતે પોતાના બંધુનું વૈર લીધું.

સર્વ માણુસોને મરણુ પામેલા જોઈ તથા પોતાના પિતા અને ભ્રાતાની બૂમ સાંભળી તેણે પોતાના અશ્વને નદી તરફ હાંકયો. તેની પાછળ કેટલાક માણુસો દોડયા પરંતુ તેઓ તેના શરથી આહત થયા. તેના શત્રુઓએ ધાર્યું કે પાણી તેને ખાળશે અને તેથી તેમણે પોતાની ગતિ મંદ કરી. પરંતુ જહાંનારાએ નિડરતાથી પાણીમાં ઝંપલાવ્યું. આ દેખાવ જોઈ શત્રુઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

તે માણુસોની પાણીમાં ઉતરવાની હિંમત ચાલી નહિ. પાણી અતિ જોશભેર વહેતું હતું અને તેમાં મોટા મોટા તરંગો તથા ફીણુની ઉત્પત્તિ થતી હતી તે જોઇ તેમના હાંજા ગગડી ગયા. જહાંનારાનો અશ્વ નાનો હતો. પરંતુ ચંચળ અને બળવાન હતો, અને પાણીને ઘણી સુગમતાથી કાપીને આગળ ધસ્યો જતો હતો. ઘણી વખત જહાંનારા પાણીના જોશવાળા પ્રવાહથી નીચી નમી જતી હતી, તોપણુ તે ધૈર્યથી પોતાનું આસન છોડતી નહોતી. આ દ્રસ્ય જોઇ તેના શત્રુઓ આશ્ચર્યચકિત થયા અને ખેદ પણુ પામ્યા. આટલા બધા માણુસોના હાથમાંથી છૂટીને તેને જતી જોઇ તેમના ક્રોધનો પાર રહ્યો

નહિ અને તેમાંના કેટલાક કિનારાપર ઉભા ઉભા તેના તરફ શર ફેંકવા લાગ્યા. જહાંનારાને એક બાણુ મસ્તકે બાંધેલા ફેંટામાં લાગ્યું. આથી તે ફેંટો નદીમાં પડયો. અને તેના બચાવનું એક સાધન ઓછું થયું.

આ વખતે તે નદીના મધ્ય ભાગમાં પહોંચી હતી. અહીંઆં પાણી પુષ્કળ જોશથી વહેતું હતું. થોડીવારમાં તે જોશબંધ વહેતા પ્રવાહની આગળ ચાલી ગઈ. હવે તેનો ભય ઓછો થયો. શત્રુઓ હજી શર ફેંક્યા કરતા હતા. જહાંનારાએ પોતાના કાળા વાળ પોતાની ગરદન ઉપર છૂટા નાંખી દીધા, કે જેથી દુશ્મનો તરફથી આવતા શરોથી તેનો સ્હેજ પણ બચાવ થાય. તેને આ રીતે પાણીમાંથી ચાલી આવતી જોઈ તેના પિતા અને ભ્રાતાએ તેને સામે પારથી આનંદઘોષથી વધાવી લીધી. તોપણ હજી તે બચી શકશે કે નહિ એ એક શંકાસ્પદ બીના હતી. તેનો અશ્વ પાણીમાં ડૂબવા લાગ્યો. અને તેનું મસ્તક ભાગ્યેજ પાણીની સપાટીપર દેખાતું હતું. હવે માત્ર એકજ માર્ગ શેષ હતો અને તેજ માર્ગ જહાંનારાએ ગ્રહણ કર્યો. તે પોતાના અશ્વપરથી કુદી પડી અને પાણીમાં તરવા લાગી. તેનો અશ્વ તરતજ પાણીમાં ડૂબી ગયો.

હજી તે સામા પારથી ઘણી દૂર હતી અને નદીનો પ્રવાહ ઘણો જોશભેર ચાલતો હતો. તે છતાં પણ તે નિડરતાથી તરતી ચાલી જતી હતી. દુશ્મનોએ બાણુ ફેંકવાનાં બંધ કીધાં હતાં કારણુ કે હવે તેઓ બરાબર નિશાન તાકી શકતા નહોતા. તેના પગમાં જે મોજડીઓ હતી તે તેને પાણીમાં હરકત કર્યા કરતી હતી તેથી તેણે તેને ફેંકી દીધી અને પ્રવાહ ઘણા જોશથી વહેતો હતો તે છતાં પણ તે ધીમે ધીમે કિનારા તરફ ચાલી જતી હતી. પરંતુ તે હવે શ્રમિત થઇ. હવે તેને લાગ્યું કે મારાથી ઝાઝો વખત નિભી શકાશે નહિ. તેને તરફડીઆં મારતી જોઈ તેના પિતા તથા ભ્રાતાને લાગ્યું કે હવે

જહાંનારા બચવી મુશ્કેલ છે. પરંતુ ઈશ્વરકૃપાથી એવામાં તેને પાણીના પ્રવાહમાં તણાઇ જતું એક વૃક્ષ હાથ લાગ્યું. તેનાપર તે શ્વાસ લેવાને થોડી વાર થોભી. પાસેજ કિનારો તુટી પડવાથી નદીનો થોડો ભાગ પૂરાઇ ગયેલો માલૂમ પડયો. તે તરતજ તેનાપર કુદી પડી અને ધીમે ધીમે કિનારાપર ચાલી ગઈ. ત્યાં તેના પિતા તથા ભ્રાતાએ તેને આનંદધ્વનિથી વધાવી લીધી.

લોદીખાનને પોતાના પુત્ર અઝમતની કેવી દશા થઇ તે જાણવાની બહુ ચિંતા થઇ હતી. તેથી તેણે જહાંનારાને કહ્યું. "હું ધારૂં છું કે અઝમતે પોતાના પિતાના રક્ષણને માટે પોતાનો બલિ આપ્યો છે."

જહાંનારાએ ગંભીર સ્વરે ઉત્તર આપ્યો "હા. તે એક બહાદુર સૈનિક તરિકે મરણ પામ્યો છે. તે જીન્નતવાસી થયો છે."

"તેનું વૈર લીધા સિવાય તું આવી નથી એમ હું ધારૂં છું."

"તમારી ધારણા સત્ય છે. જે માણસે સમ્રાટ્‌ની સમક્ષ તેનું અપમાન કર્યું હતું તે માણસને યોગ્ય દંડ થયો છે. પિતાજી મેં તેને મારી નાંખ્યો છે."

"મારી વ્હાલી પુત્રી!" આટલા શબ્દો બોલી લોદીખાન પોતાની પુત્રીની ગરદનપર પોતાનું મસ્તક નાંખી એક બાળકની પેઠે રોવા લાગ્યો.

"અઝમત પોતાના હાથમાં શત્રુઓના રક્તથી રંગાયેલી તરવાર સહિત મરણ પામ્યો છે. આહા! કેવું સરસ મોત! અપમાનિત જીવન ગાળવા કરતાં આવું મોત કેટલું ઉત્તમ?"

લોદીખાનના સેવકોમાં માત્ર ત્રણજ માણસ જીવંત રહ્યા હતા. પાંચ જણ શત્રુઓના હાથમાંથી બચીને પાણીમાં તુટી પડયા હતા. તેમાં બે માણસ નદીમાં મરણ પામ્યા અને ત્રણ સહિસલામત બચીને નદી બહાર નીકળી શકયા. આટલા માણસોને પોતાની સાથે લઇને લોદીખાન માળવા તરફ ચાલવા લાગ્યો. તેણે આશરે ત્રીસેક ગાઉ

જઇને એક ગામમાં રાત્રિને માટે મુકામ કર્યો. તેનાપર અગાધ દુઃખ આવી પડયું હતું, પરંતુ તેણે દુઃખને લીધે પાદશાહને તાબે થવાને બદલે દુઃખની સામે થવાનો વધારે દ્રઢ નિશ્ચય કર્યો. તે ત્વરાથી પ્રવાસ કરવા લાગ્યો. અઝમતના મરણથી તેના હૃદયપર શોકનો ભારે બોજો આવી પડયો હતો. અઝમત તેના ઘરનું નૂર હતો. જો કે તે માત્ર એક બાળક હતો, પરંતુ તેણે એક વૃદ્ધ પુરુષનું ડહાપણ અને એક મહાન યોદ્ધાનું શૌર્ય દર્શાવ્યું હતું. તેના મરણથી તેને અતિ શોક થયો અને જ્યારે તેણે પોતાના દુશ્મનપર સખ્ત વૈર લેવાની પ્રતિજ્ઞા પુનઃ દ્રઢ કરી ત્યારે તેના જીવને ટાઢક વળી.

પાદશાહે તેને પૂર્વે માળવાનો સુબો નિયત કર્યો હતો. જ્યારે તે, તે દેશમાં પહોંચ્યો ત્યારે તેણે સૈન્ય એકત્રિત કરવા માંડયું. થોડા વખતમાં તેણે એક નાનું પણ મજબૂત અને ઉત્તમ રીતે કેળવાયેલું સૈન્ય એકત્રિત કર્યું. સમસ્ત સામ્રાજ્યમાં તેનું નામ સુપ્રસિદ્ધ હતું અને છેલ્લી બનેલી ઘટનાથી તે સર્વને પ્રિય થઇ પડયો હતો. પાદશાહે તેને ઝાઝી વાર જંપવા દીધો નહિ. તે નદીપાર ઉતરીને આવ્યો ત્યાર પછી વીસ પચ્ચીસ દિવસમાં નદીનાં પાણી ઉતરી ગયાં અને પાદશાહના માણસો માળવા તરફ કૂચ કરવા લાગ્યા. લોદીખાન રણાંગણમાં તેમની સામે થયો, પરંતુ તે પરાસ્ત થયો અને તેને નાસીને પર્વતોમાં છુપાઈ રહેવાની ફરજ પડી. પર્વતોમાં પુનઃ વર્ષાઋતુ આવી ત્યાં સુધી તેણે ઉત્તમ પ્રકારે પોતાનો બચાવ કર્યો. વર્ષાઋતુ આવતાં પાદશાહના માણસોને પાછા જવાની ફરજ પડી. લોદીખાને પોતાના શત્રુઓપર વારંવાર એકાએક છાપા મારીને, તેમનો ખોરાક લુંટી લઇને અને તેમને એ પ્રકારનાં અનેક દુઃખો આપીને કાયર કીધા હતા. તેથી અંતે તેઓ કંટાળીને દિલ્હી જતા રહ્યા અને માળવા પ્રાંત લોદીખાનનાજ હાથમાં રહ્યો.

લોદીખાન નાસી છૂટયો છે,' એ વાત જાણી પાદશાહને અતિ અચંબો થયો હતો. તે, તે ઉમરાવની શક્તિથી સુપરિચિત હતો. વળી તેની બુદ્ધિ અને તેની રાજદ્વારી કુશળતાથી તે સર્વ લોકોમાં કેટલો વજનદાર થઇ પડયો હતો તે પણ તે સારી પેઠે જાણતો હતો. આથી તેને ભય લાગ્યો કે જ્યાંસુધી એ અમીર જીવશે ત્યાંસુધી મારૂં રાજ્ય જોખમમાં છે. એ મરશે તોજ મારૂં સિંહાસન સુરક્ષિત રહેશે. આવા ભયથી તેણે તેનું મૂળ કાઢવાનો નિશ્ચય કર્યો. આથી ચોમાસાનો અંત આવ્યો કે તરતજ તેણે તેને પર્વતોમાંથી હાંકી કાઢીને મરેલો કે જીવતો આગ્રા આણવાનો હુકમ કરીને એક પ્રચંડ સૈન્ય માળવા દેશમાં મોકલી આપ્યું.

સેનાધિપતિ એક સુપ્રસિદ્ધ અમીર હતો. લોદીખાન જે પર્વતમાં છુપાયો હતો તેની પાસે તે પોતાનું પ્રચંડ સૈન્ય લઇને ગયો. તેની પાસે માણસો પુષ્કળ હતા તેથી લોદીખાનને તે કાંઇ વિસાતમાં ગણતો નહોતો. તેણે જ્યાં છાવણી નાખી હતી ત્યાં એક નૃત્ય કરનારી સ્ત્રી સાયંકાળે ગઈ અને સેનાધિપતિની આજ્ઞાથી તેની સમક્ષ પોતાની કળા અજમાવવા લાગી. થોડીવાર પછી સેનાધિપાત ભોજન કરવા બેઠો. ભોજન કરી રહ્યા પછી પુનઃ તે નૃત્ય સંગીત વગેરેની મોજ ભોગવવા લાગ્યો. પરંતુ ઘણીવાર સુધી તે, તે મોજ ભોગવી શકયો નહિ. થોડીવાર પછી તેણે શરબતનો એક ગ્લાસ પીધો અને ત્યાર પછી અલ્પ સમયમાં તેનું સ્વાસ્થ્ય બગડયું. સવાર થતાં તો તે સ્વધામ પહોંચી ગયો. આ રીતે એકાએક તેનું મરણ થવાથી તપાસ કરવામાં આવી તો તેને કોઇએ વિષ દીધું હતું, એમ સ્પષ્ટ જણાઇ આવ્યું. પેલી નૃત્ય કરનાર સ્ત્રી એકાએક ગુમ થવાથી તેનાપર ઘણાનો વ્હેમ ગયો. તેની શોધ કરવામાં આવી પરંતુ ક્યાંય પણ તેનો પત્તો લાગ્યો નહિ. સેનાધિપતિના મરણની ખબર લોદીને તરતજ થઇ.

"આવી રીતે એકાએક તે શાથી મરણ પામ્યો હશે?" એવા તેના પ્રશ્નનો ઉત્તર જહાંનારાએ નીચે પ્રમાણે આપ્યો:—

"હું ગુપ્ત વેશે દુશ્મનની છાવણીમાં ગઇ હતી અને મેં એક દુશ્મન ઓછો કર્યો છે. આ દુશ્મનની જગ્યા સુગમતાથી થોડા વખતમાં પૂરાઈ શકશે નહિ."

સેનાધિપતિના મરણથી સૈનિકોમાં નિરાશા ફેલાઇ અને તેઓ મંદ પડયા. આ તકનો લાભ લઇ લોદીખાન દક્ષિણમાં નાશી ગયો. દક્ષિણમાં સબળ મિત્રોએ તેને આશ્રય આપ્યો.

---

## પંચમ પરિચ્છેદ.




દીખાન હજી લશ્કરને તાબે થયો નથી, એ વાત જાણી શાહજહાંના દિલમાં અતિ ભય પેદા થયો. પરંતુ તેણે તો તેને પાદાક્રાંત કરવાનો નિશ્ચયજ કર્યો હતો. તેણે ઈરાદિત નામના એક સુપ્રસિદ્ધ સેનાધિપતિને એક મહા પ્રચંડ સૈન્ય આપીને લોદીખાનનો નાશ કરવાને માટે મોકલ્યો, પરંતુ ઈરાદિત લોદીખાનની સામે પ્રતિસ્પર્ધામાં ટકી શકે એવો નહોતો. લોદીખાન થોડા અનુયાયીઓને લઇને માળવાથી નાઠો ત્યારે તેની પાછળ બાર હજાર માણસોની ટુકડી પડી હતી, પરંતુ તે તેના હાથમાં આવ્યો નહિ. તે દક્ષિણમાં સહિસલામત નાસી ગયો. તેણે પાદશાહના સૈન્યપર આપત્તિ પાડવામાં કાંઇ કસર રાખી નહોતી. તે તેનાપર રાત્રિને સમયે એકાએક છાપા મારતો, તેનો સામાન લૂંટી લેતો, પર્વતની ગુફાઓમાં ભરાઇ રહેતો અને આ રીતે પાદશાહના માણસોના તેને પકડવાના પ્રયત્નોને નિષ્ફળ કરતો હતો.

આથી પાદશાહના માણુસો અંતે કંટાળ્યા અને તેમણે તેનો પીછો છોડી દીધો. લોદીખાન ગોવલકોંડામાં ગયો અને દોલતાબાદના નિઝામને આશ્રયે રહ્યો.

નિઝામે તેને શરણે રાખ્યો તેથી શહેનશાહને બહુ શોક થયો. પોતાના મિત્રની સહાયથી લોદીખાન મારા માણુસોને પરાજિત કરશે અને મને કદિ પણ તાબે થશે નહિ, એવો તેને ભય લાગ્યો. તે છતાં પણ તેને વશ કરવાનો કે તેનો નાશ કરવાનો પ્રયત્ન તો કરવોજ, એવા વિચારથી તેણે ઇરાદિતની પાછળ જાતે જવાનો નિશ્ચય કર્યો. જો ત્વરાથી તેનો નાશ થશે નહિ તો દક્ષિણના ઘણા સંસ્થાનિકો તેને સહાય કરશે, એવો પાદશાહને ડર લાગવાથી તે તરતજ પાટનગરથી દક્ષિણ તરફ જવાને નીકળી પડયો. સમ્રાટ્ જાતે દક્ષિણમાં ગયો તેથી લોદીને ઘણું નુકશાન થયું. દક્ષિણના સંસ્થાનિકો શહેનશાહની શક્તિ સારી પેઠે જાણુતા હતા તેથી તેમને તેનો ઘણો ડર લાગ્યો. શહેનશાહની ખફગી વ્હોરી લેવાને કોઇ પણ સંસ્થાનિક તૈયાર થયો નહિ. જેણે જેણે અગાઉ લોદીને સહાય કરવાનું વચન આપ્યું હતું, તે સર્વ જણે પોતાના વચનનો ભંગ કર્યો અને શહેનશાહની આજ્ઞાનો સ્વીકાર કર્યો.

હવે શાહજહાંએ નિઝામને વશ કરવાનો સંકલ્પ કર્યો, કારણ કે તેણે લોદીખાનને આશ્રય આપ્યો હતો. આથી તેણે દોલતાબાદના નિઝામની સામે ત્રણ સૈન્ય મોકલી આપ્યાં. પ્રત્યેક સૈન્યના માણુસોની સંખ્યા પચ્ચીસ હજારની હતી અને તેના સેનાધિપતિઓ ઇરાદિત, રાજા ગોપસિંહ તથા શાઇસ્તખાન હતા.

કેટલાક વખત સુધી લોદીખાનની કુશળતાથી નિઝામના લશ્કરે પાદશાહના લશ્કરની સામે સારી ટક્કર ઝીલી. લોદીખાને પોતાની હમ્મેશની રીત અનુસાર પર્વતની ગુફાનો આશ્રય લીધો હતો અને ઘાટ

ઘેરીને તે ઉભો રહેતો હતો. એક વખત તે બાર હજાર માણસો લઇને ઇરાદિત ઉપર તુટી પડયો અને તેના ઘણા માણસોનો નાશ કરીને તેને તે પ્રદેશમાંથી હાંકી કાઢયો. આથી શાહજહાંને એટલો ગુસ્સો ચઢયો કે તેણે ઇરાદિતને બરતરફ કર્યો અને તેના હાથ નીચે જે માણસો હતા તેના સેનાધિપતિ તરીકે પોતાના વઝીરને નીમ્યો. આ સેનાધિપતિ ઘણો સુપ્રખ્યાત હતો તેથી નિઝામના માણસોને મોટી નિરાશા ઉપજી. તે છતાં પણ તેમને હિમ્મત આવી. લોદીખાન ગુફાઓમાં ભરાઇ રહ્યો અને પાદશાહના માણસોના તેને હાંકી કાઢવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ કર્યા.

ત્યાર પછી શાહજાદો મુરાદ વઝીરની સાથે ગયો. જહાંનારાપરનો તેનો પ્રેમ હજી પણ ઓછો થયો નહોતો. તેના સૌંદર્યથી તે પ્રથમ તેનાપર મોહિત થયો હતો અને તેનું શૌર્ય જોઇને તેનો પ્રેમ વધારે દ્રઢ થયો હતો.

એક દિવસ શત્રુઓની સામે દારૂણ યુદ્ધ કર્યા પછી જહાંનારા રાત્રિને સમયે પોતાના તંબુની બહાર નીકળી અને શીતલસમીરની મંદમંદ લહરીઓનો ઉપભોગ લેવા લાગી. શારીરિક અને માનસિક શ્રમથી તેના મસ્તકમાં જે દુઃખારો થતો હતો તે શીતળસમીરથી નિવૃત્ત થયો.

દુર્ભાગ્યની પરાકાષ્ઠા થઇ હતી તેથી તેનું મન આત ઉદ્વિગ્ન થયું. તે અશ્રુ સારવા લાગી. તેના પિતાપર શત્રુએ જે વિપત્તિઓ પાડી હતી તેનું અર્ધું વૈર પણ હજી લઇ શકાયું નહોતું. તેજ દિવસે નિઝામે પોતાના માણસોને પાછા ખેંચી લીધા હતા અને પોતાના બહાદુર મિત્રને નિરાધાર છોડી મૂકયો હતો. તેની પાસે માત્ર ચારસેં પાંચસેં અનુયાયીઓ રહ્યા હતા. આટલા માણસોસહિત તેને એંશી હજાર કરતાં વધારે માણસોની સામે થવાનું હતું. નિઝામ પાદશાહના

વઝીરને તાબે થયો હતો અને તેણે લોદીખાનને તરછોડી મૂક્યો હતો. દક્ષિણનો બીજો કોઇ પણ સંસ્થાનિક તેને મદદ કરવાને તૈયાર નહોતો. હવે તેને આ જગતમાં સહાય કરનાર કોઇ પણ રહ્યું નહોતું. આથી લોદીખાનનો નાશ નિકટજ આવ્યો હતો અને જહાંનારાએ પણ પોતાના પિતાની સાથે મૃત્યુને શરણ થવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

આજ વાતના વિચારમાં તે પોતાના તંબુથી ઘણે દૂર નીકળી ગઇ. રાત્રિ શાંત અને સુખદાયક હતી, ધુમસ વરસતો હતો, તેથી તેના તમ મગજને શાંતિ થતી હતી. કદિ કદિ દૂરથી આવતા શિયાળના અવાજથી રાત્રિની ગંભીર શાંતિમાં પ્રત્યવાય નડતો હતો. નિકટના ઝરામાં મંદ ગતિથી પ્રવાહ ચાલતો હતો તેથી તેમાંથી ધીમો અવાજ નીકળતો હતો. આ અવાજ સાંભળવાથી પણ જહાંનારાના ખિન્ન હૃદયને જરા સુખ થતું હતું. ઉપર જણાવેલા અવાજ શિવાય સર્વત્ર અપૂર્વ શાંતિ પ્રસરી રહી હતી. તે વિચારનિમગ્ન થઇ મંદ પગલે ચાલતી હતી. તે એક ટેકરીની નિકટ મોટા રસ્તામાંથી નાનો રસ્તો નીકળતો હતો ત્યાં આગળ આવી પહોંચી; અને પોતાની આંખ ઉંચી કરીને જોવા લાગી તો પાસેની વૃક્ષઘટામાંથી એક આકૃતિને નીકળીને આવતાં તેણે જોઈ. આ આકૃતિને જોઇને તે થોભી ગઇ. તેણે પોતાની કટાર કમ્મરમાંથી ખેંચી કાઢી અને સાવધતા પૂર્વક આગળ વધીને તે બોલી "કોણ છે?" ત્યાર પછી તે ઠેકડો મારીને આગળ કુદી અને ઉક્ત આકૃતિની છેક નિકટ આવી પહોંચી. આ વખતે તેના હાથમાંની નગ્ન કટાર તિમિરમાં પણ ચમકારા મારી રહી હતી.

"જહાંનારા!" આ શબ્દ બોલનાર મુરાદજ હતો એવી તેની તરત ખાત્રી થઇ.

"શાહજાદા! રાત્રિને વખતે આ રીતે ગુપ્ત શામાટે આવ્યા છો? શું તમે ગુપ્તચરનું કામ કરો છો? શું તમે ખિજવાયેલા સિંહની

સાથે સામી છાતીએ લડતાં ડરો છો કે આવી રીતે છળકપટથી તેનો વધ કરવા ઇચ્છો છો ? તીડો માત્ર પોતાના સંખ્યાબળથી આખા દેશને પાયમાલ કરી દે છે. તે રીતે તમારાં લશ્કરો લોદીખાનને ઘેરી લેશે, પરંતુ તમે તેને કદિ પણ વશ કરવાને શક્તિવાન થશો નહિ."

"હું તમારી પાસે ગુપ્તચર તરિકે આવ્યો નથી." મુરાદે આતુરતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો "પરંતુ સમસ્ત વિશ્વમાં જે ઉત્તમોત્તમ સ્ત્રી છે તેના પ્રેમનો હું ભૂખ્યો છું, એમ તમને જણાવવાને આવ્યો છું. જો સુંદર જહાંનારા તૈમુરના વંશજ સાથે જોડાવાને રાજી થશે તો હજી પણ તમારા પિતાને સ્વતંત્રતા, માન અને પદ્વી મળશે અને સર્વ ગત વાતોને ભૂલી જવામાં આવશે."

"ના, ના, શાહજાદા ! ભૂતકાળની વાતો કદિ પણ ભૂલી શકાય એવી નથી. અઝમતનું મરણ અને મારા પિતાનું અપમાન એ એ ઘટનાઓની છાપ કદિ પણ ભુસાઇ શકશે નહિ. મેં મારા બંધુને પ્રાણત્યાગ કરતાં જોયો છે, મારા પિતાને અપમાન પામતાં જોયા છે. આ જગતમાં બસ મને એકજ વસ્તુ હવે પ્રિય છે. બસ વૈરજ મને પ્રિય છે. શાહજાદા મુરાદ ! અમારૂં કુટુંબ આપત્તિના વાદળથી ઘેરાઇ ગયું છે. અમે સર્વ સાથેજ મરણ પામીશું. હવે અમારો મુએજ છૂટકો છે. અમે પાદશાહને કદિ પણ તાબે થઇશું નહિ. અમે મરણજ પામીશું. અમે મરવાને માટે તૈયાર છીએ. પરંતુ જેઓ પોતાના હાથમાં શસ્ત્ર ગ્રહણ કરીને મરણીઆ થઇને લડે છે તેનાથી બહુ બ્હીવાનું છે હોં ! અમે શત્રુને ધ્રુજાવીએ છીએ એ કાંઇ અમારી જેવી તેવી હિમ્મત નથી."

"જહાંનારા ! આ સર્વ વચનોની હમણાં શી આવશ્યકતા હતી ? હું તમને સ્વાતંત્ર્ય આપવાને આવ્યો છું—જે ઉચ્ચ પદ્વી ભોગવવાનો તમારો જન્મસિદ્ધ હક્ક છે તે આપવાને હું આવ્યો છું."

"સ્વાતંત્ર્ય! સ્વાતંત્ર્ય! શાહજાદા મુરાદ! શું તમે મને સ્વાતંત્ર્ય આપશો? હું તો સ્વતંત્ર રહેતીજ આવી છું—હું સ્વતંત્રજ છું—હું સ્વતંત્રજ રહીશ, અને ખાન લોદીની પુત્રી કહેવરાવવા કરતાં અન્ય ઉચ્ચ માન શેમાં રહેલું છે તે હું જાણુતી નથી. તમે અહીંઆંથી ચાલ્યા જાઓ. આ રીતે ગુપ્ત વાર્તાલાપ કરવો એ તમને શોભતું નથી. અને એવા વાર્તાલાપને ઉત્તેજન આપવું એ મને પણ છાજતું નથી. રાત્રિને સમયે—કવખતે શત્રુની છાવણીમાં આવવાનું પ્રયોજન શું? મારી આગળથી ચાલ્યા જાઓ, નહિતો તમારી સાથે દુશ્મન તરિકે વર્તવાની મને ફરજ પડશે."

"રાત્રિને સમયે આવવાનું કારણ મારાપર કોઇને શક ન આવે એ છે. તમારા કુટુંબને મૃત્યુના મુખમાંથી બચાવવાને અને તમને શહેનશાહના પુત્રનું અંતઃકરણ અર્પવાને માટે અહીંઆં આવવામાં મેં કેટલુંક જોખમ ખેડયું છે."

"પરંતુ તમારી કૃપા મારે જોઇતી નથી. એક આપખુદ પાદશાહના પુત્રને માટે મારા મનમાં ગમે તેટલું માન હોય તે છતાં પણ હું તેને પરણી શકતી નથી. આ મારો નિશ્ચય કદિ પણ ડગનાર નથી. હવે હું તમારી સાથે કાંઇ પણ વાત કરવા માગતી નથી. હવે કાલે આપણે સમરાંગણમાં મળીશું."

મુરાદ બોલવા જતો હતો એવામાં જહાંનારાએ પોતાની પીઠ ફેરવી. સલામ કરવાના નિમિત્તથી પોતાનો હસ્ત હલાવ્યો અને પોતાના તંબુ તરફ જવાને નીકળી. ત્યાં જઇને તે પોતાના પલંગપર પડી. તેના મનમાં અનેક વિચારો ઉભરાઈ જવા લાગ્યા. લાગણીઓની મારામારી થવા લાગી. મુરાદ તેને જે પ્રેમથી ચાહતો હતો તે વિસરી શકાય એવો નહોતો. તેને માટે તેનું અંતઃકરણ બળતું હતું. તેણે તેની માગણીનો સખ્ત રીતે અનાદર કર્યો હતો, પરંતુ તેણે બે વખત તેની જીંદગી

બચાવી હતી, એ વાત તે ભૂલી શકતી નહોતી. તો પણ પિતા પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બજાવવામાં તેણે અન્ય સર્વ લાગણીઓનો લય કર્યો હતો.

તે પોતાના મન સાથે બોલી "મુરાદ મારા પિતાના કટ્ટા શત્રુનો પુત્ર છે. માટે મારે તેની સાથે શત્રુવતજ વર્તવું જોઇએ."

જહાંનારાએ પોતાની પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો તેથી મુરાદને અતિશય દુઃખ થયું. પોતાના માણસોનો શક વ્હોરી લેવાનું તેમજ દુશ્મનોના હાથમાં ગુપ્તચર તરિકે પકડાઈ જવાનું જોખમ તેણે ખેડયું હતું, તોપણ છેવટે તેને સખ્ત નિરાશાજ મળી હતી. જહાંનારા તેની સાથે મગરૂરીથી વર્તતી હતી તે છતાં પણ તે પોતાના મનમાં તેની પ્રશંસા કર્યા વિના રહી શકયો નહિ. તેનું કુટુંબ ભારે આપત્તિમાં આવી પડયું હતું–નાશ પામવાની અણીપર આવી પડયું હતું અને તેનો બચાવ તે કરી શકયો નહોતો તેથી તેને બહુ દુઃખ થયું.

પ્રાતઃકાળ થયો. લોદીખાન જે ઘાટ ઘેરીને પડયો હતો તે ઘાટ પર હુમલો કરવામાં આવ્યો. પાદશાહના માણસોને મોટી સંખ્યામાં મારી નાંખી લોદીખાને પાછા હડાવ્યા. જહાંનારા પણ પોતાના પિતાની સાથેજ હતી અને તે પણ એક ખરા શૂરવીર યોદ્ધાની પેઠે લડતી હતી. પાદશાહના માણસોએ પુનઃ હલ્લો કર્યો. પુનઃ તેમનો પરાજય થયો અને તેમને પાછા ફરવાની ફરજ પડી. તે છતાં પણ લોદીના થોડા માણસો પ્રત્યેક હુમલાની સાથે વધારે થોડા થતા જતા હતા અને આખરે તેને પોતાના માત્ર મુઠીભર યોદ્ધાઓ સાથે ઘાટ છોડી જવાની જરૂર પડી. પર્વતની બીજી બાજુએ મેદાનમાં તે ઉતરી પડયો અને ત્યાંજ શત્રુની સામે યુદ્ધ કરી પોતાના હાથમાં શસ્ત્રસહિત મરણ પામવાની પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાનો તેણે નિશ્ચય કર્યો. તે ત્યાં થોડીવાર ઉભો રહ્યો એટલામાં શત્રુના માણસો આવી પહોંચ્યા. તે ત્યાં તેમની સાથે યુદ્ધ કરવાને તૈયારજ હતો.

હવે તેની પાસે માત્ર બત્રીસ અનુયાયીઓ રહ્યા હતા. તેમાં તેના પુત્ર હુસેનનો તથા તેની પુત્રી જહાંનારાનો પણ સમાવેશ થતો હતો. તેણે તે સર્વને આતુરતાપૂર્વક કહ્યું "તમે નાસી જશો તો હજી પણ બચી શકશો. હું શત્રુની સામે યુદ્ધ કરીને મરીશ." આ શબ્દો સાંભળી સર્વને અતિ શોક થયો. તેમાંના કોઇએ પણ નાસી જવાની ઇચ્છા દર્શાવી નહિ. તેમણે પોતાના પ્રિય નેતાની સાથે હાથમાં શસ્ત્રસહિત મૃત્યુ પામવાનો પોતાનો દ્રઢ વિચાર જણાવ્યો. તેમનો વિચાર જાણી લીધા પછી લોદીખાન બોલ્યો "ઠીક, ત્યારે તો તેમજ થવા દો. થોડા મરણીઆ માણસો કેટલા શત્રુનો નાશ કરી શકે છે તે આપણે આપણા દુશ્મનોને સારી રીતે બતાવી આપવું જોઇએ. તેમને વિજય તો પ્રાપ્ત થશે, પરંતુ તે બહુ મોઘો પડી જશે."

પાદશાહના માણસો લોદીખાનની તરફ ધસ્યા. લોદીખાને તેમને પોતાનાથી સો કદમના અંતર સુધી આવવા દીધા અને પછી તેમનાપર શરવૃષ્ટિ કરવાની પોતાના માણસોને આજ્ઞા કરી. તેમણે ફેંકેલા શરોથી શત્રુ પક્ષનાં ઘણાં માણસોનો ઘાણ વળ્યો. જહાંનારાએ પોતાના અશ્વને શત્રુઓની તરફ ફેરવ્યો અને જે અમલદાર ટુકડીને મોખરે હતો તેનાપર તાકીને એક બાણ ફેંકયું. આ બાણ તેની ઢાલમાં વાગ્યું અને તેણે તે ઢાલના ચામડાને તોડી નાંખ્યું. આ વખતે શત્રુપક્ષના માણસોમાંથી એક જણે જહાંનારાને એક ગોળી મારી. આ ગોળી જહાંનારાના હૃદયમાં ઉતરી ગઈ. તે પોતાના અશ્વપરથી નીચે તૂટી પડી. તેના ઘામાંથી રક્તની ધારા છૂટવા લાગી. તેને ઉંચકીને બેઠી કરવાને માટે મુરાદ એકદમ દોડી આવ્યો. તેણે તેને ઉંચકવા માંડી તે વખતે તેણે પોતાની તેજોહીન આંખો ઉઘાડીને મુરાદ તરફ સખ્ત નિરાશામય દ્દષ્ટિ ફેંકી, એક ઉંડો નિઃશ્વાસ છોડયો અને તેના હૃદયપર પોતાનું મસ્તક ઢાળી દીધું—તે મરણ પામી.

આ ઘટના લોદીખાને જોઈ. તેણે પોતાના માણસોને આગળ વધવાની આજ્ઞા કરી. તેના અનુયાયીઓ પોતાના અશ્વને એડી મારીને આગળ ધસી આવ્યા અને એક પળમાં શત્રુની ભેગા થયા. બન્ને પક્ષ વચ્ચે થોડીવાર સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. મુરાદે એક અસિપ્રહાર કરી હુસેનને કાપી નાખ્યો. જે સ્ત્રીને પોતાના જાનના જોખમે તે બચાવવાને તત્પર હતો તે સ્ત્રીના બંધુ પ્રત્યે તેને જરા પણ દયા ઉત્પન્ન થઇ નહિ.

આ સમયે ખાન લોદીના અનુયાયીઓએ જે અપૂર્વ શૌર્ય દર્શાવ્યું તે જોઇને તેમના શત્રુઓ દિઙ્મૂઢ બની ગયા. તેમણે અનેક શત્રુઓના પ્રાણ લીધા અને સમરક્ષેત્રને લોહીથી રંગી નાંખ્યું. લોદીખાને પોતાની તલવારથી છ અમલદારોને મારી નાંખ્યા. આખરે તેને સ્કંધમાં એક અસિપ્રહાર થયો તેથી તે અશક્ત થઈ ગયો. તેના હાથમાંથી તલવાર સરી પડી. તરતજ શત્રુઓ તેની આસપાસ ફરી વળ્યા અને તેમણે તેને કાપી નાંખ્યો. મૃત્યુ સમયે તેણે આકાશ તરફ પોતાનું મુખ ઉંચું કર્યું હતું, તેના વદનપર મંદ સ્મિત ફરકી રહ્યું હતું અને તેના ડાબા હાથમાં કટાર ઝગઝગી રહી હતી. તેના અનુયાયીઓ મૃત્યુ પર્યંત લડયા, અને સર્વે કપાઇ મુઆ—એક પણ બચ્યો નહિ. પરંતુ વિજેતાઓને સસ્તી કિંમતે વિજય મળ્યો નહિ, લોદીખાનના મૃત્યુનું સંપૂર્ણ વૈર લેવાયું.





# ७–मराठा सरदार.

## પ્રથમ પરિચ્છેદ.



પશ્ચિમઘાટના એક સાંકડા માર્ગપર થઇને એક લશ્કરી ટુકડી મદુરા તરફ જતી હતી. સાયંકાળ થયો હતો. જંગલની વૃક્ષઘટાને લીધે તિમિર વધારે લાગતું હતું. દિવસે સૂર્યનો પ્રખર તાપ સહન ન થઇ શકવાથી પ્રવાસીઓએ પોતાના પ્રવાસનો પુનઃ પ્રારંભ કરવાને સાયંકાળ પસંદ કીધો હતો. હવે ધીમે ધીમે તિમિર વૃદ્ધિંગત થતું ગયું અને રાત્રિ પડવા લાગી. જે માર્ગમાંથી તેઓ પસાર થતા હતા તે અત્યંત સાંકડો માર્ગ હતો. આકાશ ચકચકિત દેખાતું હતું અને તારાઓ ઘણા પાસે પાસે જણાતા હતા. તોપણ તારાનો ઝાંખો પ્રકાશ વૃક્ષઘટા ભેદીને પ્રવાસીઓની પાસે આવી શકતો નહોતો.

આ ટુકડીના મધ્ય ભાગમાં એક મૂલ્યવાન પાલખીને ચાર ભોઇઓ ઉચકીને ચાલતા હતા. આ પાલખીના ઉપર એક ઉત્તમ રેશમી વસ્ત્ર ઢાંકવામાં આવ્યું હતું તેથી અંદર બેઠેલાં માણસને કોઇ જોઇ શકતું નહોતું.

એક રસવિહીન ગાયન ગાતા ગાતા હમાલો પાલખીને લઇને મંદ ગતિથી ચાલતા હતા. મંદ ગતિનું કારણ એ હતું કે જમીન સરખી

નહોતી. જો કે તેઓ મંદ ગતિથી ચાલતા હતા તોપણુ તેમનાં પગલાં મક્કમ હતાં. તેઓ ઠોકર ખાતા નહોતા. તેની સાથે દોઢસો માણુસોની ટુકડી ચાલતી હતી. કંટાળાભરેલો રસ્તો ઝટ કપાઇ જાય એટલા માટે તેઓ પરસ્પર વાર્તાલાપ કરતા ચાલતા હતા. તેમના આ ધ્વનિનો પ્રતિધ્વનિ ડુંગરોમાં થતો હતો.

આખરે તે સર્વ માણુસો બે મજબૂત ખડકોની વચ્ચે આવેલા એક અતિ સાંકડા માર્ગમાં આવ્યા. આ માર્ગ એટલો બધો સાંકડો હતો કે ખડકોની વચ્ચે થઇને પાલખી લઇ જવાનું કાર્ય અતિ કઠિન હતું. બે માણુસો સાથે જઇ શકતા નહોતા. તેઓ મહા પ્રયાસે આ માર્ગમાંથી પસાર થયા. પરંતુ તેઓ તેને બીજે છેડે પહોંચ્યા એટલે સશસ્ત્ર માણુસોની એક ટુકડીએ તેમનો માર્ગ રોકયો. પાલખી આગળ હતી અને બીજા માણુસો પાછળ હતા. ભોઇઓ સ્વાભાવિક રીતે કાયર હોવાથી પાલખી મૂકીને નાસી ગયા હોત, પરંતુ માર્ગ સાંકડો હતો તેથી તેઓ તેમ કરી શકયા નહિ. તેઓ પેલા સશસ્ત્ર માણુસોને આજીજી કરીને તેમની કૃપા સંપાદન કરવાને પ્રયત્ન કરવા લાગ્યા.

પરંતુ તેમની આજીજીના પ્રત્યુત્તરમાં તેમણે તેમની સ્કંધપરથી પાલખી ઉઠાવી લીધી અને તેમને ત્યાંથી નાસી જવાની આજ્ઞા કરી અને જો નાસી નહિ જશો તો દેહાંત દંડ કરીશું, એવી તેમને ધમકી આપી. નાસી જવાનું કાર્ય સ્હેલું નહોતું કારણુ કે તેમની પાછળ સૈનિકો આવતા હતા. તે છતાં પણુ કેટલીક મુસ્કેલી સહન કરીને તેઓ નાસી ગયા. પરંતુ જ્યારે તેમની સાથે રહેલા સૈનિકોએ આ વાત જાણી ત્યારે તેઓ ત્વરાથી આગળ ધસ્યા. પરંતુ જે માણુસ તે સાંકડા માર્ગને નાકે પ્રથમ પહોંચ્યો તેનું અંગ એક ભાલાવતી વિંધી નાંખવામાં આવ્યું.

"તું આગળ પગલું ભરશે એટલે તરત તારૂં મૃત્યુ થશે" એક

માણુસ બોલ્યો. તેના અવાજપરથી તે આજ્ઞા કરવાનેજ જન્મ્યો હોય એમ જણાતું હતું. તમારાં સર્વ માણુસને મચ્છરની પેઠે ચોળી નાંખવાને માટે અમારી પાસે પુરતાં માણુસો છે. આજ જગ્યાએ તમે થોડીવાર સુધી મૌન ધારણ કરીને ઉભા રહો એટલે પછી તમને રોકવામાં આવશે નહિ."

"પાલખી ક્યાં છે?" પેલા સાંકડા માર્ગમાં ઉભા રહેલા માણુસોના નાયકે પૂછ્યું.

"જે સ્થળે તેની તથા તેમાં બેઠેલી સુંદર સ્ત્રીની સારી સંભાળ લેવામાં આવશે ત્યાં તે સુરક્ષિત છે. અમે સારી પેઠે જાણીએ છીએ કે આ ખરબચડા ડુંગરોમાં તેમને આનંદ મળ્યો નહિ હશે, તેમજ તેઓ ક્ષુધાતુર પણુ હશેજ, તેથી અમે તેમનો સત્કાર કરી તેમને આનંદ આપવાને માટે તથા તેમની ક્ષુધાની નિવૃત્તિ કરવાને માટે ઉદ્યુક્ત થયા છીએ."

"આ પ્રકારનું જુલમી આદરાતિથ્ય કરનાર કોણુ છે?"

"શિવાજી મહારાજ. શાહજાદી રોશનઆરા તેમને ત્યાં સુરક્ષિત રહેશે. તમે જ્યારે પાછા જાઓ ત્યારે તમારા શહેનશાહને કહેજો કે "જે લોકોને તમે તિરસ્કારપૂર્વક "ડુંગરના લૂંટારા" કહો છો તે લોકોના કબજામાં તમારી શાહજાદી છે." શિવાજી મહારાજ દિલ્હીના સિંહાસનને માટે પણુ કદાચ તમારા શહેનશાહની સાથે યુદ્ધ કરશે, માટે તે મરાઠાઓના નાયકની સાથે તેનો વિવાહ સંબંધ થાય તો તેથી તેને ખોટું લગાડવાનું કાંઈ કારણુ નથી."

કેટલાક માણુસો પાલખી લઇને ચાલ્યા ગયા હતા. માત્ર તેમનો નાયક અને કેટલાક સૈનિકો પેલા સાંકડા માર્ગના નાકા આગળ ઉભા હતા. પેલા સૈનિકો પાલખીને સુરક્ષિત સ્થળે મૂકીને જંગલના જુદા જુદા ભાગોમાં વિખરાઈ ગયા. જંગલના સર્વ ભાગો તેમને સુપરિચિત

હતા. પાદશાહના સૈનિકો પાલખી અને શાહજાદીને ગુમાવવાથી એટલા બધા ગુસ્સે થયા કે તેમણે હમાલોને પકડી પાડીને ત્યાં ને ત્યાંજ ઠાર કર્યા. પછી તેમણે પાદશાહને એવું કહેવાનો નિશ્ચય કર્યો કે "ભોઇઓ હિંદુ જાતિના હોવાથી તેઓ જાણી જોઇને આ સાંકડા માર્ગમાં પાલખી લઇ ગયા હતા અને તેમણે શાહજાદીને શત્રુના હાથમાં સોંપી દીધી હતી." ઔરંગઝેબ કેવો ક્રૂર હતો તે તેઓ સારી પેઠે જાણતા હતા. અને પોતાના કબજામાં સોંપેલી શાહજાદીને શિવાજીનાં માણસો લઈ ગયાં, એ વાતની તેને ખબર પડે ત્યારે તે શું કરશે તે પણ તેઓ સારી પેઠે જાણતા હતા. અકસ્માત અથવા બારિક સંયોગોમાં ફસાઇ જવાથી જો કોઇ માણસ નિષ્ફળ થાય તો તેના પ્રત્યે પણ પાદશાહ દયાથી વર્તતો નહોતો. તેની ધારણા પ્રમાણે જો કાર્ય ન થાય તો તે કાર્ય જેને સોંપવામાં આવ્યું હોય તેને તે શિક્ષા કર્યા વિના કદિ પણ રહેતો નહિ અને ઘણી વખત તે દેહાંત દંડ જ કરતો. તેના હૃદયમાં જરા પણ દયા નહોતી. પોતાનો સ્વાર્થ સાધવામાં તેણે જે માણસોને હથિયાર તરિકે વાપર્યા હોય તેજ માણસો પ્રતિ તે સહાનુભૂતિ દર્શાવતો.

શહેનશાહ આ વખતે મદુરા આગળ છાવણી નાંખીને પડયો હતો અને ત્યાં તે દરરોજ પોતાની પુત્રીની રાહ જોતો હતો. પરંતુ તેની પુત્રી મરાઠાઓના હાથમાં ગઇ અને તેનું રક્ષણ કરવા મોકલેલા માણસો શહેનશાહને આ વાત કહેતાં ડરતા હતા. તે દક્ષિણમાંથી નીકળીને મદુરા તરફ જતી હતી, પરંતુ બહાદુર મરાઠાઓએ તેને ઘાટમાં પકડીને પોતાના કબજામાં લીધી.

શાહજાદીની પાલખી તેનાં માણસો પાસેથી લઇ લીધા પછી મરાઠાઓ તેને એક નાના ડુંગરી કિલ્લામાં લઇ ગયા. હજી અંધારૂં હતું તોપણ તેઓ ડુંગરનો નીચો પ્રદેશ છોડીને ઉચ્ચ પ્રદેશપર આવ્યા

હતા તેથી તેઓ નિકટના પદાર્થો જોઇ શકતા હતા. આથી તેમને ચાલતાં કાંઇ પણ અડચણ પડતી નહોતી. શાહજાદીને પાલખીમાંથી ઉતરવાને માનપૂર્વક કહેવામાં આવ્યું. શાહજાદી પાલખીમાંથી ઉતરી એટલે તેને એક ટોપલામાં બેસાડવામાં આવી અને તત્પશ્ચાત્ તેઓ તેને એક નાના કિલ્લામાં લઇ ગયા. આ કિલ્લામાં એક અતિ સાંકડી ગલીમાંથી જવાતું હતું. તેઓ આ ગલીને નાકે આવ્યા એટલે શાહજાદીને એક દાદર દ્રષ્ટિગોચર થયો. આ દાદરેથી કિલ્લામાં જવાતું હતું. આ કિલ્લો કાંઇ ઘણો મોટો નહોતો. તેમાં માત્ર સોળ ચોકીદારો રહેતા હતા.

શાહજાદી રોશનઆરાને એક નાની ઓરડીમાં લઇ જવામાં આવી. જો કે આ ઓરડી નાની હતી તોપણ તેમાં પુષ્કળ હવા આવતી હતી. તેની ચોકી કરવાને માટે બે સ્ત્રીઓ મૂકવામાં આવી હતી. શાહજાદીની વય માત્ર સત્તર વર્ષની હતી. તે કાંઈ સુંદર સ્ત્રી ગણી શકાય નહિ, તો પણ તેનો ચ્હેરો સામાન્ય રીતે ઠીક હતો. તેના શરીરનો બાંધો સારો હતો, તેનું શરીર નિરોગી અને મજબૂત હતું અને તેનું વદન પ્રફુલ્લિત દેખાતું હતું. તેના પિતાને તે ઘણી પ્રિય હતી, તેથી તેને આશા હતી કે મને છોડવવાને માટે તે તરત પ્રયત્ન કરશે. આથી તે આ દશામાં આવી પડી તે માટે તેને ઝાઝો શોક થતો નહોતો. ઔરંગજેબ યુદ્ધકળામાં ઘણો કુશળ હતો અને તે કોઇકજ વખત હાર ખાતો. પોતે કોના પંજામાં સપડાઇ છે તે રોશનઆરા જાણતી નહોતી પરંતુ માત્ર કેટલાક લૂંટારાઓ મને પકડી લાવ્યા છે, એટલુંજ માત્ર તે જાણતી હતી. તે ધારતી હતી કે લૂંટારાઓ મારા પિતા કનેથી દ્રવ્ય મેળવવાની આશાથી મને પકડી લાવ્યા હશે, પરંતુ મારા પિતા તેમને એક પાઇ પણ પરખાવવાના નથી, મને તેઓ તલવારના બળથી છોડાવી જશે.

બે દિવસ સુધી તો તેના ચોકીદારો શિવાય કોઇ પણ માણસ તેની દ્રષ્ટિએ પડયું નહિ. તે હમ્મેશાં જનાનખાનામાં રહેતી હોવાથી આ એકાંતવાસથી તેને જરા પણ દુઃખ થયું નહિ. જે બે સ્ત્રીઓ તેની સેવામાં હતી તેમાંની એક સ્ત્રી વાર્તા કરવામાં ઘણી કુશળ હતી. તેને ઘણી વાર્તા આવડતી હતી, અને રામાયણ તથા મહાભારતમાંની નાની નાની કથાઓ પણ તે જાણતી હતી. આ વાર્તાઓ કહીને તે રોશનઆરાનું દીલ ખુશ કરતી હતી. આ રીતે રોશનઆરાનો વખત ઘણી સ્હેલાઇથી નીકળી જતો હતો. આખરે શાહજાદીને પોતે કોના હાથમાં સપડાઇ છે તે જાણવાની ઇચ્છા થઇ. પરંતુ તે વિષે કોઇ પણ માણસ તેને વાત કરતું નહોતું. એક સુંદર ગુલામડી દરરોજ તેને માટે ભોજન લાવતી હતી. આ ભોજન અતિ ઉત્તમ પ્રકારનું હતું. ગુલામડીને 'મને અહીંઆં કોણે પકડાવી મંગાવી છે' એવો પ્રશ્ન તે કરતી ત્યારે તે એક શબ્દ પણ બોલતી નહિ. આથી દિન પ્રતિદિન તેની ચિંતા વૃદ્ધિંગત થતી ગઇ.

ચોથે દિવસે સવારમાં નોકરોમાં અસાધારણ પ્રવૃત્તિ ફેલાઈ રહી. કોઇ મોટા માણસનું આગમન થવાનું હતું તેથી સૌ અતિ પ્રવૃત્તિશાળી બની રહ્યાં હતાં. ગુલામડી જ્યારે રોશનઆરાને માટે ભોજન લઈ આવી ત્યારે 'આજે કોણ આવવાનું છે' એવો પ્રશ્ન તેણે તેને પૂછયો, પરંતુ તેણે કાંઈ પણ પ્રત્યુત્તર વાળ્યો નહિ. રોશનઆરાએ તેને લાંચ આપવા માંડી, પરંતુ તેથી પણ તે લલચાઇ નહિ. આથી શાહજાદીને ધૈર્ય ધારણ કરીને બેસી રહેવું પડયું. અને ધૈર્ય ધારણ ન કરે તો કરે પણ શું? પરંતુ તેના અંતઃકરણના ઉંડા ભાગમાં અસંતોષ અને અશાંતિના તરંગો ઉછાળા મારતા હતા. તેણે ભોજનનો પરિત્યાગ કર્યો, તે ઉદાસ બનીને બેસી રહી અને પેલી સ્ત્રીની વાર્તા પ્રત્યે પણ ધ્યાન આપવાનું બંધ કર્યું. વારંવાર તેની આંખમાંથી

અશ્રુધારા વહેવા લાગી. તે પકડાઇ તેટલા માટે જેટલી દુઃખી નહોતી તેટલી તેના પ્રત્યે કોઇ લક્ષ ન આપતું હતું તેટલા માટે તે દુઃખી બની હતી. તે આ પ્રમાણે શોકનિમગ્ન થઇને એકાંતમાં બેઠી હતી એવામાં તેની ઓરડીનું દ્વાર ઉઘડયું અને એક માણસ તેની સમક્ષ આવીને ઉભો રહ્યો. તે આશ્ચર્યચકિત પણ થઈ અને આનંદ પણ પામી. આ માણસ કદે ઠીંગણો હતો. પરંતુ તેનો બાંધો મજબૂત હતો. તેની વય ત્રીસ વર્ષ કરતાં ઓછી જણાતી હતી. તેનું વદન ગોળ અને સુંદર હતું. તેની આંખમાં અસાધારણ તેજ હતું અને તેનામાં અદ્દ્ભુત આત્મબળ જણાતું હતું. તેનો દેખાવ સ્હેજ કરડો જણાતો હતો. તેની પ્રકૃતિ ચપળ અને ચંચળ તથા તેની અવલોકન શક્તિ સૂક્ષ્મ હતી. તેનું કપાળ વિશાળ અને ઉંચું તથા દર્પણના જેવું સ્વચ્છ અને સુંવાળું હતું. તેના વદનપર વાળ બિલકુલ નહોતા, તોપણ તેની મુછ મોટી હતી. તેની ગરદન ટુંકી પણ ભરાઉ હતી; તોપણ તેનું વક્ષઃસ્થળ વિશાળ હોવાથી બળ અને સાહસિકતાનું ઘોતક હતું. તેના પગ ઘુંટણ સુધી ખુલ્લા હતા અને મજબૂત દેખાતા હતા. સંક્ષેપમાં તેનું અંગ સુંદર અને મજબૂત દેખાતું હતું. તેના શરીરમાં સૌંદર્ય અને બળનું સંમેલન થયું હતું.

તે માણસે શાહજાદીની સમક્ષ આવીને તેને માનપૂર્વક સલામ કરી અને પછી અદબ વાળીને ઉભો રહ્યો. શાહજાદીએ જરા પણ અપ્રસન્નતા દર્શાવ્યા વિના તેની મુખચ્છાવનું દર્શન કર્યું. તેનું વદન શનૈઃ શનૈઃ વધુ પ્રફુલ્લિત થતું ગયું અને તેનો આનંદ વૃદ્ધિંગત થતો ગયો. આ પુરુષ પોતે પ્રથમ બોલશે, એવી આશાથી તે મૂક રહી. તે તો એક શબ્દ પણ બોલ્યો નાહ. તે તો જાણે રોશનઆરાની આજ્ઞા શિરોમાન્ય કરવાને તત્પર હોય તેમ પોતાની આંખ તે સુંદર-બાળાપર દૃઢ રીતે સ્થિત કરીને મૌન ધારણ કરી ઉભો રહ્યો. તેની

આંખમાં આનંદની છાયા દ્રષ્ટિગોચર થતી હતી અને કદિ કદિ તેનો ઉપલો હોઠ હાલતો હતો. આ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તે કોઈ પણ પ્રકારનો જુલમ કરવા ઇચ્છતો નહોતો.

અંતે શાહજાદી રોશનઆરા મૃદુ સ્વરે બોલી "અહીંઆં મને કોણ લાવ્યું છે? અને કોના હુકમથી મને અહીંઆં રાખવામાં આવી છે?"

"મરાઠાઓના સરદાર શિવાજીની આજ્ઞાથી તમને અહીંઆં રાખવામાં આવ્યાં છે."

"પરંતુ હિંદુસ્તાનના સમ્રાટ્ ઔરંગઝેબની શાહજાદીને માર્ગમાંથી પકડીને આ કિલ્લામાં શા માટે લાવવામાં આવી છે?"

"કારણ કે શિવાજી ઔરંગઝેબની સાથે મિત્રતા ભરેલો સંબંધ સાધવા માગે છે અને તેની પુત્રીને તે એ કાર્યમાં મધ્યસ્થ કરવા ઇચ્છે છે."

"શાહજાદી રોશનઆરા એક પર્વતોમાં ભમતા લૂંટારાની સાથે શાદી કરીને પોતાના ઉચ્ચ કુળને કદિ પણ કલંક લગાડશે નહિ."

"સન્નારી! તમારી ભૂલ છે. હું આ ડુંગરી પ્રદેશનો રાજા છું. અને સર્વ રાજા સમાનજ ગણાવા જોઇએ. પ્રજાઓના નેતાઓમાં શિવાજીનું નામ ગણાય છે. જે પુરુષ સામ્રાજ્ય સંસ્થાપન કરે તેના જેવો સુપ્રસિદ્ધ અને કુળવાન માણસ બીજો કોણ હોય? તમે મારી સત્તામાં છો. પરંતુ તમને જીતવાને માટે હું મારી વિશાળ સત્તાનો ઉપયોગ કરીશ નહિ. હું તમને ચાહું છું, એટલું જણાવવાનેજ હું અત્રે આવ્યો છું અને ખાત્રી રાખજો કે કોઇ પણ સ્ત્રી, મરાઠાઓના સ્વામી શિવાજીને પરણવાથી પતિત દશાને પ્રાપ્ત થશેજ નહિ. તમારે જે જે વસ્તુની અપેક્ષા હોય તે તે મને કહો એટલે તે તમને પૂરી પાડવામાં આવશે. પરંતુ તમને આ કિલ્લામાંથી જવાની રજા આપવામાં

આવશે નહિ. હજી તમે ભવિષ્યમાં મને વધારે સારી રીતે ઓળખી શકશો અને તમે જ્યારે મારો સંપૂર્ણ પરિચય મેળવશો ત્યારે તમે મને એક લૂંટારા કરતાં ઉત્તમ પુરુષ ધારશો. આપણે નિત્ય મળીશું. બંદગી.”

જરા નીચે નમીને સહાસ્ય વદને શિવાજી ત્યાંથી ચાલ્યો ગયો.

## દ્વિતીય પરિચ્છેદ.



હિંદુસ્થાનમાં મરાઠા લોકોની ઉન્નતિ મોગલ સમ્રાટ્ના આપખુદપણાને લીધે થઈ હતી. ઔરંગઝેબના વખતમાં મોગલ સામ્રાજ્ય પ્રાયઃ સમસ્ત હિંદમાં પ્રસરી ગયું હતું. જુલમી પાદશાહ ઔરંગઝેબે હિંદના સૌથી વધુ ફળદ્રૂપ અને સૌથી વિશેષ વસ્તીવાળા પ્રાંતો પોતાને કબજે કર્યા હતા અને તે તેમાં આપખુદ અમલ ચલાવતો હતો. દક્ષિણમાં પર્વતો ઘણા આવેલા છે તેથી ત્યાં લસ્કર મોકલી વિજય મેળવવાનું કાર્ય અત્યંત કઠિન થઇ પડેલું હતું. વળી ત્યાંની પ્રજા મજબૂત અને સાહસિક હતી. તેથી ઔરંગઝેબને તે પ્રદેશના લોકોએ ઘણો ત્રાસ આપ્યો હતો. વળી આ પ્રદેશ પાટનગરથી દૂર આવેલો હોવાથી શહેનશાહ આ લોકોને વશ કરવાના પ્રયત્નમાં નિષ્ફળ થયો હતો. આ પ્રદેશમાં વસતા લોકો મરાઠાના નામથી ઓળખાય છે. આ મરાઠા લોકોનો નેતા શિવાજી અતિ બળવાન અને કુશળ યોદ્ધા હતો તેથી તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં વિજયવાવટો ફરકાવી આવતા. વળી મુસલમાન લોકોમાં કુસંપ વધી પડ્યો હતો; દિલ્લીની ગાદી ખાલી પડતાં હજારો માણસોનું રક્ત જમીનપર રેડાતું ત્યારે નવો પાદશાહ ગાદીપર બેસતો; આ કારણોથી પાટનગરથી દૂર આવેલા પ્રદેશમાં

સાહસિક અને ચતુર માણુસ સૈન્ય એકત્રિત કરીને નવું સામ્રાજ્ય સ્થાપિત કરે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આજ સંધિનો લાભ લઇને શિવાજીએ દક્ષિણમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપ્યું અને આગળ જતાં એ હિંદુ સામ્રાજ્ય હિંદુસ્થાનમાં ઘણું બળવાન થઇ પડયું. શિવાજીનો જન્મ ૧૬૨૭માં થયો હતો. શિવાજી મહારાજ ઉચ્ચ કુળમાં પેદા થયા હતા અને તેમને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. શિવાજી મહારાજને વાંચતાં લખતાં આવડતું નહોતું, પરંતુ તેમને યુદ્ધ કળાનો ઘણો જ શોખ હતો. તેમણે ધીમે ધીમે યુદ્ધકળામાં એવી નિપુણતા મેળવી કે તે વખતના સર્વ યોદ્ધાઓમાં તે સર્વોત્કૃષ્ટ ગણાવા લાગ્યા. તેમની અઢાર વર્ષની વય થઇ તે પૂર્વે તેમણે કેટલાક માણસો એકઠા કર્યા અને આસપાસના પ્રદેશમાં ધાડ પાડવા માંડી. ધીમે ધીમે તેમનું નામ સાંભળતાં મોટા મોટા રાજાઓ કંપવા લાગ્યા અને સમસ્ત મહારાષ્ટ્રમાં તેમના નામનો ડંકો વાગી રહ્યો. થોડા વખતમાં તેમનું સૈન્ય ઘણું વધી પડયું. હવે તેમણે કિલ્લા લેવા માંડયા અને નગરો પણ તેમને તાબે થયાં. આખરે તેમની પાસે ૫૦૦૦૦ પાયદળ અને ૭૦૦૦ અશ્વારોહી સૈન્ય થયું.

*શિવાજી મહારાજની સત્તા આટલી બધી ત્વરાથી અને આટલા બધા પ્રમાણમાં વધી પડવાથી ઔરંગઝેબને ભય પેદા થયો

---

* મહારાષ્ટ્ર કેશરી છત્રપતિ શિવાજી મહારાજનાં અનેક પરાક્રમો તથા તેમના જીવનને લગતા દરેક બનાવ સંબંધી સંપૂર્ણ અને રસિક વિગતો જાણવા ઇચ્છનારે આ ખાતા તરફથી થોડાજ સમયપર નીકળેલું તેમનું મ્હોટું સચિત્ર જીવનચરિત્ર વાંચવું. ગુજરાતીમાં આવું મ્હોટું, વિગતવાર અને ન્હૂજ મૂલ્યનું તેમનું ચરિત્ર આ એકજ છે. આ પુસ્તકના કરતાં બેવડાં મ્હોટાં એવાં ૩૫૦ પૃષ્ઠ તથા મજબૂત પૂઠા સાથે તેનું મૂલ્ય માત્ર ૦।।।, ખાસ ઉંચા કાગળ સાથે રૂ ૧) અને શિવાજી મહારાજના સોનેરી ચિત્ર તથા સોનેરી પૂઠા સાથે રૂ ૧। છે. પો. ૦। જુદું.

અને તેણે એક અનુભવી યોદ્ધાને પ્રચંડ સૈન્ય આપી શિવાજીને પાદાક્રાંત કરવાને માટે દક્ષિણમાં મોકલી આપ્યો. પરંતુ યુક્તિબાજ મરાઠાઓ તે અનુભવી સેનાધિપતિથી વશ થઈ શક્યા નહિ.

આ અસાધારણ પુરુષને પાદાક્રાંત કરવાને માટે હવે ઔરંગઝેબ જાતે દક્ષિણમાં આવ્યો અને મદુરા જીલ્લાના કેટલાક બંડખોરોને દાબી દેવાને માટે ત્યાં પોતાની છાવણી નાંખીને પડયો. આ વખતે ઔરંગઝેબની પુત્રી રોશનઆરા દક્ષિણમાંથી પોતાની છાવણી તરફ જતી હતી, પરંતુ માર્ગમાં શિવાજીના માણસોએ તેને પકડી. પર્વતોના માર્ગ એવા કઠિન અને ગુંચવણ ભરેલા હતા કે ત્યાંથી સૈન્યને જતાં ઘણી અડચણ પડતી હતી. આથી શિવાજીએ ઔરંગઝેબના સર્વ પ્રયત્નો નિષ્ફળ કર્યા હતા. શિવાજીના માણસો પર્વતની ટેકરીઓપર રહેતા હતા. ત્યાંથી તેઓ ઉતરી પડી ઔરંગઝેબના સૈન્યનો ઘાણ કાઢી નાંખતા અને પાછા ફરી પર્વતના અટપટા માર્ગોદ્વારા ખીણોમાં અને ગુફાઓમાં ભરાઇ જતા.

રોશનઆરાને જે કિલ્લામાં રાખવામાં આવી હતી તે કિલ્લો પર્વતના અતિ ગુપ્ત સ્થાનમાં આવેલો હતો. તે કિલ્લાપર જવાનો માર્ગ એટલો સાંકડો હતો કે બે માણસો સાથે તેપર ચાલી શકતા નહોતા. વળી કેટલેક સ્થળે તે માર્ગ ખડકની અંદરથી કોતરી કાઢવામાં આવેલો હતો. ત્રણ માઇલ સુધી ઉંચે ને ઉંચે ચઢવાનું હતું. વળી આ પ્રદેશમાં વસ્તી ઘણીજ થોડી હતી. પ્રવાસીઓ ઘણા થોડા આવતા હતા કારણ કે ત્યાં તેમને અત્યંત કષ્ટ સહન કરવું પડતું હતું. આથી આ પ્રદેશ નિર્જન હતો, એમ કહીશું તોપણ ચાલશે. આ પ્રદેશમાં ખડકોની ઓથમાં ઉભા રહીને થોડા માણસો એક મોટા લશ્કરની સામે પોતાનો બચાવ કરી શકે એમ હતું. શિવાજીના કિલ્લાઓ અથવા ગુપ્ત સ્થાનો માત્ર તેના અનુયાયીઓ શિવાય અન્ય કોઈ

જાણતું નહોતું. ઉપર જણાવેલો કિલ્લો પણ આવાજ એક એકાંત સ્થાનમાં હતો; આથી શિવાજીને કોઈ પણ શત્રુના હુમલાનો ડર નહોતો.

રોશનઆરાના સુખમાં દિન પ્રાતદિન વૃદ્ધિ થતી ગઈ. તેની સર્વે ઇચ્છાઓ તૃપ્ત કરવામાં આવતી હતી. અને હવે તેને આ સ્થળ છોડવાનું પણ મન થતું નહોતું; કારણ કે વાસ્તવમાં તે તેના પિતાના જનાનખાના કરતાં અહીંઆં વિશેષ સ્વતંત્રતા ભોગવતી હતી શિવાજી મહારાજ નિત્ય તેને મળવાને માટે આવતા હતા. શિવાજી મહારાજનું સૌંદર્ય જોઇ રોશનઆરા મોહિત થઇ હતી. તેમને આવેલા જોઇને તે અત્યાનંદ પામતી અને જરા મોડા આવે તો ચિંતાતુર થતી.

શાહજાદી તરૂણ હતી; શિવાજી મહારાજ ફુટડા હતા અને બહાદુર પણ હતા. અને સ્ત્રીઓ શૂરા મર્દોને અત્યંત ચાહે છે એ વાત કોને વિદિત નથી? રોશનઆરાનું મન જીતાયું, ચિત્ત ચોરાયું; તે શિવાજીપર આસક્ત થઇ.

શિવાજી મહારાજના સદ્‌ગુણ વિષે તે વારંવાર ચોકીદાર સ્ત્રીઓને અભિપ્રાય પૂછતી; આથી તે સ્ત્રીઓ તેનો મનોભાવ જાણી ગઇ અને થોડા દિવસમાં શિવાજીના સઘળા સૈનિકો તથા સેવકો જાણી ગયા કે, રોશનઆરા શિવાજીને ચાહે છે.

શિવાજીનો એક અમલદાર પણ રોશનઆરાપર આસક્ત થયો હતો. આ અમલદારના શૌર્ય અને ચારિત્ર્યપર શિવાજીને ઘણી શ્રદ્ધા હતી. એક દિવસ શિવાજી બહાર ગયા હતા તે વખતે આ અમલદાર રોશનઆરાની પાસે આવ્યો અને તેની આગળ પોતાનો પ્રેમ દર્શાવ્યો. આ અમલદારનો રોશનઆરાએ અનાદર કર્યો. આથી તેને ઘણો ક્રોધ ચઢયો અને તેણે રોશનઆરા સાથે એક શૂરા પુરુષને ન છાજે એવું વર્તન ચલાવ્યું. એક સૈનિકે વચમાં પડી રોશનઆરાનું સંરક્ષણ કર્યું

અને શિવાજી મહારાજ જ્યારે પાછા આવ્યા ત્યારે તેણે તેમની આગળ આ અમલદારનો અપરાધ પ્રકટ કર્યો. શિવાજીએ એક શબ્દ પણ બોલ્યા વિના શાહજાદીના મુકામ તરફ ચાલવા માંડયું અને ત્યાં જઇને તેને મુખેથી સર્વ હકીકત સાંભળી લીધી. ત્યાર પછી તેમણે તે અપ· રાધીને પોતાની સમક્ષ બોલાવીને નીચે પ્રમાણે કહ્યું:—

"તમે એક યોદ્ધાના ઘરમાં ગેરકાયદે દાખલ થઇને તેના ઘરને ભ્રષ્ટ કર્યું છે. આપણા હાથમાં જે શસ્ત્રો છે, તે નિર્બળ માણસોનું સંરક્ષણ કરવાને માટે છે; પરન્તુ નિર્બળ માણસોનું અપમાન કે તેનાપર અત્યાચાર કરવાને માટે નથી. તમે જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત તમારે લેવુંજ જોઇએ. એક અપમાનિત સ્ત્રીના હિમાયતી તરિકે હું ઉભો છું. તમે બહાદુર છો અને તમારૂં રક્ષણ કરી શકો એવી સ્થિ· તિમાં છો. તમે તમારૂં બળ મારી સાથે અજમાવી જુઓ. શસ્ત્ર ધારણ કરો અને આ બાબતનો નિર્ણય હમણાંજ કરી નાંખો."

આમ કહી શિવાજીએ પોતાની તલવાર લીધી. ઉભય યોદ્ધાઓ એક વિશાળ ખડકના શિખરપર ગયા. શિવાજીનો પ્રતિસ્પર્ધી તેના કરતાં ઘણો ઉંચો અને જાડો હતો, પરંતુ તેના જેટલો ચંચળ અને મજબૂત નહોતો. છતાં પણ તે અતિ સાહસિક વીર પુરુષ હતો અને ઘણી ભયંકર લડાઇમાં તેણે પોતાનું શૌર્ય દર્શાવી આપ્યું હતું. તે જરા હસ્યો અને પોતાના નાયકની સમક્ષ ઉભો રહ્યો. જાણે યુદ્ધ તો તેના મનને રમત જ હોય, એમ તેના વદનપરથી લાગતું હતું. ઉભયની પાસે તલવાર, ઢાલ અને કટાર એટલાં હથિઆરો હતાં. ઢાલ નાની હતી.

શિવાજીએ પ્રથમ શરૂઆત કરી. તે પોતાના પ્રતિસ્પર્ધીપર પવન· વેગે તુટી પડયો અને તેને કેડમાં પોતાની તલવારવતી એક પ્રહાર કર્યો. પેલા અમલદારને કેડમાં એક સ્હેજ ઉંડો ઘા પડયો અને તેમાંથી

રક્ત વહેવા લાગ્યું. પછી તે માણસે શિવાજીને ધીમેથી પાછો હઠાવ્યો અને ધીમેથી ગંભીરતાપૂર્વક આગળ વધીને શિવાજીના ઉપર તલવારનો પ્રહાર કર્યો. શિવાજીએ જો આ પ્રહારને પોતાની ઢાલપર ઝીલી લીધો ન હોત તો, તેના બે ભાગજ થઇ ગયા હોત. પરંતુ ઢાલે તેનો પ્રાણ બચાવ્યો, તોપણ ઢાલને તેથી એટલું બધું નુકશાન થયું કે, શિવાજીને તે નીચે ફેંકી દેવી પડી. હવે તે, પોતાના મજબૂત પ્રતિસ્પર્ધીની સામે ઢાલ વગર ઉભો રહ્યો. તોપણ તેને પોતાના બળ અને પોતાની કુશળતા પર સંપૂર્ણ શ્રદ્ધા હતી. થોડીવાર સુધી ઉભય વચ્ચે યુદ્ધ ચાલ્યું. આખરે શિવાજીનો પ્રતિસ્પર્ધી પરિશ્રમથી અને રક્ત વહી જવાથી અશક્ત થઇ ગયો અને તેણે પોતાની તલવાર નીચે ફેંકી દીધી. શિવાજીએ તરતજ આ ઉત્તમ સંધિનો લાભ લીધો અને પોતાની તલવાર ઉંચકી એક પ્રહાર કરી પોતાના શત્રુને નીચે તોડી પાડયો. તેના હાથમાં અસિનો પ્રહાર છેક ઉંડે ઉતરી ગયો હતો અને તે લગભગ પુરેપુરો કપાઇ ગયો હતો. આ પ્રહાર સ્કંધની નિકટ લાગ્યો હતો, તેમાંથી પુષ્કળ લોહી વહેતું હતું. આ દશામાં તેને કિલ્લાની નીચે ઉંચકી લઇ જવામાં આવ્યો.

રોશનઆરાને થયેલા અપમાનનું શિવાજીએ આ પ્રમાણે વૈર લીધું તેથી તે બાળા તેનાપર સંપૂર્ણ રીતે પ્રસન્ન થઇ. તેણે શિવાજીની માગણીનો સ્વીકાર કર્યો અને તેની પ્રિયા બની. ઔરંગઝેબની શાહજાદી કહેવરાવવા કરતાં શિવાજીની સહચરી કહેવરાવવામાં તે પોતાને વધુ માન મળેલું સમજતી હતી.

હવે શિવાજીનું માન તે પ્રદેશના નાના નાના સંસ્થાનિકોમાં ઘણું વધી ગયું. તે પંદર હજાર માણસોનું સૈન્ય એકત્રિત કરવાને સમર્થ થયો. તેનું નામ સાંભળીને સર્વ સંસ્થાનિકો કંપી ઉઠતા હતા. તે મરાઠાઓના સ્વામી હતા અને ઔરંગઝેબની શાહજાદીને તેની સમ્મ-

તિથી પરણ્યા હતા. આથી તે તરફના પ્રદેશમાં તેની ખ્યાતિ ઘણી વધી ગઇ. રોશનઆરા તેના તાબામાં બે માસ પણ રહી નહિ. એટલામાં તેણે તેનું મન જીતી લીધું અને તેને પોતાની રાણી બનાવી. તેના અનુયાયીઓ બળવાન હતા. શિવાજી મહારાજ, બળવાન અને સાહસિક માણસોને પસંદ કરીને પોતાના સૈન્યમાં રાખતા હતા. સર્વ જાતના માણસો તેના સૈન્યમાંથી મળી આવતા હતા.

શિવાજી મહારાજે એક મજુરને પોતાના સૈન્યમાં દાખલ કરી આખરે તેને ઉચ્ચ પદ્વી આપી હતી. એક સાધારણ મજુરને સૈન્યમાં દાખલ કરવાનું કારણ તેની હિમ્મત અને તેની સાહસિકતા હતી. અને તેને ઉચ્ચ પદ્વી આપવાનું કારણ તેની અચળ સ્વામીભક્તિ હતી. શિવાજી મહારાજનું લક્ષ્ય આ માણસ પ્રતિ શી રીતે આકર્ષાયું હતું તે વાત જાણવા જેવી છે.

શિવાજી મહારાજ એક દિવસ પર્વતમય પ્રદેશમાંથી જતા હતા એવામાં એક વ્યાઘ્ર ગુપ્ત રીતે વૃક્ષઘટામાંથી નીકળીને તેનાપર તૂટી પડવાની તૈયારી કરતો હતો. આજ વખતે ઉક્ત મજુર ડુંગરપરથી નીચે ઉતરતો હતો. તેણે પેલા વ્યાઘ્રને જોયો એટલે એકદમ તેના તરફ તે દોડી ગયો અને એક શસ્ત્ર ગ્રહીને તેનાપર હુમલો કર્યો. આ શસ્ત્રનું નામ 'વાઘ નખ' હતું. આ શસ્ત્રનો આકાર વ્યાઘ્રના પંજા જેવો હતો પરંતુ તે લોઢાનું હતું. તે શસ્ત્ર હાથનાં આંગળાંમાં પહેરી શકાતું હતું. ઉક્ત મજુરે આ શસ્ત્ર હાથના પંજા સાથે બરાબર બેસતું કીધું અને તત્પશ્ચાત્ તે વ્યાઘ્રની નિકટ ગયો. તેને પોતાની નિકટ આવેલો જોઈ વ્યાઘ્ર અસંતુષ્ટ થયેલો જણાયો. તેણે પૂછડી હલાવવા માંડી, પોતાનું મસ્તક જમીનપર મૂક્યું અને તે શાંત રહ્યો. તેણે કુદકો મારીને તૂટી પડવાનો લેશ પણ પ્રયત્ન કર્યો નહિ. ઉક્ત મજુરે વ્યાઘ્રને હુમલો કરવાનો જરા પણ સમય આપ્યો નહિ. તે

એકદમ તેની નિકટ પહોંચ્યો અને તેની આંખમાં પોતાનો વાઘનખ માર્યો. તરતજ તેની બન્ને આંખના ડોળા નીકળી પડયા અને તે અંધ બન્યો. અંધ થયેલું પ્રાણી ઉભું થયું અને વેદનાથી બરાડા પાડવા લાગ્યું. પેલા માણુસે તરતજ તેના ઉદરમાં પોતાનો વાઘનખ ઘોંચી દીધો અને તેનાં આંતરડાં બહાર ખેંચી કાઢ્યાં. વ્યાઘ્ર દુઃખાતિશયથી કુદ્યો અને તે અંધ હોવાથી એક વૃક્ષની સાથે જોસભેર અથડાયો. તે પોતાના શત્રુને જોઇ શકતો નહોતો. ઉક્ત માણુસ તેની પાસે પહોંચ્યો અને તેણે બીજીવાર તે શસ્ત્ર તેના અંગમાં ઘુસેડી દીધું. હવે તે વ્યાઘ્ર જરા પણ હાલી ચાલી શક્યો નહિ. થોડી પળમાં તે મરણ પામ્યો. વિજેતા મજુરને જરા પણ ઘા થયો નહોતો. શિવાજી આ ઘટના જોઇને આશ્ચર્યચકિત થયો. તેણે તરતજ તે માણુસને પોતાના સૈન્યમાં દાખલ કરી દીધો અને પાછળથી તે માણુસ ઘણો કુશળ યોદ્ધો નિવડયો.

શિવાજીના લશ્કરમાં ઘણાખરા આવાજ માણુસો હતા. આવા બહાદુર માણુસોની સંખ્યા શિવાજીની પાસે વધી પડી ત્યારે ઔરંગઝેબને તેનો ઘણો ભય લાગ્યો. મરાઠાઓ કદાચ મોગલ સામ્રાજ્યનો નાશ કરી નાંખશે એવા ભયથી તેણે તેમને પાદાક્રાંત કરવાના પ્રયત્ન કરવા માંડયા. જ્યારે તેની પુત્રી રોશનઆરા શિવાજીના હાથમાં સપડાઈ ત્યારે ઔરંગઝેબે, શિવાજીનો વધ કરીને પોતાની શાહજાદીને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો.



# તૃતીય પરિચ્છેદ.



શિવાજીના હાથથી જે મરાઠો ઘાયલ થયો હતો તેને કિલ્લાની નીચે લઈ જવામાં આવ્યો. તે ત્યાં થોડી વાર સુધી નિશ્ચેષ્ટ થઇ પડી રહ્યો. તેના અંગમાંથી પુષ્કળ લોહી વહી ગયું હતું તેથી તે સર્વથા અશક્ત થઈ ગયો હતો. જેમ જેમ અંધકાર થતો ગયો તેમ તેમ તે ત્યાંથી ખસીને જંગલમાં જવા લાગ્યો. પ્રચંડ વૃક્ષ જોઇને તે તેની નીચે પડયો અને પ્રાતઃકાળ સુધી ત્યાંજ સૂઈ રહ્યો. તેણે પોતાના મસ્તકપરથી પોતાનો ફેંટો છોડયો અને તેના નાના નાના ટુકડા બનાવ્યા. આ ટુકડા તેણે પોતાના ઘાપર બાંધ્યા અને રક્ત વહેતું અટકાવ્યું. પ્રાતઃકાળમાં તેનાં ગાત્રો એવાં અશક્ત થઇ ગયાં કે તે જરા પણ ચાલી શકયો નહિ. તેને પુષ્કળ તૃષા લાગી હતી. તેના મસ્તકમાં સખ્ત વેદના થતી હતી અને સર્વ પદાર્થો તેને લાલ પીળા દેખાતા હતા. ત્યાં નિકટમાંજ એક પાણીનો ઝરો હતો. તે ધીમે ધીમે તે ઝરાની પાસે ગયો અને તેના સ્વચ્છ પાણીમાં જઇને સ્નાન કર્યું. તેણે તે નિર્મળ પાણી પી શકાય ત્યાં સુધી પીધું. હવે તેને સ્હેજ શક્તિ આવેલી જણાઈ. ત્યાર પછી તે પુનઃ ઉક્ત વૃક્ષની પાસે ગયો અને તેની છાયામાં નિશ્ચિંત થઈ સૂતો.

આ રીતે તે દિવસ વ્યતીત થઈ ગયો. રાત્રિ પડી તોપણ તે એક બાળકની પેઠે અસહાય થઇને ત્યાંજ પડી રહ્યો. તેણે જાણ્યું કે હવે મારૂં આવી બન્યું છે. આસપાસ શિયાળ વગેરે પ્રાણીઓ બુમ પાડતાં હતાં. તેને ભય પેદા થયો કે કદાચ આ પ્રાણીઓ મારી પાસે આવીને મને હેરાન કરશે. આકાશમાં ચંદ્રમા પોતાનો દિવ્ય પ્રકાશ ફેંકી

રહ્યો હતો. ચંદ્રકિરણો વૃક્ષઘટા ભેદીને આ મરાઠાની પાસે આવતાં હતાં. તેની શારીરિક અને માનસિક વેદનાનો પાર નહોતો. આજ દશામાં તેની તે રાત્રિ વ્યતીત થઇ. પ્રાતઃકાળમાં સૂર્યકિરણોના પ્રકાશથી આકાશ નિર્મળ જણાતું હતું. આગલા દિવસ કરતાં આજે તેના અંગમાં વિશેષ શક્તિ આવી હતી. આ માણસનું શરીર નિરોગી હતું. અને તેને કોઈ પણ પ્રકારનું વ્યસન નહોતું તેથી તેના હાથપર થયેલો ઘા ત્વરાથી રૂઝાવા લાગ્યો હતો. તેનામાં હવે ચાલવાની શક્તિ આવી હતી તેથી તે પર્વતપરથી નીચે ઉતરી જંગલ છોડી સપાટ ભૂમિપર આવ્યો. તે ધીમે ધીમે અને અતિ મુસ્કેલીથી ચાલતો હતો અને પોતાના શ્રમનો પરિહાર કરવાને માટે વૃક્ષની છાયા નીચે બેસતો હતો.

બે દિવસ પર્યંત અતિ કઠિન પ્રવાસ કરીને તે પર્વતપરથી નીચે આવ્યો. ઔરંગઝેબની એક લશ્કરી ટુકડી નિકટનાજ પ્રદેશમાં છાવણી નાંખીને પડી હતી, તે વાત તે જાણતો હતો. એક સુપ્રસિદ્ધ સેનાનાયક એ ટુકડીનો ઉપરી હતો અને તેની સંખ્યા પંદર હજાર માણસોની હતી. આ માણસો જો શિવાજીપર હલ્લો કરે તો શિવાજી પરાજિત થાય એવી તેણે ગણત્રી કરી. પરંતુ શિવાજીના કિલ્લાપર પહોંચવું શી રીતે? એ પ્રશ્ન તેના મનમાં ખૂબ ઘોળાયો.

તે ઘાયલ થયેલો મરાઠો મોગલોની છાવણીમાં ગયો અને પોતાને સેનાનાયકની પાસે લઇ જવાને ચોકીદારને અરજ કરી. તેણે તેને કહ્યું "હું તમને શિવાજીના કિલ્લામાં લઇ જઇશ" ચોકીદારે પ્રથમ તો તેના બોલવાપર વિશ્વાસ રાખ્યો નહિ. તેણે તેને શિવાજીનો ગુપ્ત ચર ધાર્યો. પરંતુ કદાચ એ દ્રવ્યની લાલચે પોતાના સ્વામી પ્રત્યે બેવફા થયો હશે, એમ ધારી તે તેને પોતાના નાયકની પાસે લઇ ગયો.

"તમારા સ્વામી પ્રત્યે નિમકહરામ થઇ શત્રુને લાભ કરવામાં તમારો હેતુ શું છે?" સેનાનાયકે તે મરાઠાને પ્રશ્ન કર્યો.

"આ ઘા જુઓ" મરાઠાએ પ્રત્યુત્તર આપ્યો. "મરાઠાઓના સરદારે આ ઘા કર્યા છે. મોગલ સૈન્યની છાવણીમાં આવવાનું એજ કારણ છે."

"અંગત વૈરને લીધે તમે શત્રુની છાવણીમાં આવ્યા છો માટે તમારા કહેવાપર ભરોસો રાખી શકાતો નથી. જે પોતાના મિત્ર પ્રત્યે બેવફા થાય છે તે પોતાના શત્રુની સેવા શી રીતે કરશે?"

"જે માણુસ પોતાનું વૈર લેવાને આતુર હોય, તે માણુસપર તમારે સંપૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. આપણે બીજી બધી વાત છોડી દઈએ તોપણ, જે માણુસ પોતાના શત્રુપર વૈર લેવા ઇચ્છતો હોય, તેને જે જોઇતાં સાધનો પૂરાં પાડે, તેના પ્રતિ તે અવશ્ય વફાદાર રહે છેજ. વૈર એ એક જાતની ભયંકર તૃષા છે. એ તૃષા જ્યાં સુધી નિવૃત્ત થતી નથી ત્યાં સુધી માણુસને કદિ પણ ચેન પડતું નથી. જ્યાં સુધી મારા વૈરની તૃષા નિવૃત્ત થાય ત્યાં સુધી તમે મારાપર ભરોસો રાખજો. પછીને માટે હું તમારી સાથે બંધાતો નથી. તમારે મારી સેવાની જરૂર છે કે નહિ? સ્પષ્ટ વાત કહી દો."

"તમે શું કાર્ય કરી શકશો?"

"હું તમને શિવાજીના કિલ્લામાં લઈ જઇશ અને તે કિલ્લો તમારા કબજામાં સોંપીશ.

જો તમારૂં કાર્ય સિદ્ધ થાય તો તમે મને દશહજાર રૂપિયા આપજો અને ન સિદ્ધ થાય તો નહિ આપશો. શિવાજીના સૈન્યમાં મારો એક બંધુ છે અને મને આશા છે કે શિવાજીપર વૈર લઇ શકાય એવી મારી કોઈપણ યોજનામાં તે મને સહાય કરશે. જ્યારે હું સંપૂર્ણ રીતે સાજો થઇ રહું ત્યારે મારી સાથે પંદરહજાર માણુસની એક ટુકડી મોકલી આપજો. મારૂં મસ્તક જશે ત્યાં સુધી હું તમને વિજય અપાવવાને પ્રયત્ન કરીશ."

આ મરાઠાની વાત ઉક્ત નાયકને પસંદ પડી. તેને તંબુમાં લઇ જવામાં આવ્યો અને તેના ઘાપર મલમપટ્ટા કરવામાં આવ્યા. ત્રણ અઠવાડીઆમાં તે સાજો થઇ ગયો. મુસલમાન સેનાનાયકે શિવાજીપર હુમલો કરવાને માટે પંદરહજાર માણસો ચુંટી કાઢ્યા. આ પંદરહજાર માણસો તેણે ઉક્ત મરાઠાના આધિપત્ય નીચે મોકલ્યા અને તેની પાછળ તે ન જાણે તેમ બીજી એક બળવાન ટુકડી મોકલી. કદાચ પ્રપંચ કરવામાં આવ્યો હોય તે માટે સાવચેતીને ખાતર પાછલી ટુકડી મોકલવામાં આવી હતી.

બે દિવસ પર્યંત તે લોકો જંગલના અટપટા માર્ગોપર ચાલ્યા અને બીજા દિવસના સાયંકાળે શિવાજીના કિલ્લાથી પ્રાયઃ ત્રણ માઇલના અંતરપર આવેલા એક વૃક્ષસમૂહમાં થોભ્યા. ઉક્ત મરાઠો છાવણી છોડીને એકલો કિલ્લા તરફ ગયો અને ત્યાં જઇને નીચેથી એક પ્રકારની ગુપ્ત સંજ્ઞા કરી એટલે તેને કિલ્લાપર લઇ લેવામાં આવ્યો. જે માણસ સખ્ત રીતે ઘાયલ થયો હતો અને જે મરી ગયો હશે એમ સર્વ જણે ધાર્યું હતું તે માણસને જીવંત જોઇને સર્વ યોદ્ધાઓ આશ્ચર્યચકિત થયા. તેને શિવાજીની સમક્ષ લેઇ જવામાં આવ્યો ત્યારે તે તેને ઉદ્દેશીને બોલ્યો "જે બનાવ બન્યો છે તેને માટે હું અત્યંત દીલગીર થયો છું અને મને આશા છે કે હવે આપ મને આપના સૈન્યમાં પુનઃ દાખલ કરશો. હું કદિ પણ આ પ્રકારનો ગુન્હો ભવિષ્યમાં કરીશ નહિ." શિવાજી તે માણસનાં આવાં વચનો સાંભળી છેતરાયો અને તે અતિ હિમ્મતવાન તથા સાહસિક માણસ હોવાથી તેને પુનઃ પોતાના સૈન્યમાં દાખલ કર્યો.

તે, કિલ્લા તરફ આવવાને નિકળ્યો તે પૂર્વે તેણે યવનોને જણાવ્યું હતું કે "જો હું મરાઠા સૈન્યમાં પુનઃ દાખલ થવાને ભાગ્યશાળી થઇશ તો હું તમને રાત્રિને સમયે કિલ્લામાં દાખલ કરીશ.

અને આજની રાત્રિએ એ કાર્ય નહિ બને તો તમે આસપાસનાં જંગલમાં ભરાઇ રહેજો. પછી જ્યારે ઉત્તમ સંધિ મળી જશે ત્યારે હું તમને કિલ્લામાં દાખલ કરી દઇશ."

મધ્ય રાત્રિની એક કલાક પૂર્વે ચારસેં યવનોની એક ટુકડી ધીમે ધીમે તારાના મંદ પ્રકાશની સાહાય્યથી કિલ્લાની નીકટ આવી પહોંચી અને ત્યાંથી પ્રાયઃ બસેં વારને છેટે એક ગુફામાં ભરાઇ રહી.

તે મરાઠાની યોજનાથી તેનો બંધુ કિલ્લાના જે ભાગપર રાત્રિને સમયે ચોકી કરતો હતો તે ભાગ તરફથી મોગલો કિલ્લામાં પ્રવેશ કરવા લાગ્યા.

આ સર્વ કાર્ય એવી તો ગુપ્ત રીતે થયું હતું કે પ્રાયઃ સો મોગલો કિલ્લામાં આવ્યા ત્યાં સુધી કોઇને પણ ખબર પડી નહિ. ત્યારપછી એક મરાઠા યોદ્ધાને આ વાતની ખબર પડતાં તે ત્વરિત શિવાજીના દિવાનખાનામાં દોડી ગયો અને એકદમ બુમ પાડી ઉઠયો "શિવાજી મહારાજ! આપણાપર એકાએક હલ્લો કરવામાં આવ્યો છે. કિલ્લામાં મોગલો ધસી આવ્યા છે અને કિલ્લાને પોતાના કબજામાં લીધો છે."

મરાઠા સરદાર શિવાજીએ પોતાની તલવાર પકડી અને તે ઉક્ત ઉભય બંધુઓ જે સ્થળેથી મોગલોને કિલ્લામાં લેતા હતા તે સ્થળે દોડી ગયા. પ્રકાશ મંદ હતો તેથી તેમને કોઇએ જોયા નહિ. મોગલો દોરડાપર ચઢીને આવતા હતા. શિવાજીએ આ દોરડાપર એક પ્રહાર કરીને તેને કાપી નાંખ્યું. એટલે તેની સાથે તેપર ચઢેલો મોગલ પણ નીચે તૂટી પડયો. ત્યાર પછી જે ચોકીદાર તેના પ્રત્યે બેવફા થઇને મોગલોને કિલ્લામાં લેતો હતો તેને તેણે કાપી નાંખ્યો. વિદ્યુદ્વેગે પાછા આવીને પોતાના માણસોને જાગૃત કર્યા. થોડા વખતમાં તેના વફાદાર માણસો એકત્રિત થયા અને કોટની આગળ દોડી ગયા.

મોગલોએ અત્યાર પૂર્વે કેટલાક મરાઠાઓને કાપી નાંખ્યા હતા. મોગલોએ મરાઠાઓ પર એકાએક હુમલો કર્યો તેથી અને તેઓ શય્યામાં શસ્ત્રવિહીન થઇને પડેલા હોવાથી તેમાંના ઘણા માણસોનો નાશ થયો. શિવાજી એક સિંહની પેઠે યુદ્ધ કરવા લાગ્યો. અંધારૂં હોવાથી હવે યવનો કરતાં મરાઠાઓને વધારે અનુકૂળતા મળી કારણ કે મોગલો કિલ્લાની જગ્યાથી સર્વાંશે અપરિચિત હતા. તેમને લાવનાર મરાઠાએ તેમને જુદી જુદી જગ્યાની થોડી માહિતી આપી હતી પરંતુ ઘણે ભાગે તેઓ અપરિચિત હતા. શિવાજીએ તે એવફા મરાઠાને સર્વ માણસોમાંથી શોધી કાઢયો. બન્ને મંદ પ્રકાશમાં એક-બીજાની સામે જોવા લાગ્યા. તે નાશી જવાની તૈયારી કરતો હતો, પરંતુ એટલામાં શિવાજીએ તેને પકડયો અને તેને આત્મસંરક્ષણને માટે શિવાજીની સામે થવાની જરૂર પડી. શિવાજી શસ્ત્રપ્રહાર કર-વામાં કેવા કુશળ છે તે, તે સારી પેઠે જાણતો હતો, તેથી તે એક-દમ તેમના પર તુટી પડયો અને તેમના શરીર સાથે બાઝી પડયો. આમ કરવામાં તેણે પોતાની કટારથી શિવાજીનો પ્રાણ લેવાનો ઇરાદો રાખ્યો હતો. પરંતુ તેનો આ ઉદ્દેશ શિવાજીએ તરત નિષ્ફળ કર્યો. તેમણે તેની કમ્મરમાંથી કટાર ખુંચવી લીધી અને તેને કોટની બહાર ફેંકી દીધી. હવે ઉભય કુસ્તી કરવા લાગ્યા. તેઓ ઘાયલ થયેલા સિંહની પેઠે એક બીજા પર ક્રોધિત થઇને લડવા લાગ્યા. તેમણે એક બીજાના મુખ સામે જોયું. પરસ્પર મુક્કામુક્કી કરી અને પુનઃ એક બીજાના શરીરને જોરથી બાઝી પડયા. શિવાજીએ પોતાના શત્રુના મુખપર એક મુક્કો લગાવ્યો. અને તેના હાથમાંથી છૂટા થયા. તે મરાઠો હાંફતો ઉભો હતો એવામાં શિવાજીએ ત્વરાથી દોડી આવીને તેના બે પગ વચ્ચે પોતાનું માથું ઘાલ્યું. અને તેને પોતાની સ્કંધપર ઉંચકીને અતિ બળપૂર્વક કોટની બહાર ફેંકી દીધો.

હવે શિવાજીએ પુનઃ પોતાની તલવાર પકડી. પરંતુ તેમને જણાયું કે, મોગલોના હાથમાં કિલ્લો જઇ ચૂક્યો છે, તેથી તેમણે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું અને તેઓ એકદમ શાહજાદી રોશનઆરાની પાસે દોડી ગયા. તેમણે તેને કહ્યું "હવે તમે મારા શત્રુના હાથમાં ગયાં છો. તમને તમારા પરિચિત અને આપ્તની આગળ લઇ જવામાં આવશે એટલે તમારે ડરવાનું કશું પ્રયોજન નથી. પરંતુ જો મને કેદ કરવામાં આવ્યો તો મારા તો ભોગજ મળશે."

"તમે નાસી જાઓ" રોશનઆરાએ આતુરતાપૂર્વક કહ્યું. "જો હજી પણ નાસી જવાનો લાગ હોય તો નાસો. હું તો અહીં સહિસલામત રહીશ. મારા તરફની કાંઇ પણ ચિંતા કરશો નહિ."

હવે વધારે વાતચિત કરવાનો સમય નહોતો. શિવાજી ત્યાંથી નીકળીને કોટ તરફ ગયો. નીચે એક ઉંડો ઝરો વહેતો હતો. કોટની સાથે થોડે થોડે અંતરે નાના મોટા છોડ ઉગેલા હતા. પરંતુ તેને આધારે ઉતરવું અતિ કઠિન હતું. વખત અણીનો હતો. શિવાજી મહારાજ ધીમેથી નીચે ઉતરવા લાગ્યા. કામ ભયભરેલું હતું, તેમનો પગ દીવાલપર ઠરી શકતો નહોતો અને નાના છોડપર પગ મૂકતાં તે અમળાઈ જતા હતા. આથી તેમણે નાસી છૂટવાની આશા છોડી. તોપણ પુનઃ ધૈર્ય ધરીને તેમણે આસપાસ પગ હલાવ્યો તો એક મજબુત છોડ તેમના પગ સાથે અથડાયો. તેમણે તે છોડપર પગ મૂકી નીચે ઉતરવાનો પ્રયત્ન કર્યો. હવે તેમને મજબૂત છોડ મળતા ગયા તેથી તેમનું નીચે ઉતરવાનું કાર્ય સરળ રીતે ચાલ્યું. પરંતુ તેઓ અર્ધે રસ્તે ગયા એટલે તેમના હાથમાં પકડેલો છોડ અતિ કુમળો હોવાથી તુટી ગયો અને તેઓ નીચે પડવા લાગ્યા. તેઓ થોડી વાર સુધી આવી રીતે ગયા એટલામાં માર્ગમાં એક ઘણો મજબૂત છોડ આવ્યો તેથી તેઓ અટક્યા.

હવે ઝરાનું પાણી તેમનાથી પ્રાયઃ ચાલીસ ફુટ નીચું રહ્યું હતું. હવે ડુંગરની કોરણ પણ સીધી નહિ પરંતુ સ્હેજ વાંકી હતી. તે છોડ આગળ વિશ્રાંતિ લેવાને માટે તેઓ થોડીવાર થોભ્યા અને પછી તેમણે ડુંગરની કોરણપરથી નીચે સરી પડવાનો નિશ્ચય કર્યો. નીચે પાણી વહેતું હતું તેથી વાગવાનો સંભવ ઓછો હતો, પરંતુ ડૂબી જવાનો સંભવ વધારે હતો. તેમણે ઉક્ત છોડની એક બે શાખા તોડી લીધી અને તેને પોતાના ઉદરની નીચે રાખી કે જેથી સરી પડતી વખતે ડુંગરના ખરબચડા ભાગથી પોતાના શરીરને ઈજા થાય નહિ. ખરેખર આ એક ભયંકર સાહસ હતું. પરંતુ અંતે તેમણે સરવા માંડયું. તેમને અંગમાં કેટલાક ઘસરકા લાગ્યા અને ઘણા જોસભેર તેઓ નાળાના પાણીમાં જઇ પડયા. સદ્‌ભાગ્યે આ સ્થળે પાણી ઘણું ઉંડું હોવાથી તેમને પાષાણ વાગ્યા નહિ. થોડીવાર સુધી હાથ નાંખ્યા પશ્ચાત્ તેઓ સામે કિનારે જઇ પહોંચ્યા અને તત્કાળજ મોગલોના ભયથી મુક્ત થયા.

આ અરસામાં શાહજાદી રોશનઆરાને કિલ્લામાંથી લઇને દિલ્હી તરફ રવાના કરવામાં આવી. ઔરંગઝેબ અગાઉથી દિલ્હી ગયો હતો. તેણે દક્ષિણના મરાઠાઓને પરાજિત કરીને મોગલ સામ્રાજ્યમાં દક્ષિણ દેશને સંયોજી દેવાનું કાર્ય પોતાના સેનાપતિઓને સોંપ્યું હતું.

રોશનઆરા ગર્ભવતી છે, એ વાત ઔરંગઝેબના જાણવામાં આવી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. રોશનઆરાપર હમ્મેશાં તેનો ઘણો પ્રેમ હતો અને તેણે પોતાની રાજકીય સત્તા મજબૂત કરવાને માટે કોઇ બળવાન નવાબની સાથે તેને પરણાવવાનો વિચાર કર્યો હતો. રોશનઆરાને જનાનખાનામાં પૂરવામાં આવી અને ઔરંગઝેબે તેનું 'કાળું મુખ' જોવાની ના પાડી. થોડા મહિના પછી તેને ઉદરે એક સુંદર પુત્રનો જન્મ થયો. આ છોકરાને તેની

પાસેથી લઈ લેવામાં આવ્યો અને તેને એક દાસીના કબજામાં સોંપવામાં આવ્યો. પરંતુ આ દાસી કોણ હતી અને ક્યાં રહેતી હતી, તે કોઈ જાણતું નહોતું. પોતાના કુળની આબરૂ સાચવવાને માટે ઔરંગઝેબે તેને રાજમહાલયમાંથી દૂર કર્યો. તેનાં માતપિતા કોણ છે તે વાતની તેને ખબર ન પડે, એવી રીતે તેને ઉછેરવાનો તેણે બંદોબસ્ત કર્યો. પોતાના પ્રિય પુત્રને પોતાનાથી દૂર થયેલો જોઇ રોશનઆરાને ઘણું દુ:ખ થયું. મરાઠા સરદાર શિવાજીએ હમ્મેશાં તેની સાથે માયાળુ અને માનભરેલું વર્તન રાખ્યું હતું અને મોગલ સમ્રાટ્ના ભપકાદાર જનાનખાના કરતાં તે શિવાજીના સાદા કિલ્લામાં અધિક સુખી હતી. તેણે પોતાના પુત્રના મુખનું દર્શન કરવા દેવાને માટે પોતાના પિતાને ઘણી પ્રાર્થના કરી, પરંતુ ઔરંગઝેબ દુરાગ્રહી હતો તેથી તેણે તેને તેમ કરવાની સંધિ આપી નહિ. તે દુ:ખી માતા મોગલ સમ્રાટ્ના અંતર્ગૃહમાં રહી મૂંગે મોઢે અતિ શોક કરવા લાગી. પરંતુ તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર અથવા તેને દિલાસો દેનાર ત્યાં કોઈ નહોતું.

## ચતુર્થ પરિચ્છેદ.



શિવાજીએ થોડા દિવસમાં પોતાના યોદ્ધાઓને એકત્રિત કર્યા અને દશ હજાર સૈનિકો લઇને ઉક્ત કિલ્લાપર હુમલો કર્યો. થોડા દિવસમાં મોગલો ક્ષુધાના દુ:ખથી અકળાઇ ગયા અને તેઓ મરાઠાઓને તાબે થયા. હવે શિવાજીએ મોગલોના હાથમાંથી એક પછી એક કિલ્લા એટલી ત્વરાથી લેવા માંડયા કે, ઔરંગઝેબ પણ તેમનાથી ધ્રુજવા લાગ્યો. તેમણે આસપાસનાં શહેરો લૂંટીને એટલું બધું દ્રવ્ય પ્રાપ્ત કર્યું

કે તે એક પ્રચંડ લશ્કરના અધિપતિ થયા. તેમનું અંગબળ અને નેતા તરિકે તેમની વર્તણૂક સર્વત્ર સ્તુતિપાત્ર ગણાવા લાગી. તેમને લખતાં કે વાંચતાં આવડતું નહોતું, પરંતુ તેમની સ્મરણશક્તિ એવી તો સતેજ હતી કે તેમની રાજ્યવ્યવસ્થાનો પાઇએ પાઇનો ખર્ચ તેમને યાદ રહેતો અને હિસાબમાં કોઇપણ માણસ તેમને છેતરી શકતો નહિ. પોતાના સૈન્યમાં રહેલા પ્રાયઃ સર્વ માણસોનાં નામ તેઓ જાણતા હતા.

કિલ્લામાંથી તેઓ નાસી ગયા, ત્યાર પછી પાદશાહના સેનાધિપતિએ માત્ર ચારસેં પાંચસેં માંણસો લઇને તેનાપર એકાએક હુમલો કર્યો. આ અણીના પ્રસંગે શિવાજી મહારાજે એક યુક્તિ શોધી કાઢી. તેમણે મોગલ સેનાપતિને કહેવરાવ્યું કે "હું પાદશાહને તાબે થવાને ઘણો ખુશી છું, પરંતુ એમનો મારી સાથે સખ્ત વિરોધ હોવાથી મારી જાતને એકાએક એમના કબજામાં સોંપી દેવાને મારો જીવ ચાલતો નથી. એ સંબંધે વધુ વાતચીત આપણે ઉભય એકાંત સ્થળે મળીને કરીશું" ઉભયનાં સૈન્ય દૂર રાખવાનો અને ઉભયે પોતાની સાથે માત્ર એકેક અંગરક્ષક લાવવાનો ઠરાવ થયો. શિવાજીએ પોતાના અંગરખાની નીચે મજબૂત લોહબખ્તર પહેરી લીધું અને મસ્તકે પણ પાઘડીની નીચે શિરસ્ત્રાણ રાખ્યું. ત્યાર પછી તે પોતાની સાથે એક કટાર લઇને અફઝુલખાન ( મોગલ સેનાધિપતિ ) ને મળવાને માટે નિયત કરેલા સ્થાને જવાને માટે નીકળ્યા.

તેમણે તે સ્થળની આસપાસ પોતાના યોદ્ધાઓને સંતાડી રાખ્યા. મોગલ સેનાધિપતિ આઠસેં માણસોનો રસાલો લઇને આવ્યો. તેણે પોતાના માણસોને શિવાજી સાથે મળવાને નિયત કરેલા સ્થાનથી થોડે દૂર ઉભા રાખ્યા અને તે સ્વયં પોતાની સાથે માત્ર એક સેવકને લઇને તે સ્થાને ગયો. શિવાજી મહારાજ, રિવાજ પ્રમાણે ધીમે પગલે ચાલતા ચાલતા નિયત સ્થળે આવ્યા. તેમના હાથમાં કાંઇ શસ્ત્ર જણાતું નહોતું

અને જાણે મોગલ સેનાધિપતિથી ડરી ગયા હોય એવો તેમનો દેખાવ જણાતો હતો. તેઓ અફઝુલખાનની છેક નિકટ આવીને તેને ભેટવા ગયા તે વખતે ધીમે રહીને કમરબંધમાંથી પોતાની કટાર કાઢી અને તેના શરીરમાં ઘોંચી દીધી. મુસલમાન સેનાધિપતિને ઘા થયો એટલે તરતજ તેણે પોતાની તલવાર ઉંચકી અને શિવાજીના મસ્તકપર જોરથી પ્રહાર કર્યો. પરંતુ મસ્તકપર શિરસ્ત્રાણ હોવાથી તેનો પ્રહાર ખાલી ગયો. હવે શિવાજીએ તેના અંગમાં ઘા પર ઘા કરીને તેને સ્વધામ પહોંચાડી દીધો. તેનો એક સેવક શિવાજી તરફ ધસીને પોતાના સ્વામીનું વૈર લેવાની તૈયારી કરતો હતો એટલામાં તેને પણ તેની પેઠેજ સ્વધામ પહોંચાડી દેવામાં આવ્યો.

હવે તરતજ રણશિંગડું ફુંકાયું એટલે સર્વ મરાઠા યોદ્ધાઓ પોતાનાં ગુપ્ત સ્થળેથી બહાર નીકળ્યા અને મોગલોપર એકદમ તુટી પડયા. ઘણા મોગલો માર્યા ગયા અને શેષ અશ્વારોહણ કરી પલાયન કરી ગયા. મોગલોના મુખ્ય લશ્કરને સેનાધિપતિના મૃત્યુની ખબર કરવામાં આવી એટલે તેમણે મરાઠાઓપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તેઓ ચઢી આવે તે પૂર્વે સર્વ મરાઠાઓ પર્વતની ગુપ્ત ખીણોમાં ભરાઇ ગયા અને મોગલોને નિરાશ થઇ પાછા ફરવાની ફરજ પડી. ત્યાર પછી શિવાજી મહારાજ પોતાના વિજયી સૈન્યને લઇને સિંહગઢપર હલ્લો કરવા ગયા. આ કિલ્લો શિવાજીના હાથમાંથી મોગલોએ પડાવી લીધો હતો. અન્ય સર્વ કિલ્લાઓની પેઠે આ કિલ્લાને પણ એક ઉંચી ડુંગરીપર બાંધવામાં આવ્યો હતો. આ કિલ્લો ઘણો મજબૂત હતો અને અજીત ગણાતો હતો. તે કિલ્લાનો પાછલો ભાગ એવો મજબૂત બાંધેલો હતો કે તે તરફથી દુશ્મનો કદિપણ તે કિલ્લાપર ચઢી શકતા નહોતા. પાછલા ભાગની ખૂબી એ હતી કે કોટનું ઢોળાણુ બહાર પડતું નહિ પણ અંદર પડતું હતું. આથી માણસો તે પર ચઢી શકતા નહોતા.

સાહસિક શિવાજીએ મોગલોના હાથમાંથી આ કિલ્લો પુનઃ જીતી લેવાનો દૃઢ નિશ્ચય કર્યો. જે સ્થળેથી હુમલો કરવો હતો તે સ્થળ તેમણે નક્કી કર્યું અને પોતાના વફાદાર માણસોને સજ્જ કર્યા. તેમની પાસે એક હજાર માવલી હતા. તેઓ એક અંધારી રાત્રે નીકળ્યા અને કિલ્લાના પાછલા ભાગપરથી ઉપર જવાનો નિશ્ચય કર્યો. કારણ કે આ ભાગપરથી કોઇ ચઢી આવશે એવો મોગલોને જરા પણ સંશય નહોતો. તેઓ પોતાની સાથે, માણસના અંગુઠા જેટલું જાડું દોરડું લાવ્યા અને પ્રાયઃ બબ્બે ફીટને અંતરે તેને ગાંઠો પાડી. આ પ્રમાણે ગાંઠો ગાંઠોવાળું દોરડું તૈયાર કરી શિવાજીએ પોતાના મસ્તકપર મૂકયું અને પોતાનાં માણસોને કિલ્લાથી બસેં ત્રણસેં વારને અંતરે રાખી પોતે એકલા કિલ્લાની નિકટ ગયા.

કિલ્લાના પાછલા ભાગના કોટ સાથે કેટલાંક મજબૂત વૃક્ષો ઉગ્યાં હતાં. આ વૃક્ષોનાં મૂળ કોટમાં જઇને એવાં તો સજ્જડ ચોંટી ગયાં હતાં કે ગમે તેટલો બોજો વૃક્ષપર આવી પડે તો પણ તે ભાગવાનો સંભવ નહોતો. શિવાજી મહારાજ પાછલા ભાગ આગળ આવી નીચે ઉભા રહ્યા અને કિલ્લાપર પોતાનાં માણસોને લઇ જવાની યુક્તિ કરવા લાગ્યા. તેમણે એક પાતળી દોરી લીધી અને તેને એક છેડે એક લોઢાનો દડો બાંધ્યો. પછી તેમણે તે લોઢાના દડાને, એક પ્રચંડ વૃક્ષના થડની અને કોટની વચ્ચે થઇને તે પસાર થઇ જાય એવી રીતે ફેંકયો. તે દડો પાછો ભૂમિપર આવીને તેમનાથી થોડે દૂર પડયો. હવે તેમણે ઉક્ત પાતળી દોરડીની સાથે ગાંઠો ગાંઠોવાળું દોરડું બાંધ્યું. તત્પશ્ચાત્ તેઓ પેલા લોહના દડાની પાસે ગયા અને પાતળી દોરડી ખેંચવા લાગ્યા. તેઓ આ પાતળી દોરડી જેમ જેમ ખેંચતા ગયા તેમ તેમ ગાંઠો ગાંઠોવાળું દોરડું ઉપર ખેંચાતું ગયું. તે દોરડું વૃક્ષના થડ આગળ પહોંચ્યું એટલે પ્રથમ ગાંઠ તેને અડી અને

જોર કરવા છતાં પણ દોરડી ખેંચાતી બંધ થઇ. શિવાજી મહારાજે દોરડીને જરા ઢીલી કરી અને જોરથી એકદમ આંચકો માર્યો એટલે પ્રથમ ગાંઠ થડ અને કોટની વચ્ચેથી પસાર થઇ ગઈ અને હવે ધીમે ધીમે એક પછી એક સર્વ ગાંઠો પસાર થવા લાગી. જ્યારે તે જાડું દોરડું આખરે પોતાના હાથમાં આવ્યું ત્યારે તેમણે તેની એક બે ગાંઠ છોડી નાંખી અને દોરડાને નીચે ઉગેલા એક વૃક્ષના થડની સાથે બાંધી દીધું.

આ પ્રકારે પેલું દોરડું મજબૂત રીતે બંધાઇ રહ્યું એટલે તેમણે પોતાના માણસોને પોતાની પાસે બોલાવ્યા. કોટના આ ભાગ તરફ કોઇ પણ ચોકીદાર પહેરો ભરતો નહોતો, કારણ કે મોગલો ધારતા હતા કે આ ભાગ તરફથી શત્રુઓ ચઢી આવે એવો સંભવજ નથી. રાત્રિ અંધારી ઘોર હતી, તેથી તે પણ મરાઠાઓને લાભદાયકજ હતી. શિવાજી દોરડાપર પ્રથમ ચઢી ગયા. તે એક બિલાડીના જેટલી ચપળતાથી ગાંઠપર પગ મૂકતા મૂકતા કોટના શિખરે જઇને ઉભા. પરંતુ તેમની પાછળ જે માણસે ચઢવા માંડયું તે ઘણો જાડો અને ભારે માણસ હતો અને તેનામાં ઝાઝી ચપળતા નહોતી. તે જમીનથી વીસેક ફુટ ઉંચે ચઢયો અને પછી થોભ્યો. દોરડું આમથી તેમ પુષ્કળ ત્વરાથી ઝોલાં ખાતું હતું. આથી તેને ભય લાગ્યો અને તે ઉપર ચઢી શકયો નહિ. તેના પગ ગાંઠપરથી સરી પડયા અને તે બે હાથે દોરડું પકડીને લટકવા લાગ્યો. આ રીતે તે થોડીવાર સુધી લટકયો અને પછી તેના હાથ છૂટી જવાથી તે જોશથી જમીનપર પછડાયો.

આથી શિવાજીની બધી યોજના નિષ્ફળ જવાની અણીપર આવી. ઘણીવાર સુધી કોઈ પણ માણસ ચઢયો નહિ. હવે શિવાજીની ધીરજ ખૂટવા લાગી. તેમણે દોરડું હલાવી જોયું પણ તેનાપર કાંઈ વજન નહિ હોવાથી કારણની તપાસ કરવાને માટે તેઓ નીચે આ-

વ્યા. તેમને તરતજ કારણ સમજાયું, પરંતુ કોઇ પણ માણસે ચઢવાની હિમ્મત કરી નહિ. સર્વ માણસોએ ચઢવાની ના કહી તેથી શિવાજીએ જરા પણ હામ છોડી નહિ. જે માણસ પડી ગયો હતો તેની પાસે તેઓ ગયા અને તેને તરતજ દોરડાપર ચઢવાની આજ્ઞા કરી. તે માણસે ચઢવાની સ્પષ્ટ ના કહી. શિવાજીએ એક પળ પણ વિલંબ કર્યા વિના તેના હૃદયમાં પોતાની કટાર ઘોંચી દીધી અને તેને સ્વધામ પહોંચાડી દીધો. હવે તેમણે બીજા માણસને ચઢવાની આજ્ઞા કરી. ઉક્ત માણસની જે દશા થઈ હતી તેજ દશા મારી થશે, એવા ભયથી તેણે દોરડું પકડયું અને ગાંઠપર પગ મૂકીને તે ચઢવા લાગ્યો. શિવાજી મહારાજ તેની પાછળ પાછળ ગયા અને તેને હિમ્મત આપી ધીમેથી ચઢાવ્યો. ત્યાર પછી તેઓ પાછા ઉતરી આવ્યા અને એક બીજા માણસને ચઢવાની આજ્ઞા કરી. આ માણસને પણ તેમણે પાછળ આવી હિમ્મત આપીને ચઢાવ્યો. આ પ્રમાણે તેમણે દશ પંદર માણસને ચઢાવ્યા એટલે સર્વને હિમ્મત આવી અને તેઓ એક પછી એક કિલ્લાપર ચઢી ગયા.

શિવાજી સૌથી પ્રથમ દિવાલપરથી નીચે કુદી પડયા. તેમના અવાજથી એક ચોકીદાર જાગૃત થયો અને ત્વરાથી તેમની પાસે દોડી આવ્યો. શિવાજી મહારાજે તેને કમરમાંથી પકડયો અને ઉંચકીને જોરથી દિવાલપરથી નીચે ફેંકી દીધો. તેણે એક મોટી બૂમ મારી તેથી સર્વ મોગલો જાગૃત થયા. હવે બન્ને પક્ષ વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. મોગલોની સંખ્યા થોડી હતી અને તેમનાપર એકાએક હુમલો કરવામાં આવેલો હોવાથી તેઓ આંફળા ફાંફળા બની ગયા હતા. આથી મરાઠાઓને ઘણી અનુકૂળતા મળી. મોગલો ઉન્મત્ત માણસોની પેઠે લડવા લાગ્યા, પરંતુ તેમને વિજય મળ્યો નહિ.

સર્વ મોગલોને કાપી નાંખવામાં આવ્યા, એક પણ મોગલ

બચવા પામ્યો નહિ. મોગલોનાં મૃત શરીરોને કોટપરથી નીચે ફેંકી દેવામાં આવ્યાં અને શિયાળ વગેરે પ્રાણીઓ તેમનો ભક્ષ કરવા લાગ્યાં.

હવે ધીમે ધીમે શિવાજીએ સમગ્ર દક્ષિણમાંથી મોગલોને હાંકી કાઢવા માંડયા. ઔરંગઝેબે થાકીને પોતાનું સૈન્ય પાછું બોલાવી લીધું. શિવાજીથી આ રીતે પરાજિત થવાથી ઔરંગઝેબને બહુ ખોટું લાગ્યું. હવે શિવાજીને પોતાની સત્તા પુરેપુરી જામેલી જણાઈ તેથી હવે તેમણે વધારે વિશાળ અને વધારે લાભદાયક ક્ષેત્રો ખોળવા માંડયાં. શાઇ-સ્તખાન નામના એક મોગલ સેનાપતિએ શિવાજીને પરાજિત કરવાનો નિશ્ચય કર્યો અને તે એક પ્રચંડ સૈન્ય લઇને તેમનાપર ચઢી આવ્યો. થોડા કાળ સુધી તેને વિજય મળતો રહ્યો. શિવાજી મહારાજના માણસો મોગલોની સાથે રણાંગણમાં ઉતરતા નહોતા, પરંતુ ક્વચિત્ ક્વચિત્ જંગલની ખીણોમાંથી નીકળી આવી મોગલોપર એકાએક છાપો મારી ત્વરાથી અદ્રશ્ય થઈ જતા હતા. આ યુદ્ધ–પ્રણાલિથીજ અત્યાર સુધી તેમને વિજય મળ્યો હતો અને હજી પણ તેઓ એજ પ્રણાલિને વળગી રહ્યા હતા. શાઇસ્તિખાને આવીને મોગલોની આગલી યુદ્ધપ્રણાલિ બદલી નાંખી હતી અને તેથી તે શિવાજીના કેટલાક કિલ્લા લઇ શક્યો હતો. આ વિજયી યોદ્ધાને પરાજિત કરવાને માટે આખરે શિવાજીએ એક મહાન સાહસ કરવાનો નિશ્ચય કર્યો. આ સાહસથી તેમને વિજય મળ્યો અને તેમનું નામ અતિ સુવિખ્યાત થઇ ગયું.

શાઇસ્તિખાને પૂના હસ્તગત કર્યું હતું અને તે સ્વયં પૂનામાં રહેતો હતો. પૂના સપાટ ભૂમિમાં આવેલું હોવાથી શાઇસ્તખાન પોતાને મરાઠાઓના હુમલાથી મુક્ત સમજતો હતો. તે વખતે પૂના માત્ર એક કસ્બો હતો અને તેની આસપાસ નાનો કોટ હતો. આથી ગમે તે ભાગમાંથી સુગમતાથી તેમાં પ્રવેશ થઇ શકતો હતો. સાહસિક શિવાજી સપાટ ભૂમિમાં આવેલા પૂના શહેરપર એકાએક હુમલો કરશે,

એવી શાઇસ્તખાનને સ્વપ્નમાં પણ ચિંતા નહોતી, કારણ કે તે એમ ધારતો હતો કે શિવાજીનું બળ માત્ર પર્વત અને જંગલોમાંજ ચાલે છે. તેથી તેણે શહેરની આસપાસ ઝાઝા ચોકીદારો મૂક્યા નહોતા. શાઇસ્તખાનની આ બેદરકારીનો લાભ લઇ, શિવાજીએ પૂનાપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. તેમણે થોડાક દ્રઢ અને મજબૂત સૈનિકો ચૂંટી કાઢ્યા અને તેમને લઇને પૂનાની નિકટ આવી એક સ્થળે સંતાઈ રહ્યા. શિવાજીના સાંભળવામાં એવી વાત આવી હતી કે, મોગલ સમ્રાટ્ ઔરંગઝેબની આગળ શાઇસ્તિખાનનું ઘણું વજન હતું તેથી એક મોગલ ઉમરાવ તેનો ઘણો દ્વેષ કરતો હતો અને તેણે ખાનગી રીતે તેના પ્રત્યેનો પોતાનો વિરોધ ભાવ વ્યક્ત કર્યો હતો. શિવાજીએ આ ઉમરાવને લાંચ આપી પોતાના પક્ષમાં લીધો.

મોગલ સેનાધિપતિ શાઇસ્તખાન પૂનામાં એક વિશાળ મકાનમાં રહેતો હતો. ઉક્ત મોગલ ઉમરાવે મધ્યરાત્રિને સમયે શિવાજી અને તેના સૈનિકોને શહેરમાં દાખલ કર્યા. તેઓ શાઇસ્તિખાનના મકાનની નિકટ આવ્યા અને કુહાડાઓ વતી મકાનના દરવાજા તોડી તેમાં દાખલ થયા. ' હરહર મહાદેવ ' કરતા તેઓ દિવાનખાનામાં દોડી ગયા અને શાઇસ્તિખાનને શોધવા લાગ્યા. શિવાજી સૌની આગળ હતા અને મોગલોને ઘાસની પેઠે કાપી નાંખવાને પોતાના માણસોને ઉશ્કેરતા હતા. મરાઠાઓનો અવાજ સાંભળીને શાઇસ્તખાન પોતાની શય્યામાંથી ઉઠયો અને શસ્ત્રધારણ કરવાનો સમય નહિ મળવાથી એમ ને એમ બારી વાટે કુદીને નાસી ગયો. તે બારીમાંથી કુદતો હતો તે વખતે શિવાજી મહારાજે તેનાપર અસિનો પ્રહાર કર્યો, પરંતુ તે પ્રહાર તોછડો લાગ્યો અને તેના જમણા હાથની એક આંગળી કપાઇને જુદી થઈ ગઇ. તેના સદ્ભાગ્યે તે પ્રાણ બચાવીને નાસી છૂટયો. શિવાજીએ શાઇસ્તખાનના પુત્રને કાપી નાંખ્યો. આ આપત્તિથી

શાઇસ્તખાન હતાશ થઇ ગયો. વળી મોગલ ઉમરાવો દ્વેષથી પ્રેરિત થઇને હજુ કોણ જાણે કેવાં કેવાં સંકટોમાં હોમશે, એવો તેને ભય લાગ્યો; તેથી તેણે 'મને દક્ષિણમાંથી પાછો દિલ્લી બોલાવી લો' એવી સમ્રાટ્‌ને પ્રાર્થના કરી. સમ્રાટે તેની પ્રાર્થનાનો સ્વીકાર કરી તેને દક્ષિણમાંથી બોલાવી લીધો અને એક મંદ સેનાપતિને દક્ષિણમાં મોકલી આપ્યો. આ સેનાપતિએ કાંઇ ઉકાળ્યું નહિ અને થોડા વખતમાં શિવાજીએ પોતાના ગુમાવેલા સર્વ કિલ્લાઓ પુનઃ હસ્તગત કર્યા.

## પંચમ પરિચ્છેદ.



એક નાના સરખા સરદારના હાથથી પોતાને આ પ્રમાણે વારંવાર પરાજય પ્રાપ્ત થવાથી ઔરંગઝેબ ઘણો ગુસ્સે થયો અને હવે તો તેણે એકદમ તેની સત્તા તોડી નાંખવાનો નિશ્ચય કર્યો. હવે તેણે એક રાજપુત સરદારને સેનાધિપતિ બનાવીને એક પ્રચંડ લશ્કર સાથે તેને દક્ષિણમાં મોકલ્યો. આ રાજપુત સરદાર યુદ્ધકળામાં અતિ કુશળ હતો તેથી શિવાજીને એની સામે ટકવું કઠિન લાગ્યું. મોગલ સૈન્ય શિવાજીના સૈન્ય કરતાં પાંચગણું મોટું હતું. શિવાજીને પર્વતકંદરોમાં છુપાઇ રહેવાની ફરજ પડી. વિજયી રાજપુત સરદાર પર્વતકંદરોમાં પણ તેની પાછળ ગયો અને તેને પરાજિત કરતો ગયો. શિવાજીના સર્વ કિલ્લા રાજપુત સરદારે જીતી લીધા અને શિવાજી મહારાજ અતિ સંકટમાં આવી પડયા. આખરે શિવાજી મહારાજે પોતાનો સર્વ ખજાનો જે કિલ્લામાં ભર્યો હતો તેને પણ ઘેરી લેવામાં આવ્યો.

ઘણા દિવસ સુધી દુશ્મનોનું કાંઈ વળ્યું નહિ. એક દિવસ સવારમાં શિવાજીના માણુસો દારૂખાનાનો ઓરડો ખોલીને દારૂ લેતા હતા, એવામાં રાજપુત સરદારે એક પતંગ હવામાં ઉરાડયો અને તેને બરાબર દારૂખાનાના ઓરડામાં પાડયો. તેની સાથે એક દિવાસળી બાંધવામાં આવી હતી તે ત્યાં જઇને સળગી અને તેની સાથેજ સર્વ દારૂખાનું પણ સળગી ઉઠયું. એક મોટા કડાકા સાથે તે મકાન ઉડી ગયું અને શિવાજીનાં ઘણાં માણુસો માર્યા ગયાં. આથી તરતજ તે કિલ્લો મોગલોના હાથમાં આવ્યો. હવે શિવાજીએ પોતાના કિલ્લા પુનઃ પ્રાપ્ત કરવાની સર્વ આશા છોડી. હવે જે થવાનું હો તે થાઓ, એમ ધારીને શિવાજી મહારાજ એ રાજપુત સરદારને તાબે થયા. રાજપુત સરદારે તેમને દિલ્લી જઈ પાદશાહની મુલાકાત લેવાની સલાહ આપી અને જણાવ્યું કે, ત્યાં તમને પાદશાહ તરફથી કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ થશે નહિ. જો થાય તો તેને માટે હું જોખમદાર છું. શિવાજીએ, એ રાજપુત સરદારપર શ્રદ્ધા રાખી પોતાના માણુસોને રજા આપી અને તે સ્વયં રાજપુત સરદારની સાથે દિલ્લી ગયા.

દિલ્લી પહોંચ્યા પછી તેમને પાદશાહની સમક્ષ લઈ જવામાં આવ્યા અને ચોબદારે તેમને પાદશાહને નીચા નમીને નમન કરવાની આજ્ઞા કરી. પરંતુ શિવાજીએ તેમ કરવાની સ્પષ્ટ ના કહી અને ઔરંગઝેબ તરફ ક્રોધભરિત મુદ્રા કરીને તેઓ બોલ્યાઃ—

“હાલમાં હું તમારી સત્તા નીચે છું, પરંતુ તમે મને જીતીને લોકોની નિંદાને પાત્ર થયા છો અને હું સ્તુતિને પાત્ર થયો છું. તમે મને સંખ્યાના બળથી જીત્યો છે. માત્ર થોડા મજબૂત માણુસોની સહાયથી અનેક વર્ષો સુધી મેં તમને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી છે. અંતે જે માણુસથી તમે ડરતા હતા તે માણુસને તમે બંદીવાન બનાવ્યો છે. પરતુ પાદશાહોએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવો જોઇએ નહિ.

હું જ્યારે તમારા સેનાધિપતિને તાબે થયો ત્યારે તેમણે મને માન-ભરેલા વર્તનની ખાત્રી આપી હતી. ત્યારે શું મારે એક માણસને નમીને સલામ કરવી? પછી તે માણસ મોગલોના શહેનશાહ હોય તો શું થયું? આપણે ઉભય નૃપતિ છીએ. માટે તમે બરાબર સ્મરણમાં રાખજો કે જે માન માત્ર ઇશ્વરનેજ આપવું ઘટે છે, તે માન હું કદિ પણ મનુષ્યને આપીશ નહિ."

ઔરંગઝેબે પ્રત્યુત્તર આપવાની પણ દરકાર કરી નહિ. તેના અંતઃકરણમાં ક્રોધાગ્નિ બળતો હતો, પરંતુ તેણે તેને બહાર વ્યક્ત કર્યો નહિ. તેણે ચોબદારને માત્ર એટલુંજ કહ્યું કે "આ બંડખોર સરદારનું મારી આગળથી મોઢું બાળ" શિવાજી પ્રત્યે તેને ઘણો ક્રોધ છૂટયો હતો, તોપણ તેની હિમ્મત જોઇ તેને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થયું, અને તેના મનમાં તેને વિષે માન ઉત્પન્ન થયું. જે માણસે અનેક વર્ષો પર્યંત તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ કર્યા હતા અને જે માણસ એક નાના સરખા સરદારથી વધીને મહારાષ્ટ્રનો અધિપતિ થઇ બેઠો હતો; તે માણસ પ્રત્યે શહેનશાહના મનમાં માન ઉત્પન્ન થાય તેમાં કાંઇ નવાઈ નથી. શિવાજીનાં પરાક્રમોની વાત દિલ્લી સુધી પહોંચી ગઈ હતી અને આ અદ્‌ભુત માણસનાં દર્શન કરવાને માટે લોકો આતુર થઈ રહ્યા હતા. શહેનશાહની સમક્ષ તેમણે જે દ્રઢતા બતાવી હતી તે જોઇ ત્યાં બેઠેલા સર્વ અમીર ઉમરાવો આશ્ચર્ય-ચકિત થયા હતા. તેમજ ઔરંગઝેબે શિવાજીના શબ્દોથી ઉશ્કેરાઈ જઇને તેમને કાંઇ શિક્ષા કરી નહિ તેથી પણ તેઓ વિસ્મિત થયા, કારણ કે ઔરંગઝેબ પોતાનું અપમાન કરનારને કોઈ કોઈ વખત દેહાંત દંડ કરવાને પણ ચૂકતો નહોતો.

જે વખતે શિવાજી મહારાજ દરબારમાં હતા તે વખતે જનાન-ખાનાની મુખ્ય સ્ત્રીઓ પડદા પાછળથી દરબારમાં ચાલતું કામકાજ

જોતી હતી. આ સ્ત્રીઓમાં રોશનઆરા પણ હતી. રોશનઆરા હજી પણ શિવાજીને વિસરી ગઈ નહોતી. તેની મૂર્તિ તેના હૃદયમાં અંકિત થઇ ગઇ હતી. રોશનઆરા પોતાનો પુત્ર પોતાની પાસેથી ગયો ત્યારથી તેના મુખનું દર્શન કરવાને કદિ પણ ભાગ્યશાળી થઇ નહોતી અને તેના પિતાએ તેને વિષે કાંઈ પણ હકિકત તેને કહી નહોતી. પોતાના પિતાની દ્રષ્ટિમાં તેણે શિવાજીને પરણી ને પોતાના કુળને કલંક લગાડયું હતું. ઔરંગઝેબ શિવાજીને માત્ર એક લૂંટારોજ ગણુતો હતો અને એક લૂંટારાની સાથે પોતાની પુત્રી પરણી છે, એ વાત સાંભળી તેને અતિ ક્રોધ ચઢયો હતો. આ ક્રોધના આવેશમાં તેણે રોશનઆરાને જે શિક્ષા કરી તે તેને અસહ્ય થઇ પડી. આ શિક્ષા તેના પુત્રને તેનાથી દૂર રાખવાની હતી. આ શિક્ષાને લીધે તેના દિવસો શોક અને દુઃખમાંજ વ્યતીત થતા હતા. શિવાજીના મુખનું દર્શન કરવાથી તેને ડુંગરી કિલ્લાપર ભોગવેલું સુખ સાંભરી આવ્યું અને તે પુનઃ તે સુખની ભોકતા થવાને માટે આકાંક્ષા ધારણ કરવા લાગી.

શિવાજીનો નિડર અને પ્રભાવશાળી ચ્હેરો જોઇને રોશનઆરાનો આગલો પ્રેમ ઉભરી આવ્યો. અનેક વર્ષો સુધી જોખમ અને પરિશ્રમ ભરેલાં કાર્યો કર્યા છતાં તેમની આંખમાંથી તેજ ન્યૂન થયું નહોતું; તેમજ તેમનું સૌંદર્ય પણ ઓછું થયું નહોતું. હજી પણ યોદ્ધાની પ્રશંસા અને સ્ત્રીનો પ્રેમ જીતવાની તેમનામાં શક્તિ હતી. શાહજાદી રોશનઆરાએ જ્યારે પોતાના પિતાનો, શિવાજીને તેની સમક્ષથી લઈ જવાનો હુકમ સાંભળ્યો ત્યારે તેને ભય લાગ્યો કે હવે મારા પ્રિય પતિનું કોણ જાણે શું થશે ? કારણ કે તે પોતાના પિતાને સારી પેઠે ઓળખતી હતી. તેને શિવાજીનો વધ થવાની ધાસ્તી લાગી. શિવાજીએ દરબારમાં જે હિમ્મત દર્શાવી હતી તેથી ઘણા ઉમરાવો તેનાપર પ્રસન્ન થયા હતા અને તેથી તેમણે ઔરં-

ગઝેબને શિવાજી પ્રત્યે માયાળુ થવાની પ્રાર્થના કરી તો પણ ઔરંગઝેબે તેમની પ્રાર્થના માન્ય રાખી નહિ અને તેણે તેને જન્મપર્યંત કારાગૃહમાં રાખવાનો પોતાનો નિશ્ચય વ્યક્ત કર્યો. પોતાની સમ્મતિ વિના તેણે પોતાની પુત્રીને પરણીને તૈમુરના કુળને લાંછન લગાડયું હતું તેથી તે તેનાપર અતીવ ગુસ્સે થયો હતો અને તેથીજ તેણે તેને કદિ પણ નહિ છોડવાનો નિશ્ચય કર્યો હતો.

પોતાના પિતાની ક્રૂરતા જોઈ રોશનઆરાને શિવાજીના રક્ષણ વિષે આશંકા આવી અને તેથી તે ઔરંગઝેબની સમક્ષ જઈ તેને ચરણે પડી અને શિવાજીને મુક્ત કરવાને માટે તેને ખોળો પાથરીને આજીજી કરવા લાગી. પોતાની પુત્રીની આજીજી સાંભળી પાદશાહ બોલ્યો:—

"હું આડંબર પસંદ કરતો નથી, તો પણ તે ઉદ્ધત માણસ મને જે માન આપવાને ના કહે છે તેજ માન હું તેના તરફથી મેળવીશ અને તેને મારા ચરણ આગળ નમાવીશ. માનસિક અને શારીરિક શક્તિ ઉપર સત્તાનો જેટલો આધાર છે તેટલોજ તેનો આધાર રાજ્યના ખાલી આડંબર અને ક્રિયાઓ ઉપર રહેલો છે. સામ્રાજ્યના ખાલી આડંબર અને ક્રિયાઓ એ રાજાની શારીરિક અને માનસિક શક્તિનાં ઘાતક છે. જ્યારે તે નમન કરીને મને માન આપશે ત્યારેજ મારા તરફથી તે જરા પણ કૃપાની આશા રાખી શકશે."

"પિતાજી ! તેને પુનઃ આપની સમક્ષ હાજર થવાનું માન આપો અને નમન કરવાના કરડા સ્વરૂપને જરા મૃદુ કરો. જંગલમાં રહેનાર માણુસને દરબારી ઠાઠમાઠ અને દરબારી વિવેક તથા શિષ્ટાચારનું જ્ઞાન ક્યાંથી હોય ? તો પણ તે એક બહાદુર પુરુષ છે અને તમારે તેને યોગ્ય માન આપવું જોઇએ."

"ઠીક ત્યારે, મારી પ્યારી પુત્રીને રાજી કરવાને ખાતર હું

નમન કરાવવાની બાબતમાં વિશેષ સખ્ત થઇશ નહિ, જો કે જીતાયેલા રાજાઓએ શહેનશાહને એ માન આપવુંજ જોઇએ."

રોશનઆરાએ આનંદના આવેશમાં એકદમ એક માણસને શિવાજીના કારાગૃહમાં મોકલ્યો અને શિવાજી મહારાજને પાદશાહના દિવાનેઆમમાં તેડી મંગાવ્યા. શિવાજી મહારાજનાં ભવાંપર ક્રોધની કરચલીઓ પડી હતી અને તેમના હોઠ બિડાયેલા હતા. આ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તેઓ આપખુદ પાદશાહને જરા પણ નમણું આપવાને ખુશી નહોતા.

જ્યારે તેઓ દિવાનેઆમના મધ્ય ભાગમાં પહોંચ્યા ત્યારે ચોબદારે તેમને શહેનશાહને ચરણે નમન કરવાની આજ્ઞા કરી.

"હું રાજકુમાર છું" શિવાજી મહારાજ બોલ્યા "તેથી એક ગુલામ તરીકે વર્તન કરવાને અશક્ત છું. જેઓ સ્વતંત્ર હોય છે તેમને જંજીરો ગુલામ બનાવી શકતી નથી."

"પરંતુ પરાજિત થયેલા માણસો પોતાની માલ મિલકતની સાથે પોતાના હક પણ ગુમાવે છે." ઔરંગઝેબે પ્રત્યુત્તર આપ્યો. "મરાઠા સરદાર મારાથી પરાજિત થઇને મારે તાબે થયો છે અને મારો સેવક બન્યો છે. તલવારે આપેલો હક હું કદિ પણ છોડનાર નથી."

"ખરેખર હું તમારાથી પરાજિત થયો છું અને હું તમારી સત્તા નીચે આવ્યો છું, પરંતુ હું અહીંઆં તમારા સેવક તરિકે આવ્યો નથી. તમારા સેનાધિપતિએ પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું છે કે અમારા પાદશાહ તમને એક નૃપતિ તરિકે માન આપશે, તમને કદિ ગુલામ ગણશે નહિ. મારે હવે જોવાનું છે કે એક મહાન સામ્રાજ્યના અધિપતિ પતિત થઇને મિથ્યા વચની થાય છે કે નહિ!"

"વિજેતાની મરજી એજ તેનો કાયદો છે અને પરાજિતના કપાળમાં તો આજ્ઞાપાલનજ લખેલું છે."

શિવાજીએ સિંહાસન તરફ પોતાની પૂંઠ ફેરવી. ઔરંગઝેબની શાંત મુદ્રાપર હવે ગુસ્સાનાં ચિન્હો સ્પષ્ટ રીતે વ્યક્ત થયાં અને તે પોતાના સિંહાસનપરથી ઉઠયો. તેના ઓઠ ધ્રુજ્યા, તેના ગાલ સફેદ પુણી જેવા થઇ ગયા, તેનો હાથ પોતાની તરવારપર જઇ પડયો અને તે એકાદ ભયંકર હુકમ આપવાની તૈયારીમાં હતો એટલામાં શિવાજી મહારાજ તેના તરફ ફર્યા અને નિર્ભયતા પૂર્વક બોલ્યાઃ—

"મોગલ શહેનશાહ ! તમારી પુત્રીને મારા કબજામાં સોંપો. તમે અન્યાય કરીને તેને પોતાના સ્વામિથી અલિપ્ત રાખી છે. તમે તમારી પુત્રી મને પાછી સોંપશો એટલે હું તમને શ્વશુર તરિકે માન આપીશ. વળી મારો પુત્ર મને સોંપો એટલે હું તમને એક કલ્યાણ-કર્તા તરિકે માન આપીશ. મને મારૂં રાજ્ય પાછું સોંપો એટલે હું તમારો એક માંડલિક બનીશ અને તમને સમ્રાટ્ તરિકે માન આપીશ. પરંતુ સ્મરણમાં રાખજો કે ગમે તેવી વિપત્તિ મારે માથે આવી પડશે તો પણ હું મારી પ્રતિજ્ઞાનો પરિત્યાગ કરીશ નહિ. મારી પ્રતિજ્ઞા તો મારા દેહાંતની સાથેજ છૂટશે."

જો કે શહેનશાહે શિવાજીની એ માગણીને મૂર્ખતાભરેલી ગણી કાઢી તોપણ તેનો રોષ કેટલેક અંશે ઓછો થયો. તેણે શિવાજીને ઉન્મત્ત ગણી કાઢી તેમને સખ્ત કેદખાનાની સજા કરવાનો પોતાના એક અમલદારને હુકમ કર્યો. તે અમલદારે તેમને પોતાના ઘરમાં કેદ કર્યા અને તેણે તેમનાપર બારિક દેખરેખ રાખવા માંડી; આથી શિવાજી મહારાજને ત્યાંથી મુક્ત થવાનો લેશ પણ માર્ગ રહ્યો નહિ.

કારાગૃહમાં મહિનાના મહિના ચાલ્યા ગયા, પરંતુ તેમાંથી નીકળવાનો કોઈ માર્ગ ખુલ્લો થયો નહિ. શિવાજીને ઘણી ચિંતા થવા લાગી. તેના શોકનો પાર રહ્યો નહિ. તેની પ્રાણપ્રિયા રોશન-આરા તેની સાથે ગુપ્ત રીતે વાતચીતનો વ્યવહાર રાખતી હતી તેટલો

તેને દુઃખવિસારો હતો. એક માળીને શિવાજીની પાસે આવવાની રજા આપવામાં આવી હતી. રોશનઆરા આ માણસદ્વારા શિવાજી સાથે વાતચીત કરતી અને તેની ખબર અંતર પૂછતી હતી. ઉક્ત અમલદારને આ માળીના ઉપર અપૂર્વ શ્રદ્ધા હતી, કારણ કે તે માણસ તેના પરિચયનો હતો. પરંતુ રોશનઆરાની સુવર્ણ મુદ્રિકા અને ભવિષ્યમાં ન્યાલ કરી નાંખવાનાં વચનોએ, તેની પ્રમાણિકતાનો લય કર્યો અને શિવાજીના કારાગૃહમાંથી વિમુક્ત થવામાં તે કારણભૂત બન્યો. ઘણા દિવસ સુધી તે અમુક નિયત કરેલા સમયે શિવાજીને પુષ્પ આપવા જાઉં છું એવા બ્હાનાથી કારાગૃહમાં ગયો. તેને વિષે કોઇને લેશ પણ આશંકા આવી નહિ.

એક દિવસ દશેક વાગે ભોજન લાવનાર સેવક ભોજન લઇને આવ્યો, પરંતુ તે શિવાજીને ત્યાં નહિ જોવાથી આશ્ચર્યચકિત થયો. જમીનપર એક માણસ પ્રગાઢ નિદ્રામાં પડેલો જણાતો હતો. તે ઉંધો પડયો હતો અને સર્વથા નગ્નાવસ્થામાં હતો. તેણે તરતજ અમલદારને ખબર કરી એટલે તે દોડતો આવ્યો. પેલો નિદ્રામાં લીન થયેલો માણસ માળી નીકળ્યો અને તે એવી તો પ્રગાઢ નિદ્રામાં પડયો હતો કે તેને મહા મુસ્કેલીથી જાગૃત કરવામાં આવ્યો. તેણે જાગૃત થઇને આંખ ચોળીને જોયું તો પોતાને સર્વાંશે નગ્નાવસ્થામાં જોઇને તે આશ્ચર્યસાગરમાં ડુબી ગયો. વળી પોતાની આસપાસ સંખ્યાબંધ માણસોને એકત્રિત થઇને કેદીના નાસી જવા સંબંધે પ્રશ્ન કરતા જોઇ તે તેટલોજ આશ્ચર્યચકિત થયો. તેણે કાને હાથ દીધા અને હિમ્મતથી જણાવ્યું કે " તમે પૂછો છો તે સંબંધે હું કાંઈ જાણતો નથી. મારાં કપડાં કોઈ ચોરી ગયું છે, પણ કોણ ચોરી ગયું છે તે હું જાણતો નથી. કદાચ શિવાજીજ પોતાનું કાર્ય ઉત્તમ રીતે સાધી લેવાને માટે તે લઇ ગયો હોય તો તેની ના કહેવાય

નહિ. " જે ઘટના બની હતી તેથી જાણે તે આંફળોફાંફળો બની ગયો હોય તેવો તે ઢોંગ કરવા લાગ્યો. જાણે એકાએક કોઇ વાતનું સ્મરણ થયું હોય તેમ તે બોલ્યો " અરે ! હા ! હા ! હવે મને યાદ આવે છે. હું ઓરડામાં દાખલ થયો ત્યાર પછી થોડીવારે શિવાજીએ મને લલચાવીને શરબતનો એક ગ્લાસ પાયો. આ શરબતના ગ્લાસમાં અફીણ હોવું જોઇએ, કારણકે પીધા પછી થોડીવારે મને ઘેન ચઢવા માંડયું અને હું બેશુદ્ધ થઇ ગયો. " આ વાત પણ માની શકાય એવી હતી. વળી ઉક્ત અમલદાર તેને એક પ્રમાણિક માણસ તરિકે ઓળખતો હતો તેથી પણ તેનાપર શક લાવવાનું કોઇને પ્રયોજન નહોતું. આ રીતે માળી બચી ગયો. અને શિવાજી મહારાજ પલાયન કરી ગયા. તરતજ સર્વત્ર ખબર કરી દેવામાં આવી અને શિવાજીને શોધી કાઢવાને માટે માણસો મોકલવામાં આવ્યા. પરંતુ ક્યાંય પણ તેમનો પત્તો લાગ્યો નહિ. જ્યારે શહેનશાહને ખબર કરવામાં આવી કે શિવાજી નાસી ગયો છે ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે કેટલીક ટુકડી શિવાજીને પકડી લાવવાને રવાના કરી, પરંતુ હજીયે મોટો ધડાકો સહન કરવાનો બાકી હતો. શિવાજીના નાસી જવાની ખબર મળ્યા પછી થોડીવારે તેને ખબર મળી કે જનાનખાનામાં રોશનઆરાનો પત્તો નથી.



## ષષ્ઠ પરિચ્છેદ.



શિવાજીનું કદ માળીના જેટલુંજ હતું તેથી તેણે તેનાં વસ્ત્ર પહેર્યાં એટલે કોઇ પણ માણુસને તેનાપર શંકા ગઈ નહિ. અગાઉ કરેલી ગોઠવણ મુજબ તેઓ માળીનો પોશાક પરિધાન કરીને જનાનખાનામાં રોશન-આરાની પાસે ગયા. માળી હમ્મેશાં જનાનખાનામાં જતો હોવાથી શિવાજીને માળી ધારીને કોઇ ચોકીદારે રોક્યા નહિ. રોશનઆરાએ શિવાજીને શહેરની બહાર જઇને અમુક વૃક્ષ નીચે થોભવાને કહ્યું.

" અને તમે ત્યાં મને કેવી રીતે આવીને મળશો ? "

શિવાજીએ પ્રશ્ન કર્યો.

" હું પીરની દરગાહ આગળ બંદગી કરવાનું બહાનું કાઢીને આવીશ. "

આ યોજના સફળ થઈ. સામ્રાજ્યમાં તે સમયે કાંઇ ટટો બખેડો હતો નહિ, સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. આથી જે રીતે અશાંતિના સમયમાં શહેરના દરવાજા આગળ આવતાં જતાં માણુસોની જડતી લેવામાં આવતી હતી અને તેમને પૂછપરછ કરવામાં આવતી હતી. તે પ્રમાણે આ સમયે રોશનઆરાને કાંઇ જડતી અને પૂછપરછની બાધા નડી નહિ. શહેરનો દરવાજો છોડયા પછી રોશનઆરાએ પોતાનાં માણુસોને એક પીરની દરગાહ તરફ પાલખી લેવાનો હુકમ કર્યો. રોશન-આરા થોડે દૂર ગઈ એટલે તેણે ભોઇઓ તથા બીજા માણુસોને ઉભા રહેવાનો હુકમ કર્યો અને પોતાની એક માનીતી દાસીને લઇને પોતે એકલી પીરની દરગાહ તરફ ગઇ. તે થોડે છેટે ગઈ એટલે પોતાના

માણુસોની દ્રષ્ટિથી દૂર થઇ. હવે તેણે ધોરી માર્ગ છોડીને આડમાર્ગ પકડયો અને જંગલ તરફ ચાલવા માંડયું.

તેમને આ રીતે ચાલવાની ટેવ નહોતી તોપણુ તેઓ ખરબચડા અને નિર્જન માર્ગે થઇને શિવાજીને જઈ મળ્યાં. માર્ગમાં તેમને તે જગ્યા ક્યાં આવી છે એવી પૂછપરછ કરવી પડતી તો તેઓ માત્ર અંત્યજ વર્ગનાં માણુસોનેજ તેવો પ્રશ્ન પૂછતાં. કારણુ કે આ વર્ગના લોકો સાથે ઉચ્ચ વર્ગના માણુસો ઝાઝી વાતચીત કરતા નહોતા, તેથી તેમનો પકડાઈ જવાનો સંભવ ઘણો થોડો હતો.

બે કલાક સુધી પરિશ્રમભરેલો પ્રવાસ કર્યા પછી રોશનઆરા અને તેની દાસી, એ ઉભય શિવાજીને જંગલમાં જઈ મળ્યાં. શિવાજીએ હવે પોતાનો વેષ બદલી નાંખ્યો હતો અને પોતાનાં વસ્ત્ર પરિધાન કર્યાં હતાં.

" આપણે આ જંગલના દક્ષિણુ દિશા તરફના છેડાપર પહોંચીશું ત્યારે હું તમારે માટે એક પાલખી લાવીશ " શિવાજીએ કહ્યું. " ત્યાંસુધી તમારે ચાલવું પડશે. પાલખી આવ્યા પછી આપણે વધારે સુરક્ષિતપણે પ્રવાસ કરી શકીશું. પરંતુ આપણે જ્યાંસુધી દક્ષિણુમાં પહોંચીશું નહિ ત્યાંસુધી રાજમાર્ગનો આપણે ત્યાગ કરવો પડશે. રોશનઆરા–પ્યારી રોશનઆરા ! આ પ્રવાસ તને કેવો લાગે છે ? તારા મૃદુ શરીરને શું આ પ્રવાસ કઠિન નથી લાગતો ?"

" ઔરંગઝેબની શાહજાદી આપત્તિની સામે કેવી રીતે થવું તે સારી પેઠે જાણે છે. સ્ત્રીની શક્તિને જ્યાંસુધી કસોટીપર ચડાવવામાં આવતી નથી ત્યાંસુધી તે જાણી શકાતી નથી. તૈમુરનાં વંશજો કદિ પણુ ભયથી ડરતાં નથી. "

" ચાલો ત્યારે હવે આપણે આગળ વધીએ. આપણા માર્ગમાં સહસ્ર આપત્તિઓ આવશે, પરંતુ એ આપત્તિની સામે થવાનો તમે પણુ

દ્રઢ નિશ્ચય કર્યો છે તેથી હું તેની જરાપણુ પરવા કરતો નથી.”

તેઓ આગળ ચાલ્યાં. જરાપણુ ધ્વનિ તેમને કર્ણગોચર થતો તો તે તેમને પોતાને શોધવા નીકળેલા માણુસનો લાગતો. જંગલ ધાડું હતું. તેઓ થોડી થોડી વારે વૃક્ષઘટાની નીચે વિશ્રાંતિ લેતાં. માર્ગમાં કાંટાવાળાં નાનાં મોટાં વૃક્ષો આવતાં તથા મોટી સંખ્યામાં પાસે પાસે ઉગેલા છોડ આવતા ત્યારે તેમને ઘણી અડચણુ પડતી.

સાયંકાળ થવા આવ્યો એટલે તેઓ એક નાની ગુફામાં ભરાયાં. તેની બે બાજુએ બે ડુંગરો આવેલા હતા. આ સ્થળ જંગલના મધ્ય ભાગમાં આવેલું હતું. શિવાજીએ પોતાના હાથમાંનો સોટો જમીનમાં ખોસ્યો અને તેના ઉપર એક ધોતીઉં નાંખીને એક નાનો સરખો તંબુ બનાવ્યો. આ તંબુમાં તેણે થોડું ઘાસ પાથર્યું અને તેપર રોશન-આરા તથા તેની દાસીને બેસાડી. રાત્રિના ઘોર તિમિરમાં શિયાળ બૂમ પાડતાં હતાં, અને દૂરથી અન્ય પ્રાણીઓના નાદ પણુ સંભળાતા હતા. થોડી રાત્રિ વ્યતીત થઇ ગયા પછી શિવાજીની દ્રષ્ટિએ કેટલાક માણુસો પડયા. એક માણુસના હાથમાં મશાલ હતી અને બીજા માણુસો તેની પાછળ ચાલતા હતા. તે ગુફાની પાસેથીજ રસ્તો જતો હોવાથી પેલા માણુસોને ગુફા તરફ જતાં અટકાવવાને શિવાજી તે રસ્તાપર ગયા. જંગલમાં પુષ્કળ વનસ્પતિ ઉગેલી હોવાથી તિમિરનું સામ્રાજ્ય એવું પ્રસરી રહ્યું હતુ કે થોડાં પગલાંથી દૂરની વસ્તુ ઓળખી શકાતી નહોતી. પરંતુ શિવાજીને પોતાના દેશમાં રાત્રિને સમયે જંગલનો પ્રવાસ કરવાનો અભ્યાસ વિશેષ હોવાથી તેમને વસ્તુ પારખતાં કાંઇ અડચણુ પડતી નહોતી. હવે શિવાજીએ પેલા માણુસોને વધુ નિકટ આવતા જોયા. તેઓ શહેનશાહના મોકલેલા માણુસો હતા એવી તેની ખાત્રી થઇ. તેઓ દશ હતા. શિવાજી તરતજ પોતાના તંબુ આગળ આવ્યા અને ત્યાં જે અગ્નિ સળગાવવામાં આવ્યો હતો તેને

હોલવી નાંખ્યો. ત્યાર પછી તેઓ શાહજાદી અને તેની દાસીને ત્યાંથી થોડે દૂર લઇ ગયા અને તેમને કહ્યું કે "હું પાછો આવું ત્યાં સુધી તમે આજ સ્થળે રહેજો. પાદશાહે મોકલેલા માણસોને શિકસ્ત આપવાને હું જાઉં છું. જો હું પરાજિત થઇશ તો ત્યાંજ મરણ પામીશ. કારણ કે તેમના હાથમાં જીવતા નહિ જવાનો મેં નિશ્ચય કર્યો છે. તમારાપર તો તમારા પિતા દયા કરશે, પરંતુ મારાપર તો જરાપણ દયા કરશે નહિ. જો હું મરણ પામું તો તમે તમારા પિતાને ત્યાં જજો. તે તમારૂં સંરક્ષણ કરશે."

"ના, તેમ કદિ પણ બનશે નહિ. મારી પાસે પણ એક કટાર છે અને તમારૂં મરણ થશે તો મારૂં મરણ પણ અવસ્ય થશેજ. હવે તમારો વિયોગ કદિ પણ મારાથી સહન થઇ શકશે નહિ."

"હું મરણીઓ થઇને આ કાર્ય કરવા જાઉં છું. જો હું વિજય પામીશ તો તો આપણે સુરક્ષિત રહીશું, પરંતુ જો નિષ્ફળ થઇશ તો મૃત્યુ શિવાય ગત્યંતરજ નથી."

રોશનઆરાને પ્રેમથી ચુંબન કરીને શિવાજી ત્યાંથી નીકળ્યા અને મોગલોનો માર્ગ ઘેરીને ઉભા. તેમણે પોતાના બન્ને હાથમાં એક એક કટાર પકડી અને તેઓ માર્ગની પાસેજ એક નાના વૃક્ષની ઓથે સંતાઈ રહ્યા. જે માણુસના હાથમાં મશાલ હતી તે માણુસ તેમની નિકટ આવ્યો કે તરતજ તેઓ ઉઠયા અને તેના હાથમાંથી મશાલ ઝુંટવી લઇ પોતાના પગ તળે દાબી હોલવી નાંખી, અને તેના હૃદયમાં કટાર મારી તેને સ્વધામ પહોંચાડી દીધો. તત્પશ્ચાત્ તરતજ તેમણે તે ટુકડીના આગેવાનને પકડયો અને તેના પણ તેજ હાલ કીધા. આ કાર્ય માત્ર ચાર પાંચ પળમાંજ બની ગયું. પેલા માણુસોના ગભરાટનો પાર રહ્યો નહિ. શિવાજીની આંખ વધારે તીક્ષ્ણ હતી તેથી ઘોર તિમિરમાં તેઓ પોતાના શત્રુઓને જોઈ શકતા હતા, પરંતુ તે

માણસો તેમને જોઇ શકતા નહોતા. શિવાજીએ એક પછી એક ચાર માણસને યમદ્વાર પહોંચાડી દીધા. મોગલો તેમને કોણ કટાર મારે છે તે જાણી શકતા નહોતા, કારણ કે તિમિરમાં તેમને કાંઇ સમજાતું નહોતું. તિમિરને લીધે ક્યાં પ્રહાર કરવો તે પણ તેઓ સમજી શકતા નહોતા, અને પ્રહાર કરે તો તે ખાલીજ જવાનો સંભવ હતો. આ પ્રમાણે થોડીવારમાં છ માણસો ભોંય ભેગા થયા. બે માણસોને તત્પશ્ચાત્ તરતજ ઠેકાણે પાડવામાં આવ્યા. વળી ત્યાર પછી એક માણસની તેજ ગતિ થઇ. હવે એક શેષ રહ્યો. આ માણસના ઉપર શિવાજી મહારાજ વિદ્યુદ્વેગે સિંહની પેઠે તુટી પડયા. તેની તલવાર પકડી એક આંચકો મારીને ઝુંટવી લીધી અને તેને થોડે દૂર ફેંકી દીધી. તેમની એક કટાર ઝપાઝપીમાં અગાઉ પડી ગઇ હતી અને આ છેલ્લા માણસની સાથે ઝપાઝપી કરતાં તેમની શેષ રહેલી કટાર પણ ભૂમિપર પડી ગઇ અને શોધ કરતાં પણ જડી શકી નહિ.

હવે ઉભય શસ્ત્ર વિહીન થયા. તે ઉભય કુસ્તી કરવા લાગ્યા. મોગલ ઉંચો અને મજબૂત માણસ હતો, પરંતુ શિવાજીના જેવો ચંચળ અને બળવાન નહોતો. શિવાજીના આંચકાથી તે નીચે તુટી પડયો, પરંતુ તેણે શિવાજીને પકડી રાખ્યા. શિવાજી મહારાજે તેને ગળામાંથી પકડયો અને તેને ગુંગળાવી મારવાને માટે તેનું ગળું દાબ્યું. પરંતુ તે માણસને એકાએક પુષ્કળ વેદના થવાથી તેણે શિવાજીને પોતાના બે પગ વચ્ચે અતિ જોરથી દબાવ્યા અને એકદમ ઉંચકીને જોરથી કેટલાક ફીટને અંતરે ચત્તાપાટ ફેંકી દીધા.

હવે એમ બન્યું કે શિવાજી ઉઠવા જતા હતા એવામાં તેમના પગની સાથે એ મોગલની તલવારનો સ્પર્શ થયો. શિવાજીએ એક પળનો પણ વિલંબ કર્યા વિના તે તલવાર લીધી અને ઉક્ત મોગલ હજી ભૂમિપરથી ઉઠીને બેઠો થાય તે પૂર્વે તેના હૃદયમાં ભોંકી દીધી.

આ રીતે ઘોર તિમિરનો લાભ લઇને શિવાજી મહારાજે એક પણ ઘા સહન કર્યા શિવાય દશ માણસને સ્વધામ પહોંચાડી દીધા.

શ્રમપરિહાર કરવાને માટે એક પળ સુધી શ્વાસ લેવા થોભ્યા પછી તેઓ રોશનઆરાની પાસે ગયા. રોશનઆરા આતુરતાથી તેમની રાહ જોઈ રહી હતી. તેમણે આખી રાત તે જંગલમાં ગાળી. જો કે તે જંગલમાં હિંસક પશુઓ પુષ્કળ રહેતાં હતાં પરંતુ સદ્ભાગ્યે તેમને કોઈ પણ પ્રાણીએ સતાવ્યાં નહિ. પ્રાતઃકાળમાં જાગૃત થઇ તેમણે પ્રવાસ કરવા માંડયો. પ્રવાસની મુશ્કેલીઓ રોશનઆરા જેવી નાજુક સ્ત્રીએ બહાદુરીથી સહન કરી. જંગલમાંથી બહાર નીકળ્યા પછી નિકટનાજ એક ગ્રામમાંથી તેમણે બે ટટ્ટુ ખરીદ્યાં અને તેઓ ધીમે ધીમે મથુરા ગયાં. ત્યાર પછી તેઓ કાશી અને કાશીથી જગન્નાથ ગયાં. ત્યાંથી તેઓ હૈદ્રાબાદ થઇ અંતે મહારાષ્ટ્રમાં પહોંચ્યાં. અહીંઆં શિવાજીના અનુયાયીઓ તરતજ તેમની આગળ એકત્રિત થયા.

પોતાની પુત્રી નાસી ગઈ છે એવી ખબર સાંભળતાં ઔરંગઝેબના હૃદયને જે ધક્કો લાગ્યો તેથી તે બિમાર પડયો અને ઘણા દિવસ સુધી તેની બચવાની આશા છોડી દેવામાં આવી. પ્રત્યેક માણસનું લક્ષ્ય ઔરંગઝેબની બિમારી પ્રતિ આકર્ષિત થયેલું હોવાથી શિવાજી અને રોશનઆરાને પકડી લાવવા તરફ કોઇએ ઝાઝું ધ્યાન આપ્યું નહિ. સમસ્ત સામ્રાજ્યમાં શોક પ્રવર્તી રહ્યો, પરંતુ અંતે તે સાજો થયો, અને પોતાની પુત્રીના વિયોગનું દુઃખ વિસરી ગયેલો જણાયો.

હવે દરબારમાં એક તરૂણ પુરૂષ આવતો જણાયો. આ યુવક શહેનશાહને અતિ પ્રિય હતો, તો પણ તેનું કુળ અને તેનાં માત પિતાની કોઇને ખબર નહોતી. તે ક્યાંનો રહીશ છે અને કયી જાતનો છે તે કોઈ કહી શકતું નહોતું, તોપણ શહેનશાહ તેના તરફ પ્રીતિથી જોતો

હતો. આ યુવકનો ચ્હેરો સુંદર હતો. તેની વય ભાગ્યેજ સત્તર વર્ષની હશે. તે સર્વ પ્રકારની યુદ્ધકળામાં અતિ પારંગત હતો. પાદશાહ જ્યારે જ્યારે મૃગયા ખેલવા જતો ત્યારે ત્યારે તે તેની સાથે જતો અને જ્યાં વધુ ભય હોય ત્યાં તે સૌથી પ્રથમ ઝંપલાવતો. ભયંકર પ્રાણીઓનો શિકાર કરવામાં તે કદિ પણ નિષ્ફળ થયો નહોતો. તેની હિમ્મત, તેની સાહસિકતા અને શસ્ત્રાસ્ત્ર વાપરવાની તેની કુશળતા, આ સર્વ ગુણોએ એકદમ સકળ ઉમરાવોનું લક્ષ્ય આકર્ષ્યું. 'આ કોણ છે,' 'આ કોણ છે' એવો પ્રશ્ન અનેકવાર પૂછાતો, પરંતુ એ વિષે સાક્ષર અને નિરક્ષર એક સરખી રીતેજ અજ્ઞ હતા.

ધીમે ધીમે આ યુવક વિષે સર્વનો સારો અભિપ્રાય બંધાયો. તે જેવો બહાદુર અને કુશળ યોદ્ધા હતો તેવોજ વિવેક, વિનય અને દરબારી શિષ્ટાચારમાં પારંગત નાગરિક હતો. આ યુવકપર સર્વે જણને પ્રસન્ન થયેલા જોઈ ઔરંગઝેબ આનંદ પામ્યો. તે આ યુવકપર કૃપા કરવાની એક પણ સંધિ ગુમાવતો નહોતો. બંડખોર ઉસ્બેકોને પાદાક્રાંત કરવાને માટે અનેકવાર મોકલેલા સૈન્યમાં આ યુવક પણ ગયો હતો અને તેણે રણાંગણમાં પોતાનું શૌર્ય સિદ્ધ કર્યું હતું. ઔરંગઝેબ તેનું શૌર્ય જોઇને માનવા લાગ્યો કે આ યુવક આગળ જતાં મહાન સેનાધિપતિ થશે. તે માત્ર યુદ્ધકળામાં પ્રવીણ હતો એટલુંજ નહિ, પરંતુ વિદ્વાન પણ તેવોજ હતો અને ભવિષ્યમાં મહાન રાજદ્વારી પુરુષ નીવડવાની આશા આપતો હતો. પાદશાહની તેનાપર કૃપા થયેલી જોઈ કેટલાક અમીરો દ્વેષાગ્નિથી બળી ઉઠયા હતા, પરંતુ સામાન્ય રીતે તે ઘણા અમીરોની પ્રસન્નતા પ્રાપ્ત કરી શક્યો હતો.



# સપ્તમ પરિચ્છેદ.



વાજી મહારાષ્ટ્રમાં પહોંચ્યા ત્યારે તેમણે પોતાના માર્ગમાં કોઇ પણ પ્રતિસ્પર્ધીને જોયો નહિ. તેથી અલ્પ સમયમાં, ગુમાવેલા સર્વ કિલ્લાઓ પુનઃ જીતી લીધા. તે સર્વ ડુંગરી કિલ્લાઓના સ્વામી થયા અને પૂર્વે કરતાં પણ તેમની સત્તા વધુ મજબૂત થઇ. થોડા મહિનાની અંદર શિવાજીએ પચાસ હજાર માણસો એકઠા કર્યા. આ સર્વ માણસો શરીરે મજબૂત અને યુદ્ધનાં દુઃખ સહન કરી શકે એવા હતા. વળી તેઓ ચંચળ અને શસ્ત્રાસ્ત્ર વાપરવામાં પરમ કુશળ હતા. હવે શિવાજીએ બીજું સાહસ કરવાનો વિચાર કર્યો. તેમણે પોતાના સૈન્યમાંથી ઉત્તમોત્તમ પંદરહજાર માણસો ચુંટી કાઢ્યા અને જે કાળે હલ્લો થવાની કોઇ સ્વપ્ને પણ ભીતિ ન રાખે, એવી વર્ષાઋતુમાં તેમણે સુરત તરફ પ્રયાણ કર્યું.

એક દિવસે પ્રાતઃકાળમાં એક વણિક શહેરમાં દાખલ થયો અને તે પોતાના માલના નમુના અનેક માણસોને બતાવીને પોતાના માલનો વિક્રય કરવા લાગ્યો. આ વણિક સ્હેજ ઠઠ્ઠાખોર અને ખુશમિજાજી હતો તેથી તેની વાતચિત ઘણા માણસોને પસંદ પડતી હતી. તેની પાસે કિનખાબનાં વસ્ત્ર હતાં, તેથી તે ઘણા શ્રીમંત માણસોના ઘરમાં દાખલ થઈ શક્યો. આ સમયે સુરતનો કોટ કાંઈ ઘણો મજબૂત નહોતો. તેથી સાહસિક અને બહાદુર શત્રુની સામે તેનું રક્ષણ થઇ શકે તેમ નહોતું. સુરતમાં ધંધોરોજગાર પુષ્કળ ચાલતો હતો અને લોકો અતિ શ્રીમંત હતા. વર્ષાઋતુ ચાલતી હતી તેથી આ સુખી લોકોને શત્રુના આગમનની કલ્પના સુદ્ધાં નહોતી. ઉક્ત વણિક પોતાની ખાંધપર વસ્ત્રોનો બોજો લાદીને શહેરના સર્વ ભાગમાં

ફરી વળ્યો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં ઉત્તમ પ્રકારે તેનો સત્કાર થતો. ખાસ કરીને શ્રીમંતોના ઘરમાં તો તેનો અતિ સત્કાર થતો. કારણ કે તે વસ્ત્ર પણ શ્રીમંતોના દાવનાં લાવ્યો હતો. ત્રણ દિવસ સુધી આ ખુશમિજાજના વણિકે શહેરના રસ્તા ખુંદ્યા. જ્યારે તે પોતાનો સર્વ માલ વેચી રહ્યો ત્યારે તે સર્વ નાગરિકોનો શુભાભિપ્રાય જીતી લઇને શહેરમાંથી રવાના થયો.

સુરત શહેરના નાગરિકોને ભ્રમમાં નાંખવાને માટે તેણે પોતાના લશ્કરને બે ભાગમાં વિભક્ત કર્યું અને બે પ્રસિદ્ધ સ્થળે જાણે તે ઘેરો ઘાલવાની તૈયારીમાં હોય તેવી રીતે તેની છાવણી નાંખી. ત્યાર પછી તેણે એકાએક તે ટુકડીને ત્યાંથી પાછી બોલાવી લીધી અને તે સ્થળે માત્ર થોડાં થોડાં માણુસો રાખ્યાં. આ માણુસોને તેણે આખી રાત જોરથી અવાજ કરવાની અને મશાલ સળગતી રાખવાની આજ્ઞા કરી, કે જેથી શહેરના લોકોને ઘણાં માણુસની ટુકડી ત્યાં છાવણી નાંખીને પડેલી જણાય. આ યુક્તિ સંપૂર્ણ રીતે સફળ થઇ. શહેરના લોકોએ લશ્કરની ટુકડીઓને કોટની બહારજ છાવણી નાંખીને પડેલી ધારી અને તેઓ નિરાંતે નિદ્રા લેવા લાગ્યા. પરંતુ તેઓને પ્રગાઢ નિદ્રામાંથી એકદમ શિવાજીના માણુસોએ જાગૃત કર્યા. સ્ત્રીઓ અને છોકરાંઓની બુમો સંભળાવા લાગી. શહેરમાં ભારે ગભરાટ ફેલાયો. શત્રુંઓ શહેરમાં ઘુસી આવ્યા હતા, પરંતુ રાત્રિના તિમિરમાં શત્રુ અને મિત્રને ઓળખવાની મુશ્કેલી પડતી હતી. ચારે તરફ શસ્ત્રપ્રહાર થતા સંભળાતા હતા. ઘાયલ થયેલા માણુસોના આર્તધ્વનિ અને મૃત મનુષ્યોના આપ્તોના રોદનધ્વનિ સર્વત્ર સંભળાતા હતા. એકાએક શહેરમાં ગભરાટ ફેલાઇ ગયો. શિવાજીના માણુસો, ઘાસની માફક માણુસોને કાપીને આગળ વધતા હતા. સુરત શહેરના પોચા લોકો શૂરવીર મરાઠાઓની સામા થઇ શક્યા નહિ. મરાઠાઓનો વિજય થયો.

પ્રાતઃકાળમાં શહેરના રાજમાર્ગમાં અને મહોલ્લાઓમાં અસંખ્ય મુડદાં દ્રષ્ટિગોચર થયાં. મરાઠાઓ સુરત શહેરના સ્વામી થઈ બેઠા. જે વણિક કિનખાબ વેચી ગયો હતો તે અન્ય કોઇ નહિ પણ મરાઠાઓનો સરદાર શિવાજી હતો. જે માલ તે પૂર્વે વેચી ગયો હતો તે માલ હવે વિના મૂલ્યે લેવા તે આવ્યો હતો. શહેરના લોકોએ તેને પોતાનો માલ કાઢી આપવાની કબૂલાત આપી. આ કબુલાત થયા પછી તેણે કોઇને માર્યું નહિ. શહેરના સર્વ શ્રીમંત વ્યાપારીઓ અને સાહુકારોને પોતાના ખજાના શિવાજીને બતાવવા પડયા અને તેને અમુક હિસ્સો આપવો પડયો. આ રીતે ત્રણ દિવસ સુધી દ્રવ્ય એકત્રિત કરવાનું કાર્ય ચાલ્યું, પરંતુ હવે કોઇ પણ માણસના શરીરને ઇજા કરવામાં આવતી નહોતી. જ્યારે શિવાજીની અને તેના સૈનિકોની લૂંટની તૃષ્ણા તૃપ્ત થઇ ત્યારે તેમણે સુરત છોડયું. મરાઠાઓ કોટયવધિ રૂપીઆનો માલ સુરતમાંથી લઇ ગયા.

શિવાજીના આ સાહસની વાત જ્યારે ઔરંગઝેબના સાંભળવામાં આવી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. આ રીતની લૂંટફાટ એક રાજકુમારને અને એક યોદ્ધાને છાજતી નથી એવું તેનું માનવું હતું. પૂર્વની પેઠે હવે તેણે પુનઃ સૈન્ય મોકલવાનો દઢ નિશ્ચય કર્યો. તેણે એક કુશળ સેનાધિપતિના હાથ નીચે એક લાખ યોદ્ધાઓને દક્ષિણમાં મોકલી આપ્યા. પેલા તરૂણ પુરૂષને સેનાધિપતિના હાથ નીચે સહાયક સેનાધિપતિ નિયુક્ત કર્યો. આ માણસો બહાદુર શિવાજી અને તેના માણસોનો નાશ કરવાની આશાથી પૂર્ણ ઉત્સાહમાં નીકળ્યા. ઉક્ત તરૂણ પુરુષનો જન્મ કયા કુળમાં થયો હતો તે કોઇ જાણતું નહોતું તો પણ તેણે પોતાના સદ્‌ગુણોથી અમીર વર્ગનાં અંતઃકરણ એવાં જીતી લીધાં હતાં કે પાદશાહે તેને ઉચ્ચ દરજ્જે ચઢાવ્યો તેથી ઘણાજ થોડા માણસોના હૃદયમાં તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન

થયો. ઘણા અમીરો તો તેને આ માનને લાયકજ ગણવા લાગ્યા.

જ્યારે મોગલ સૈન્ય દક્ષિણમાં પહોંચ્યું ત્યારે શિવાજી મહારાજ હજારો માણસોને લઇને તેમની સામા થયા. એકાએક છાપા મારીને, પર્વતકંદરોમાં છુપાઇ જઇને, મોગલોનો ખોરાક લૂંટી લઇને, છુટી છવાઈ ટુકડીઓ ઉપર તુટી પડીને અને શત્રુઓમાં વારંવાર ગભરાટ ફેલાવીને શિવાજીએ હજારો મોગલોને ઓછા કર્યા અને તેમના પર કોઇ પણ કષ્ટ પાડવાનું બાકી રાખ્યું નહિ. શિવાજી શત્રુની સામે આવીને કદિ પણ યુદ્ધ કરતા નહિ, કારણ કે તેમની પાસે માણસો થોડા હતા; એટલુંજ નહિ પરંતુ મોગલોના જેવા તેમના માણસો યુદ્ધ-કળામાં કેળવાયેલા નહોતા. મોગલો અનેક યુક્તિઓ કરી કરીને થાક્યા, પરંતુ તેમને પર્વતકંદરોમાંથી નસાડી શક્યા નહિ. હવે મોગલ સૈનિકો નિરાશ અને અસંતુષ્ટ થયા. તેમણે સેનાધિપતિને એવી માગણી કરી કે "કાં તો અમને પાછા દિલ્લી લઇ જાઓ કે કાંતો એકદમ મરાઠા-ઓની સામે લડાવો. અમને શત્રુની સાથે સીધી રીતે રણાંગણમાં યુદ્ધ કરવાની સંધિ પ્રાપ્ત થતી નથી અને પર્વતકંદરોમાં કુચ કરી કરીને થાકવા છતાં શત્રુઓની સામે લડવાનો પ્રસંગ આવતો નથી. આ પ્રકારની યુદ્ધપ્રણાલિથી અમે કંટાળી ગયા છીએ."

યોદ્ધાઓનો આવો બડબડાટ શાંત કરવાને માટે તરુણ સહાયક સેનાધિપતિ પોતાની સાથે વીસ હજાર માણસો લઇને મરાઠાઓની સામે યુદ્ધ કરવાને પર્વતકંદરોમાં ગયો. શિવાજી મહારાજ હમેશની પેઠે તેની સામે આવીને યુદ્ધ કરવાથી દૂરજ રહ્યા.

એક દિવસ પ્રાતઃકાળમાં મરાઠાઓએ મોગલોની છાવણીપર એકાએક છાપો માર્યો. પરંતુ યુવાન સેનાધિપતિએ પોતાના માણસોને પોતાના તંબુની પાછળ લીધા અને યુદ્ધ કરીને મરાઠાઓને પાછા

હઠાવ્યા. જેમ જેમ મરાઠાઓ પાછળ હઠતા ગયા તેમ તેમ તે તેમની પાછળ પડયો અને તેણે ઘણા મરાઠાઓને કાપી નાંખીને અનેકને કેદ પકડયા. મરાઠાઓની પાછળ પડવામાં તે પોતાના માણસોથી છૂટો પડી ગયો. તે એક સાંકડી ખીણમાં ગયો એટલામાં કોઇ ગુપ્ત શત્રુએ તેનાપર એક બાણ ફેંક્યું અને તે તેના હાથના માંસવાળા ભાગમાંથી આરપાર નીકળી ગયું. આથી તેને વધારે શૂર ચઢયું અને તેણે પોતાના અશ્વને એડી મારી આગળ ચલાવ્યો. શત્રુને પરાજિત કરવાની આતુરતામાં 'હું એકલો છું' એવું તેને સ્મરણજ રહ્યું નહોતું. એકાએક તેના અશ્વને શર વાગતાં તે મુડદું થઇને નીચે પડયો. અશ્વની સાથે તે તરૂણ સેનાપતિ પણ નીચે પડયો. પરંતુ તરતજ તેણે પોતાના પગ અશ્વના જીનમાંથી છૂટા કર્યા અને તે દૂર કુદી પડયો. આસપાસ દ્રષ્ટિપાત કરતાં તેને જણાયું કે કોઇ પણ મોગલ નિકટ નથી. તે પાછો ફરવાની તૈયારીમાં હતો એવામાં એક શસ્ત્ર-સજ્જીત મરાઠો તેની સામે આવતો જણાયો. આ માણસ કોઇ સામાન્ય સૈનિક નથી એવી તેની ખાત્રી થવાથી તેણે તેને છેક નિકટ આવવા દીધો અને પછી તે બોલ્યોઃ—

" શું તમે મરાઠાઓના નેતા છો ? "

" તમે આ પ્રશ્ન શા માટે પૂછો છો ? "

" કારણ કે સર્વે કરતાં એજ માણસની સાથે હું યુદ્ધ કરવા ઇચ્છું છું. "

" ત્યારે તો તમે તમારી ઇચ્છા તૃપ્ત કરી લ્યો, કારણ કે શિવાજી સ્વયં તમારી પાસે ઉભો છે."

હવે ઉભયની વચ્ચે કાંઇ વધારે વાતચીત થઇ નહિ. ઉભય યોદ્ધાઓ એક બીજાના ઉપર સિંહની પેઠે તુટી પડયા. થોડીવાર સુધી

ભયંકર યુદ્ધ થયું. ઉક્ત મોગલનો ઘા તાજોજ હતો અને તેમાંથી કેટલુંક લોહી વહી ગયાથી તે અશક્ત થઇ ગયો હતો તેથી તે શિવાજીની સામે ઘણીવાર સુધી નિભી શક્યો નહિ. શિવાજીમાં તે મોગલ કરતાં ચપળતા પણ વિશેષ હતી અને બળ પણ વિશેષ હતું. તેણે તેના મસ્તકપર પોતાની તરવારનો પ્રહાર કરી તેને નીચે તોડી પાડયો. હવે તે સંપૂર્ણ રીતે પોતાના શત્રુના કબજામાં આવ્યો. પરંતુ તેનો શત્રુ જેવો બહાદુર હતો તેવોજ ઉદાર હતો. પોતાના શત્રુના તારૂણ્ય અને સૌંદર્યથી આશ્ચર્યચકિત થઇને શિવાજી તેની શુશ્રૂષા કરવા લાગ્યા. તેમણે તેને શુદ્ધિમાં આણવાને માટે તેનાં વસ્ત્ર ખોલ્યાં અને તેની છાતી ઉઘાડી કરી. આ તરૂણ યોદ્ધાની છાતીમાં જમણી બાજુએ એક નાનું સરખું ભાલાની અણીનું નિશાન હતું. આ નિશાન જોઇને શિવાજીની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. તેણે તરતજ એક નાની ચીચીયારી પાડી. તેની આસપાસ તેના અનુયાયીઓ એકત્રિત થયા; શિવાજીએ આ મોગલ યોદ્ધાને નિકટ આવેલા પોતાના એક કિલ્લામાં લઇ જવાની આજ્ઞા કરી. તેને હજી પણ શુદ્ધિ આવી નહોતી; તોપણ ઘા કાંઈ ઘણો ઉંડો નહોતો. કારણ કે તેના મસ્તકપરના ફેંટાએ શિવાજીની તરવારનો પ્રહાર ખાળ્યો હતો.

તે મોગલને જ્યારે શુદ્ધિ આવી ત્યારે તેણે પોતાને શત્રુના કબજામાં ગયેલો દીઠો. તેના હાથપરના ઘાપર મલમ લગાડીને તેને સારી રીતે બાંધી દેવામાં આવ્યો હતો. સાંજે તે કિલ્લામાં રહ્યો, બીજે દિવસે તેને રોશનઆરાની સમક્ષ લઇ જવામાં આવ્યો.

શિવાજીએ આવી, તેને પોતાની છાતી ખુલ્લી કરવાને કહ્યું. જ્યારે શાહજાદી રોશનઆરાએ તેની છાતી ઉઘાડી જોઈ ત્યારે તે થોડી વાર સુધી આશ્ચર્યચકિત થઈ નિઃસ્તબ્ધ થઇને ઉભી રહી; પછી તે આગળ ધસી અને તેને પ્રેમથી આલિંગન દઇને અશ્રુથી ન્હવરાવવા

લાગી " મારા પુત્ર " તે બોલી " મને લાંબા વખતથી તારો વિયોગ થયો હતો, પરંતુ આખરે તું આવ્યો છે અને તારી માતાનાં અશ્રુ સૂકવ્યાં છે. તને હરાવનાર અન્ય કોઇ નહિ, પરંતુ તારા પિતા છે અને હું તારી માતા છું. તું નાનો બાળક હતો ત્યારે તારી છાતીપર આ નિશાન હતું અને એ નિશાન કદિ પણ વિસરાય એવું નથી."

તે તરૂણ પુરુષના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તોપણ અત્યાર સુધી તેને કોઇએ તેના પિતા કે માતાનું નામ કહ્યું નહોતું, તેથી તેની ખાત્રી થઇ કે મારા જન્મનું આવુંજ કોઇ કારણ હોવું જોઇએ. શિવાજીએ પણ પોતાના પુત્રને દ્રઢ આલિંગન દીધું. તે તરૂણ બોલ્યો " મને મારા પિતાનું કે માતાનું નામ કોઈ કહેતું નહોતું, મને એક નાના ગામમાં ઉછેરવામાં આવ્યો હતો, મને એક સામાન્ય ગૃહસ્થના ઘરમાં રાખવામાં આવ્યો હતો. આ ઘરનાં માણસો મારી સાથે પ્રીતિથી વર્તતાં તો પણ હું ત્યાં સુખી નહોતો. મને એક વિદ્વાન મોલવીએ ભણાવ્યો હતો. મને શસ્ત્રાસ્ત્ર વાપરવાનો બહુ શોખ હતો અને તેથી હું યુદ્ધકળામાં પારંગત થયો. જે ઘરમાં મને રાખવામાં આવ્યો હતો તે ઘરનાં માણસો મારી સાથે બહુ માનથી વર્તતાં હતાં, આથી મને લાગ્યું કે હું કોઇ ઉચ્ચ કુળનો માણસ હઇશ. પંદર વર્ષની વયે મને ઔરંગઝેબે પોતાના દરબારમાં બોલાવી લીધો. અહીંઆં ઉત્તરોત્તર પાદશાહની કૃપાથી અને મારા પરાક્રમથી મારી ઉન્નતિ થઈ અને મને ઉચ્ચ પદ્વી મળી."

પુત્રના સમાગમથી માતપિતાને અાત આનંદ પ્રાપ્ત થયો, તેનું નામ સંભાજી રાખવામાં આવ્યું. તેને પણ પોતાના માતપિતાના સહવાસથી એવો આનંદ થયો કે તેણે તત્પશ્ચાત્ મોગલ શહેનશાહની સેવાનો પરિત્યાગ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

તેનો ઘા રૂઝાઈ ગયો કે તરતજ તે મોગલ સૈન્યમાં જઇને જોડાયો. તે યોદ્ધાઓને ઘણો પ્રિય હતો. તેમાં ખાસ કરીને રાજપૂતોને અને પોતાની ટુકડીના યોદ્ધાઓને તો વિશેષ પ્રિય હતો. તેથી તેણે તેમને સમજાવીને પાદશાહની સામે બંડ કરાવી શિવાજીના સૈન્યમાં જોડી દીધા. એક રાત્રિમાં તો સૈન્યનો પ્રાયઃ અર્ધ ભાગ શિવાજીના સૈન્યમાં ભળી ગયો. આથી વડા સેનાધિપતિના ક્રોધ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હવે તે મરાઠાઓની સામે થવા જેવી સ્થિતિમાં રહ્યો નહોતો. આથી તે પોતાની છાવણી ઉઠાવીને દિલ્લી જતો રહ્યો અને પાદશાહને જે ઘટના બની હતી તે કહી સંભળાવી. આ ખબર સાંભળીને પાદશાહ અતિ ક્રુદ્ધ થયો. તેના શત્રુનું બળ વધી ગયું, તેના કુટુંબમાં સડો પેઠો અને તેનો માનીતો તરૂણ સેનાધિપતિ શત્રુપક્ષમાં ભળી ગયો. જે માણસપર તેણે ખાસ મહેરબાની કરીને ઉચ્ચ પદ્દીની નવાજેશ કરી હતી અને જેને હજી પણ વધુ ઉચ્ચ પદ્દી આપવાનો તેનો ઇરાદો હતો; તેણે આ રીતે શિવાજીનો પક્ષ મજબુત કીધો. આ સર્વ આપત્તિઓ ઔરંગઝેબને શોકાકુલ કરે તેમાં શું આશ્ચર્ય ?

શિવાજી હવે દક્ષિણના સર્વોપરિ નૃપતિ થયા. હવે તેમની પાસે પચાસ હજાર પાયદળ અને એક લક્ષ અશ્વારોહી લશ્કર થયું. તેમનું નામ સાંભળીને નિકટના સંસ્થાનિકો થરથરવા લાગ્યા. હવે તેમણે વિધિયુક્ત રાજ્યારોહણ કરવાનો નિશ્ચય કર્યો અને સમસ્ત હિંદમાંથી સુપ્રસિદ્ધ વેદવેત્તા બ્રાહ્મણોને નિમંત્રણ કરીને તેમણે એ સમારંભ આરંભ્યો. તેમણે સુવર્ણતુલા કરાવી બ્રાહ્મણોને પોતાના વજન જેટલું સુવર્ણ વ્હેંચી આપ્યું. મહારાષ્ટ્રમાં શિવાજીનો—હિંદુઓનો જય જયકાર પ્રસરી રહ્યો.

ત્યાર પછી શિવાજીની કળા ખીલતીજ રહી. તેમણે મરણ પર્યંત

વિજય પ્રાપ્ત કર્યો. એમનું મરણ ઇ. સ. ૧૬૮૦ માં થયું એમની પછી સંભાજી મહારાષ્ટ્રની ગાદીપર બેઠો. શિવાજીના મરણ પછી અલ્પ સમયમાં રોશનઆરા પણ મરણ પામી. *



* શિવાજી મહારાજના રાજ્યારોહણ પછીનાં તેમનાં પરાક્રમો અને તેમના જીવનની અન્ય બાબતો જાણવાનો તથા આ ટુંક વાર્તામાં વર્ણવાયલા બનાવો અને તે શિવાયના પણ અનેક બનાવોનાં રસિક વર્ણન, કારણ તથા તે વિષયમાં જુદા જુદા લખનારના મતભેદો અને તેનાં નિરાકરણ ઇ૦ ઇ૦ પુષ્કળ હકીકતો જાણવાને માટે આ ખાતા તરફથી થોડાજ માસપર નીકળેલું "શ્રી શિવાજી છત્રપતિ" નામનું મ્હોટા કદનું પુસ્તક વાંચી હિંદુ ધર્મના આ મહાન રક્ષકના મહાન જીવનથી દરેક આર્ય સંતાને જ્ઞાત થવું જોઇએ. શિવાજી મહારાજ ઉપરાંત તેમનાં તેજસ્વી માતાજી જીજીબાઈ, તેમના મહા પરાક્રમથી પિતા શાહજી તથા તેમના અન્ય અનેક વીર સરદારો અને સૈનિકોનાં પરાક્રમો પણ આ પુસ્તકમાં રસિક ભાષામાં વર્ણવેલાં છે. અગાઉ કેટલાંક વર્ષપર નીકળેલા શિ. મ. ના એક ટુંક ચરિત્ર કરતાં આ પુસ્તક તદ્દન જુદુંજ હોઇ તેના કરતાં વિગતોમાં, કદમાં, બમણું ત્રમણું વધારે હોઇ મૂલ્યમાં તેટલા ગણી કિફાયતવાળું છે. આ ઐતિહાસિક વાર્તાઓના પુસ્તક કરતાં બેવડા કદનાં મ્હોટાં એવાં ૩૫૦ પૃષ્ઠ તથા મજબુત પૂઠું છતાં આ પુસ્તકનું મૂલ્ય માત્ર રૂા. ০ાા છે. ખાસ ઉંચા કાગળનું રૂ. ૧) તથા મહારાજનાં બે સોનેરી ચિત્રયુક્ત સોનેરી નામવાળા સુશોભિત પૂંઠા સાથે રૂા. ૧ા છે. પો. જુદું.



# ૮—कुमार भीमसिंह.

## १



મેવાડનો રાણો રાજસિંહ એકલો સૂવાના ઓરડામાં સૂતો છે. સંધ્યા વહી ગઈ છે, મહારાજના હુકમથી ચાકરોએ એકજ દીવો માત્ર બળતો રાખીને બીજા દીવાઓ હોલવી નાખ્યા છે. તે ઝાંખા અજવાળા-વાળા મોટા ઓરડામાં પૂર્ણ શાન્તિ પથરાઈ રહેલી છે. કુમાર જયસિંહને રાજ્યાભિષેક કરવાનો દિવસ પાસે આવ્યો છે. પ્રજા એ બનાવને શી રીતે સમજશે, આ વિષય હવે રાજાના મનમાં નથી. ઉત્સવને દિવસે સર્વને કેવો આનંદ થશે, જયસિંહની માતાને તે દિવસે કેવો હર્ષ થશે, જયસિંહ કેવો આનંદિત થશે—બીજું સર્વ ભૂલી જઈને મહારાજ હમણાં કેવળ એજ વિષયનો વિચાર કરે છે. એટલામાં એકાએક ઓરડાનો દરવાજો ધીરે ધીરે ઉઘડવા લાગ્યો. રાણી કમળકુમારી આવીને તેની સામે ઉભી રહી. રાજા તેને જોઈને આશ્ચર્ય પામ્યો અને તટસ્થ ભાવથી બિછાનાપર બેશી રાણીને પોતાની પાસે બેસવાની ઇશારત કરી. રાણી તેની પાસે આવીને બેઠી એટલે રાજા બોલ્યો, "કેમ આજે કાંઇ આ વખતેજ ?"

રાણીએ કહ્યું, "ન આવું તો શું કરૂં ? આપ બોલાવ્યા છતાં

પણ મળતા નથી." રાજા જરા ઝંખવાણો પડયો. આજે દિવસમાં ત્રણ વાર રાણીએ તેને અન્તઃપુરમાંથી બોલાવવા મોકલ્યું હતું, તે યાદ આવ્યું. પછી તે ધીમેથી બોલ્યો,–"હું ભૂલી ગયો હતો." રાણીએ મનમાં ને મનમાંજ કહ્યું, "મારા ભાગ્યમાં ઘણાક દિવસથી ભૂલાવો જ છે, એમાં આજે નવું શું છે?" પરંતુ પ્રકટમાં તે કંઇ પણ ન જણાવતાં બોલી, "મહારાજ! એક વાત પૂછવા આવી છું. જે ધુમાટો ઉડયો છે તે શું ખરો છે?" એકાએક ઉત્તર આપતાં મુંઝાવું પડતું હોય એવી રીતે રાજાએ કહ્યું. "શો ધુમાટો છે?"

રાણી બોલી, "સંભળાય છે કે તમારી હયાતીમાં તમારી ગાદી જયસિંહ મેળવવાના છે. તે વાત શું ખરી છે? જો તેમજ થશે તો હું ધારૂં છું કે મુસલમાનનુંજ રાજ્ય થશે."

જયસિંહ પ્રત્યેનો આ કટાક્ષ રાજાને સારો લાગ્યો નહિ. તેણે કહ્યું, "તમારૂં એ કહેવું ખરૂં નથી. ગાદી જયસિંહ મેળવતો નથી, પણ હુંજ મારી ગાદી તેને આપું છું." રાણી જરા તીવ્ર હાસ્યપૂર્વક બોલી, "તમેજ આપો છો? એટલામાંજ! શું આટલીજ ઉમ્મરમાં વાનપ્રસ્થ થવાનો સમય થઇ ગયો?" રાજાએ અંતરના ક્રોધને બળપૂર્વક રોકીને કહ્યું. "એમાં હસવાનું કંઇજ નથી. રાજાને અનેક વિચારો કરીને–અનેક આસપાસની બાબતોનો તથા ભવિષ્યનો વિચાર કરીને કામ કરવું પડે છે. તમેજ વિચારી જુઓ, રાજાનાં કાર્યો ઉપર સેંકડો કુટુંબના સારા નરસાનો આધાર રહે છે. મારી હયાતીમાંજ રાજ્યનો બંદોબસ્ત ન કરી રાખવાથી આ અધિકાર માટે ભાઇ ભાઇમાં ક્લેશ થઇને રાજ્યની ધુળધાણી થઇ જશે."

રાણી બોલી, "પરંતુ હું તો સમજું છું કે તમે ભાઇઓમાંથી ક્લેશ મટાડવાને બદલે ઉલટા ક્લેશનો આરંભજ કરો છો. રાજ્યની રક્ષા કરવા જતાં ઉલટી રાજ્યની ધૂળધાણી કરવાનીજ શરૂઆત કરો

છો. જો પોતાની હયાતીમાંજ પુત્રને રાજ્ય આપવાની આવશ્યકતા હોય તો મોટા કુંવરનેજ શા માટે રાજ્યાભિષેક કરતા નથી ? તેનો ખરો અધિકાર અન્યાયથી બાજુ મૂકીને ન્હાના પુત્રને ગાદી આપવાનું શું કારણ ?"

રાણીનું આ કહેલું સત્ય છતાં રાજાને તે શ્રવણ કરવું ગમ્યું નહિ. ઘણીક વખતે સત્ય કડવુંજ લાગે છે. રાજા ગુસ્સાથી બોલ્યો, "ભીમ-સિંહ તથા જયસિંહની વયમાં એટલો તો સ્વલ્પ ફરક છે કે જેથી મોટા તરીકે ભીમસિંહ રાજ્ય ઉપર દાવો કરી શકે તેમ નથી. બંને જણા એકજ દિવસે અને એકજ સમયે જન્મ્યા છે એ સ્પષ્ટજ છે. અને એવા સંયોગોમાં જે અધિક યોગ્ય હોય તેનોજ રાજ્યપર અધિકાર છે. અને તેઓમાંથી હું જયસિંહનેજ અધિક યોગ્ય સમજું છું."

રાણીએ હસીને કહ્યું, " હું માનું છું કે તમે કાળનો નિયમજ ઉલટાવી નાખવા ઇચ્છો છો, નહિ તો નાનાને નાનો ન કહેતાં ઉભયને સમાન વયનાજ શા માટે કહો ? એકાદ ચોઘડીયું તો શું પણ એક પળ પહેલા જન્મે તે પણ રાજ્યનો અધિકાર લઇનેજ જન્મે છે. લવ અને કુશ પણ જોડિયાજ ભાઇઓ હતાને ! છતાં લવજ શા માટે પિતાના રાજ્યનો અધિપતિ થયો ? વળી મહારાજ ! જયસિંહ ભીમસિંહથી શી બાબ-તમાં અધિક યોગ્ય છે ? શૂરપણામાં, વીરપણામાં, બુદ્ધિમાં કે શેનાં ? કોની વીરતાથી લશ્કર વશીભૂત છે ? સભાસદો કોની સત્તાથી મુગ્ધ છે? પ્રજા કોને પોતાનો રાજા કરવા ઇચ્છે છે? સર્વને પૂછો કે કોણ યોગ્ય છે? છતાં પણ જો તમારી પ્રિય રાણીના પુત્ર તરીકે તથા પ્રિય પુત્ર તરીકે જયસિંહને યોગ્ય માનતા હો, તો હું ના કહી શકતી નથી." આ ઉપહાસયુક્ત વચનોથી રાજાને હાડે હાડ લાગી આવ્યું. તેણે આવેશભર્યા સ્વરથી કહ્યું, "ભલે ત્યારે તેમજ છે." રાણી પણ પોતાનો ક્રોધ સમાવી શકી નહિ. તે બોલી, "ત્યારે આમ સ્પષ્ટ ન બોલતાં છળ

પ્રપંચથી શા માટે બોલવું? રાજા થઇને ખરૂં બોલતાં ભય શા માટે લાગે છે?" રાજાએ કહ્યું, "કોણે મને મારા મનની વાત પૂછી છે કે જે મેં તેની પાસે ગુપ્ત રાખી ?" રાણી બોલી,–"કુમારોના જન્મ-દિવસની વાત યાદ આવે છે કે ?" આટલું કહેતાં કહેતાં રાણીની છાતી ભરાઇ આવી. તેનાથી વધારે બોલાયું નહિ. પળ માત્રમાંજ વીશ વર્ષની વાત જાણે પાછી તાજી થઇને ઉભી હોય, એમ તે સમયનો બનાવ એકાદ તાજી વાતની પેઠે તેના હૃદયમાં જાગૃત થયો. તે દહાડાની સરલ વિશ્વાસુ હૃદયની નિરભિમાની બાળ સ્ત્રીમાં અને આજની આ પ્રૌઢ, સ્વામીપ્રેમથી વંચિત, દુઃખિત પ્રાણવાળી રાજ-રાણીમાં કેટલો તફાવત છે! તે દહાડાની કમળકુમારી નવો અવતરે-લો કુમાર પાસે લઇને–પ્રેમપૂર્ણ ઉત્સુક હૃદયથી સ્વામીની રાહ જોતી હતી; પ્રસવની વેદના તો તેના ખ્યાલમાં પણ નહોતી, પુત્રનું મોં જોઇને સ્વામી કેટલા આનંદિત થશે–કેવા આનંદિત હૃદયથી તે નવા અવ-તરેલા કુમારને ખોળે લેશે–એવા વિચારોથી તે સમયે તેના હૃદયમાં સુખનો ઝરો વહી રહ્યો હતો; પરંતુ કેટલોક સમય ગયા છતાં સ્વામી આવ્યા નહિ, ત્યારે તે સુખ, દુઃખમાં પલટાઇ ગયું. બે ઘડી પછી એક દાસી આવીને બોલી, "રાણી ચંચળકુમારીને હમણાંજ એક પુત્ર થયો છે અને મહારાજ તેના પગમાં અમર કવચ બાંધે છે ત્યાંથી પછી અહિં આવવાના છે."

પાટવી કુંવર જન્મતાંજ તેના પગમાં અમર કવચ બાંધવાની મેવાડના રાજકુલની રીતિ છે. એ કવચ ઉપરથી તે કુંવરને ભવિષ્યના વારસ તરીકે ગ્રહણ કરવામાં આવે છે. કમળકુમારીએ જ્યારે સાંભ-ળ્યું કે–મોટા કુંવરને બદલે અયોગ્ય રીતે નાના કુંવરના પગપર રાજાએ તે કવચ બાંધ્યું છે–ત્યારે એક જાતના તીવ્ર કષ્ટથી તેનું હૃદય સળગી ઉઠયું. માતાના અશ્રુજળથી તે દહાડે નવા અવતરેલા બાળકનો અ-

ભિષેક થયો. રાણીએ પ્રથમથીજ જાણ્યું કે, સ્વામીના હૃદયમાં હવે મારી જગા નથી. સ્વામી હવે મને ચહાતા નથી. પહેલાં કોઈ સમય આવો સંદેહ ઉત્પન્ન નહોતો થયો એમ નહિ, પરંતુ થઇને પાછો પળમાંજ તે જતો રહેતો હતો અને તેવા સંદેહને માટે રાણી પરિણામે પોતાનોજ દોષ સમજીને પોતાને ધિક્કારતી હતી. પરંતુ આજે તે સંદેહ સત્યરૂપે તેના હૃદયમાં વસ્યો. રાણી એથી મર્માહત થઇને મરવા તુલ્ય થઇ પડી. પાછળથી જ્યારે સ્વામી પુત્રને જોવા આવ્યા ત્યારે કમળકુમારી કંઈ પણ બોલી નહિ. તેમને જોઇને તેની છાતી ચીરાતી હોય એવું જણાયું. કેટલાક દિવસ પછી તેણે લોકવાયકા સાંભળી કે મહારાણાજીએ ચાકરોના કહેવાથી ચંચલકુમારીનો પુત્ર પ્રથમ અવતર્યો છે એવું સમજીને ભૂલથીજ તેને કવચ બાંધ્યું હતું. આ લોકવાયકા ખરી છે કે નહિ તે કમળકુમારીએ આજ સુધી કદી રાજાને પૂછ્યું નહોતું. જેટલી વાર તે એ વાત ઉપાડવા ગઇ હતી, તેટલી વાર તેને એટલું તો દુઃખ થયું હતું કે જેથી તે, તે વાત બીજી વખતે કહેવા ઉપર રાખતી. અને બીજીજ વાત કહીને તે પાછી આવતી, પરંતુ કવચબંધનની ખરી મતલબમાં હવે તેને સંદેહ રહ્યો નહિ. જ્યારે તેણે સાંભળ્યું કે ખરેખર જયસિંહનેજ મહારાજ રાજગાદી આપે છે. ત્યારે હવે પોતાના સ્ત્રીપણાનું અભિમાન તેના મનમાં રહ્યું નહિ. તેના મનમાં હવે એજ વાર્તા રમી રહી કે હું ભીમસિંહની માતા છું અને મારા જેવી અભાગિયણને પેટે જન્મવાથીજ તે અભાગિયો કુંવર પોતાના સત્ય અધિકારથી દૂર થયો છે! તેજ પળથી રાણીનું દુઃખ ક્રોધમાં ફેરવાઈ ગયું. હવે તે બધું ભૂલીને પુત્રનો સત્ય હક મેળવવા માટે સ્વામીની સાથે વિવાદ કરવા લાગી. પરંતુ વાતના પ્રસંગમાં જ્યારે પુત્રના જન્મનો બનાવ તેના મનમાં પુનઃ આવીને ઉભો રહ્યો ત્યારે એકદમ તે એવી વિહ્વળ થઇ ગઇ કે, તેના નેત્રમાંની ક્રોધ–જ્યોતિ પાછી

અભિમાનના અશ્રુજળમાં ભળી ગઇ; પરંતુ તેનો તે ભાવ અધિક સમય રહ્યો નહિ, પળ માત્રમાંજ સ્થિર થઇને રાણી ગંભીર અવાજથી બોલી, "જો તમે ખરૂં કહેતાં ભય ન પામતા હો તો વડીલ પુત્રનું કવચ કનિષ્ઠ પુત્રને પહેરાવીને ખરી વાર્તા છુપાવી લોકોને બીજી રીતે શા માટે સમજાવ્યું ?"

રાજા ગુસ્સે થઇને બોલ્યો, "હું શા વિચારથી શું કામ કરૂં છું-તે લોકોની પાસે કહેતા ફરવું એ મ્હારૂં કર્તવ્ય નથી. છતાં લોકો મારા મનની વાત બીજી રીતે સમજે તો ભલે, તેને માટે હું જુમેદાર નથી. તે વેળાએ જો કોઇ રીતથી લોકો અવળું સમજ્યા હશે તો હવે તે ભૂલ સુધરશે. રાજ્ય મ્હારૂં છે. હું જેને ચાહીશ તેને તે આપીશ. એ વિષયમાં હું લોકોનો ભય રાખતો નથી, લોકોને તેમાં કંઇ પણ બોલવાનો અધિકાર નથી."

રાણીથી હવે ખમાયું નહિ. બિછાનાપરથી ઉઠીને તે ઉત્તેજીત સ્વરથી બોલી, "નહિ મહારાજ! તેવું ધારતા નહિ, રાજ્ય તમારૂં હોય તેથી મરજીમાં આવે તેને તે આપવાનો અધિકાર તમારો નથી. તમે ન્યાયાધીશ હોવાથી અન્યાય કરવાની તમને સત્તા નથી, રાજા થવાથી તમે નિયમભંગ કરી શકશો નહિ. રાજા થઇને જે નિયમ તોડે છે, જે અન્યાય કરે છે, તે રાજા નથી; તે સ્વેચ્છાચારી છે, અધર્માચારી છે. તેનું દાન બીજા ગમે તે ગ્રહણ કરે તો ભલે પણ મારો પુત્ર તે ગ્રહણ કરશે નહિ. જ્યારે પોતાના બળથીજ પોતાને મળવાનું રાજ્ય પોતે મેળવશે ત્યારેજ એ રાજ્ય તેનું છે. નહિ તો તમે આપવા છતાં પણ હવે તમારા હાથથી એ રાજ્ય ગ્રહણ કરશે નહિ, પરંતુ મહારાજ! તમારા આ અન્યાયાચરણથી હજારો નિર્દોષી પ્રજાના રક્તથી રંગાઇને દેશ ઉજડ થાય અને ભાઇના લોહીના કલંકથી મેવાડનો ભવિષ્યદ્ રાજવંશ નિરંતરને માટે કલંકિત થઈ

પડે ત્યારે અન્યને દોષ આપશો નહિ; પરંતુ તે તમારાજ કાર્યનું ફળ છે, તમારાજ પાપનું ફળ છે, એમ સમજજો. મહારાજ! જે સૂર્યવંશના રાજા દશરથે સત્યને માટે, ન્યાયને માટે પ્રાણપ્રિય રામને વનવાસ દીધો હતો; તેજ સૂર્યવંશમાં શું તમે જન્મેલા છો? આજે તમે તે પવિત્ર વંશનું નામ ડુબાડયું છે–પરંતુ જ્યાં સુધી આકાશમાં ચંદ્ર–સૂર્ય છે, ત્યાં સુધી આમ અન્યાયથી ન્યાયને તમે ડુબાડી શકશો નહિ, સત્યના જયમાં ક્ષતિ પહોંચાડવાનો તમને અધિકાર નથી."

સ્પષ્ટ ધિક્કારયુક્ત સ્વરથી આ પ્રમાણે બોલીને, ધીમે પગલેથી તે ગર્વિત રમણી ત્યાંથી ચાલી ગઇ.

૨

રાણી જતી રહી, તેના તિરસ્કારયુક્ત વજ્રમય શબ્દો રાણાના હૃદયને સતત ભેદવા લાગ્યા. પુનઃ પુનઃ તેજ શબ્દો તેને સંભળાવા લાગ્યા કે "જે વંશમાં મહાન દશરથે સત્યને માટે, ન્યાયને માટે પ્રાણાધિક રામને વનવાસ આપ્યો હતો, તે વંશમાં શું તમારો જન્મ થયો છે?" રાણાનું મસ્તિષ્ક ફરવા લાગ્યું. મહારાજાધિરાજ રાણો રાજસિંહ આજે નાના બાળકના જેવો અધીરો થઇને બોલ્યો, "અહા! હું આ શું કરૂં છું? સત્યપરાયણ મહાન સૂર્યવંશમાં જન્મ લઇને સ્નેહના પગ નીચે ન્યાયને વિસર્જન કરૂં છું? ભગવાન! આ કલંકરહિત સૂર્યવંશને કલંકિત કરવાનેજ શું મને કુલાંગારને આ વંશમાં મોકલ્યો છે!"

મહારાજનાં અંધ ચક્ષુ આજે એકાએક ઉઘડી ગયાં છે. અદ્યાપિ પર્યંત આ વિષયપર આ પ્રકારે તેણે કદી પણ વિચાર કર્યો નહોતો. તેનો વિચાર એજ હતો કે ભીમસિંહ જયસિંહ એકજ દિવસે જન્મ્યા છે જેથી મોટા નાનાના ધોરણથી કોઇનો રાજ્યપર અધિકાર નથી અને તેનું રાજ્ય તે જેને ધારે તેને આપી શકે તેમ છે. પત્નીસ્નેહમાં અંધ થઇને તેણે બીજી બાજુએ કંઈ પણ જોયું નહોતું. આજે

રાણીના અતિ ઉગ્ર સ્વરૂપથી તેનો તે ભ્રમ–તે મોહ જતો રહ્યો. રાજસિંહને આખી રાત નિદ્રા આવી નહિ. પ્રભાત થતાંજ તેણે પહેરેદારને બોલાવ્યો અને આજ્ઞા કરી કે યુવરાજ ભીમસિંહને અહિંયાં આવવા કહે. “યુવરાજ ભીમસિંહ!” પહેરેદાર આ શબ્દોથી આશ્ચર્ય પામ્યો. તે તો જયસિંહનેજ યુવરાજ તરીકે જાણતો હતો. “જેવો હુકમ મહારાજ” એમ કહીને આશ્ચર્યપૂર્વક દાઢી મુછના ઉપર જોરથી તાવ દેતો દેતો તે ભીમસિંહની પાસે ગયો. ‘પિતાજી બોલાવે છે’ એમ સાંભળીને ભીમસિંહને પણ આશ્ચર્ય થયું. પિતાજીએ તેને કોઈ દહાડો પણ બોલાવ્યો હોય એવું તેને યાદ નહોતું. તેણે વિચાર કર્યો કે “આ વળી શું! જયસિંહને ગાદી આપીને મને તેનો નોકર થવાનું કહેશે કે શું? પરંતુ જ્યાં સુધી આ હાથમાં તરવાર પકડવાની શક્તિ રહેશે ત્યાં સુધી જયસિંહ રાજ્યગાદી મેળવી શકશે નહિ એમ કદાચ હજી તેઓ જાણતા નહિ હશે!” પિતાનો પક્ષપાત યાદ કરીને ભીમસિંહ આ પ્રમાણે ક્રોધિત થયો, એકવાર તેણે વિચાર કર્યો કે “જવું નહિ” વળી વિચાર કર્યો, “નહિ પિતાજીની આજ્ઞાને ઉથાપવી જોઈએ નહિ.” પરિણામે ભીમસિંહ ક્રોધાયમાન થઇને પિતાની પાસે આવ્યો, પરંતુ જયારે રાણા પ્રત્યે તેની નજર ગઈ અને તેમની મુખાકૃતિ પર અસામાન્ય શોકની તેને પ્રતીતિ થઈ તથા પિતાનાં ચિંતાતુર નેત્રોની સ્નેહદૃષ્ટિ પોતાપ્રત્યે ઠરી રહેલી જોઈ, ત્યારે ભીમસિંહનો તે ક્રોધ અને વૈરભાવ પળ માત્રમાં લય થઇ ગયાં. આખા હૃદયમાં કેવળ એક દુઃખના ભાવ શિવાય બીજું કંઈજ રહ્યું નહિ. ભીમસિંહનો ક્રોધ વિનાનો, પ્રશાંત ભાવ જોઇને રાજા સ્તબ્ધ થઇ ગયો. ભીમસિંહને આવા રૂપમાં જોવાની તેને આશા નહોતી. પોતાના અયોગ્ય ન્યાયથી દુઃખી થઇને ક્રોધના આવેશમાં આવી ગયેલા ભીમસિંહને બદલે તેને પોતાના સ્નેહમય પુત્ર તરીકે પૂર્ણ સન્માનથી નમન કરતો જોઇને તે અવાક્

થઇ ગયો. પુત્રનું તે સન્માન, તે શાંતિ અને તે ભક્તિના ભાવોએ રાણાના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ પ્રજ્વલિત કરી દીધો. ભીમસિંહના હજારો ક્રોધાવેશથી પણ આ પ્રકાર બની શકત નહિ. શરમથી, અનુતાપથી રાજા હવે તેની તરફ જોઈ પણ શકયો નહિ, પરિણામે નીચું વદન કરીને ધીરે ધીરે તે બોલ્યો, "બેટા ભીમસિંહ!" સ્નેહના એ સ્વરથી ભીમસિંહ ચમકયો. કેમકે મહારાજે કદિ પણ તેને આવી રીતે લાડથી બોલાવ્યો નહોતો. અદ્યાપિ તે પિતાની તરફથી અનાદરજ પામતો આવ્યો હતો. તેને યાદ આવ્યું કે, નાનપણમાં એક દહાડો બંને ભાઇઓ બગીચામાં રમતા હતા, ત્યારે રાણાજી તે બગીચામાંથી જતી વખતે જયસિંહને લાડ લડાવીને ગયા હતા; પરંતુ ભીમસિંહ પ્રત્યે એક શબ્દ પણ બોલ્યા નહોતા. આ અપમાનથી અભિમાની બાળક માતા પાસે જઇને તેના ખોળામાં મોં છુપાવીને ઘણું રોયો હતો, પરંતુ રોવાનું કારણ માને પણ તેણે કહ્યું નહોતું. મ્હોટો થયા પછી પણ તે ડગલે ડગલે પિતાનો પક્ષપાત જોતો આવ્યો હતો. છેવટે જે કંઇ બાકી હતું તે પણ 'જયસિંહને રાજગાદી આપીશ' કહીને રાણાએ પૂર્ણ કર્યું હતું જેથી ભીમસિંહને માટે તેના પિતાના હૃદયમાં એક બિંદુ માત્ર પણ સ્નેહની જગા હોય એમ ભીમસિંહ અદ્યાપિ ધારતો નહોતો; તેને બદલે આજે એકાએક જ્યારે પિતાએ તેને "બેટા ભીમસિંહ!" કહીને સ્નેહથી બોલાવ્યો ત્યારે તેનું હૃદય પિતૃસ્નેહથી ઉછળી આવ્યું અને કંપિત અવાજથી તેણે કહ્યું, "પિતાજી!" (આટલા દિવસથી તે મહારાજ તરીકેજ રાણાને સંબોધન કરતો હતો.)

મહારાજ તેની સામું જોઇને બોલ્યા "બેટા! મેં તારી ઉપર ઘણો અન્યાય કર્યો છે—મને ક્ષમા કર." ભીમસિંહનાં વીર નેત્રોમાંથી અશ્રુબિંદુ ઝર્યાં. એ અશ્રુ તે કુમારના અભિમાનનાં અશ્રુ હતાં. પિતાએ તેના ઉપર જે અન્યાય કર્યો હતો તે વાર્તા આટલે દિવસે તેઓ

જોઇ શક્યા છે. આટલે સમયે પણ તેમણે પોતાના પુત્રને સત્ય ન્યાય આપ્યો છે તે જોઇને હવે તેનું અભિમાન રહ્યું નહિ. આવો ભાવ પ્રથમ કદી પણ તેણે અનુભવ્યો નહોતો. સ્નેહથી ઉછળતા ચિત્તે તેણે મનમાંજ કહ્યું, "પિતાજી તમારા સ્નેહપર સંદેહ લાવીને આટલા દિવસ સુધી હું છેટે ને છેટે જો નહિ રહેત તો શું તે સ્નેહથી હું વંચિતજ રહેત! ખરેખર એ માટે હુંજ દોષપાત્ર છું, મને તે બદલ ક્ષમા કરો." ભીમસિંહને મુંગો જોઇને રાજા બોલ્યો, "બેટા! તું જો ક્ષમા નહિ કરી શકે તો હું આ અપરાધનું પ્રાયશ્ચિત્ત કરીને પણ મારા અંતર–દેવતાની પાસે–મારા ઈશ્વરની પાસે દોષથી મુક્ત થઇશ. તુંજ મારો પાટવી કુંમાર છે. તારો ન્યાયનો હક હું તનેજ આપીશ. રાજમુકુટ તારાજ શિરપર શોભશે. પરંતુ પુત્ર! રાજ્ય તનેજ આપ્યા છતાં પણ એક મોટી હરકત રહેવાની છે. જયસિંહને જો રાજ્ય મળતું ન જોઇએ, તે મેળવવાની આશા તેણે મારા દોષથી રાખી છે. હવે તેની આશા એકાએક છુટે એમ નથી. રાજ્ય મેળવવા માટે દેશની તે ખરાબી કરી મૂકશે–તેનો ઉપાય બીજો નથી." આવું કહીને રાજસિંહે પોતાની કમરેથી તરવાર મ્યાન બહાર કાઢી. પ્રભાતનાં કિરણ તેના ઉપર ઝગમગવા લાગ્યાં. આ તરવાર તેણે ભીમસિંહના હાથ આગળ ધરી ને કહ્યું, "લે બેટા–આ તરવાર જયસિંહની છાતીમાં ભોંકી આવ. એકજ મનુષ્યનું રક્ત વહેવરાવીને હજારો પ્રાણીનો રક્તપાત થતો અટકાવ. અન્યાયનું પતન થઇ સર્વથા ન્યાયનો વિજય થાઓ. બેટા! ધ્રુજીશ મા, કઠોર ધર્મકર્ત્તવ્ય પાસે મા, બાપ, ભાઇ, બહેન, સ્ત્રી, પુત્ર, સ્નેહ, મમતા કે કોઇની જગા નથી." રાજસિંહનો અવાજ કાંપવા લાગ્યો; સત્યની ભીષણતા તે આ સમયે હૃદયના પડેપડમાં અનુભવતો હતો; ભીમસિંહ ચિત્રના જેવો ઉભો રહ્યો. મહારાજના મનની દારૂણ અવસ્થા ચિત્રની પેઠે તેને સુસ્પષ્ટ

થઇ. કર્તવ્યને માટે તે પોતાના પ્રાણપ્રિય પુત્રધનનો ભોગ આપવા તૈયાર થયા છે, એમ તેણે પ્રત્યક્ષ અનુભવ્યું. પિતાની તે ઉદારતાનો, તે મહત્વનો પુત્રના મર્મે મર્મમાં પ્રવેશ થયો. તેની પિતૃભક્તિ હજારો ઘણી વધી પડી. ભીમસિંહે જાણ્યું કે રાણા જે તરવાર જયસિંહની છાતીમાં ભોંકવાને આપે છે તે ખરીરીતે જોતાં મારી પોતાનીજ છાતીમાં ભોંકવાને આપે છે. ભીમસિંહના મુખમાંથી હવે એક પણ શબ્દ નીકળ્યો નહિ, મનમાં ને મનમાંજ તે બોલ્યો, "પિતા! તમે દેવતા છો."

રાજસિંહે પુત્રને મૂક રહેલો જોઇને ફરી કહ્યું, "બેટા! મુંઝાશ મા, એ હત્યા કરવામાં પાપ નથી, ન્યાયની સિદ્ધિને માટે, દેશના ભલાને માટે તું આ કામ કરે છે–જો તેમાં પાપ પણ થતું હોય તો તે પાપ તારૂં નથી, તે પાપ મારૂં છે. મારી આજ્ઞાથી તે તું કર." ભીમસિંહના મોંમાંથી હવે બોલ નીકળ્યા–પિતાના હાથમાંથી તરવાર લઇને તેમના પગ નીચે મૂકીને તે બોલ્યો, "પિતાજી! તરવાર પાછી લ્યો એની મારે જરૂર નથી. આપે મારા ઉપર જે અન્યાય કર્યો હતો તેનું યથેચ્છ પ્રાયશ્ચિત્ત કર્યું છે. આપનું કર્તવ્ય આપે પૂર્ણ રીતે પાળ્યું છે. હવે મારૂં કર્તવ્ય હું પાળીશ. જે કર્તવ્યથી રાજ્યમાં એક પણ રક્તબિંદુ ન પડે, જેથી કિંચિત્ માત્ર પાપની પણ ચિંતા જયસિંહને સ્પર્શ ન કરે તેજ હવે મારૂં કર્તવ્ય છે, તેજ હું કરીશ. આપે આજે મને જે અધિકાર આપ્યો છે–મારો તે અધિકાર હું આજે જયસિંહને આપું છું આજથી રાજ્ય યોગ્ય રીતે તેનું થયું છે. અહિંયાં રહેવાથી કોઈ સમયે મોહ થઈ રાજ્યલોભ ઉપજવાનો સંભવ હોવાથી હું મેવાડને છોડી જઇશ. આજે આપે જે સ્નેહ આપ્યો છે, જે ઉચ્ચ શિક્ષણ આપ્યું છે, તે મહા દુર્લભ સંપત્તિરૂપ અમૂલ્ય પિતૃધન–હૃદયમાં ધારણ કરીને હું આજે જ જન્મભૂમિને ત્યજી જઇશ. એ પ્રમાણે જો હું ન કરૂં તો હું આપનો કુંવર નથી."

રાણાને અધિક બોલવાનો સમય ન આપતાં ભીમસિંહે પિતાના પવિત્ર ચરણકમળનો અતિ પૂજ્યભાવે સ્પર્શ કરીને તેમની ચરણરજ માથે ચડાવી. મહારાજ રાજસિંહ સ્તંભિત થઇને ઉભા રહ્યા.

ભીમસિંહે તેજ દિવસે સ્વહસ્તેજ જયસિંહને રાજમુકુટ ધારણ કરાવ્યો. અને પોતાના પ્રિય સૈન્યને અને સામંતોને લઇને દેશ ત્યાગીને ચાલ્યો ગયો અને પછી કદી પણ તે પાછો આવ્યો નહિ. ઘણા સમય પછી તેના સંગાતીઓમાંના અનેકો મેવાડમાં આવ્યા, પરંતુ તે તેને લઇને નહિ પણ તેના મરણસમાચાર લઇનેજ આવ્યા હતા.





# ૧—મરાઠાનો બોલ.

૧

અનેક મુખે ગાળોનો વર્ષાદ વર્ષતો હતો અને એકી વેળા વીશ પચીશ માણુસો તેને મારવાને આતુર થઈ પડ્યાં હતાં.

"માર, માર સાળાને, શા માટે એ અમારી દુકાનપર આવી પડયો?"

"મને જરા તેની તરફ જવા દો એટલે જોઈશ કે તેઓ કોણ છે અને દર્શાવી આપીશ કે મારી આ છુરીમાં શું પાણી છે!"

"બદમાશ! અમારી પાછળ પડનાર બીજાઓની જે અવસ્થા થઈ છે તેવીજ હું તારી કરી નાખું છું, તું શું સમજે છે?"

આ પ્રકારના શબ્દો સુરતના ચૌટામાં વીશ પચીશ મુસલમાનોના મોંમાંથી નીકળતા હતા તથા એક દુકાનની પાસે ઘણી ભીડ જામી હતી. ઉપલા ઉદ્દગાર, રસ્તામાંથી જતા એક અંગ્રેજના તથા તેના બે પંજાબી નોકરોના કાનમાં પડયા. સહજ "એ શું છે" એવું મનમાં આવ્યાથી જૉન રો તે ભીડમાં ગયો.

જૉન રો સુરતમાં વેપાર કરવા માટે તરતનોજ આવેલો હતો. હિંદુસ્તાનમાં અંગ્રેજો તે સમયે બહુ થોડાજ હતા. સુરતમાં તેઓ માત્ર ત્રણ કે ચારજ હતા. અને તે પણ "ભલે રહ્યા અમારે શું?" "તેઓએ પોતાનું સંભાળવું, લોકો તેમને ત્રાસ આપશે તો તે માટે ફરિયાદી સાલવાની નથી." એમ સમજીને બાદશાહે વેપારને માટે તેમને

રહેવા દીધા હતા. તેઓની હાલત એવી આશ્ચર્યકારક હતી કે, દહાડે બજારમાં ફરવા નીકળવાનું પણ તેમને માટે મુશ્કેલ હતું. એકાદો મુસલમાન "અરે જુઓ આ ફિરંગી કાફર જાય છે, પકડો એને" એવું કહીને કયારે તેમની પછવાડે લાગશે તેનો કંઇ નિયમ નહોતો. અને એક વખત એવો કોઈ પછવાડે લાગ્યો કે, પછી બીજા કેટલા તેની પછવાડે લાગશે અને કેટલા નહિ તેનો પણ નિયમ નહોતો. છાણ, માટી, ગટરનો ગંદવાડ, કચરો, રસ્તામાં સડેલો ભાજી પાલો, માંસ–જે કંઇ જેના હાથમાં આવે તે પછી તેના શરીર ઉપર ફેંકાવાનુંજ. આ માટે દરબારમાં ફરિયાદ કરવા જતાં ત્યાં પણ કોઇ ફરિયાદ સાંભળતું નહોતું. સારાંશ કે તે વખતે એટલે, શુમારે અઢીસો વર્ષપર આ દેશમાં અંગ્રેજોની આવી સ્થિતિ હતી. ઉપર કહેલો વેપારી જૉન રો આટલું ખમીને પણ સુરત શહેરમાં વેપારને માટે રહ્યો હતો, પરંતુ દહાડે બહાર જવાનું સુગમ નહોતું, તેથી તે પોતાના બે અતિ વિશ્વાસુ પંજાબી નોકરોને લઇને રાતેજ બહાર નીકળતો હતો. રોજના નિયમ પ્રમાણે આજે પણ તે ફરવા નીકળ્યો હતો.

ઉપર લખેલી બોલચાલ સાંભળીને જૉન રો તે ભીડમાં પેઠો અને તે વખતે તેની દૃષ્ટિએ નીચલો બનાવ દેખાયો.

એક ઉંચો તથા ભવ્ય માણસ વૈરાગીના વેષમાં વચ્ચમાં છે અને તેને મારવા માટે તેની આસપાસ ઘણા દુકાનદારો ઉભા છે તેના હાથથી અપરાધ એટલોજ થયો હતો કે, તે એક દુકાનદારની કેળાંની ટોપલી તેની અડફટથી પડી ગઇ હતી, અને તેથી કેટલાક માણસો વાંસની લાકડીઓ લઇને, કેટલાક સોટા લઇને અને કેટલાક ચાકુ લઇને તેના ઉપર હલ્લો કરવાનો ભય આપતા હતા. કેટલાકો પછવાડેથી તેને પથ્થર–માટીનાં ઢેફાં મારતા હતા અને કેટલાક છાણ, ગટરનો ગંદવાડ વગેરે ફેંકતા હતા.

આવી સ્થિતિમાં આવી પડયા છતાં પણ પેલો વૈરાગી કોઇને ગણકારતો નહોતો અને પોતાના હાથમાંના સોટાથી તે અતિ કુશળતાથી બધાના ઘા ચૂકવતો ઉભો હતો, પરંતુ આવી સ્થિતિ કેટલો વખત ટકી શકે? તે બિચારો એકલો અને હલ્લો કરનાર પચાસ મનુષ્યો! તેના હાથમાં તે સોટા વિના બીજું હથિયાર નહોતું. આમ ચાલે છે, એટલામાં પછવાડેથી એક પથ્થર આવીને પેલા વૈરાગીના માથાપર લાગ્યો, અને મોટો ઘા પડીને તેમાંથી લોહી વહેવા માંડયું. તે બિચારો લોહી બંધ કરવા માટે પોતાની કફની ત્યાં દાબે છે એટલામાં બીજો પથ્થર કાનની કિનારી ઉપર પડયો. તેથી ચકરી ખાઇને તે જમીનપર પડયો, એટલામાં જૉન રોને સાહજિક રીતે દયા આવ્યાથી તેણે આગળ વધીને તેની સારવાર કરવા માંડી, જેથી સર્વ મનુષ્યો ગુસ્સે થઇને તેને મારવા તૈયાર થયા, પણ રો સાહેબના નોકરોએ તથા તેણે પોતે પોતાનાં હથિયાર કાઢીને તેઓને નસાડયા. તે ત્રણની એક સરખી વિરૂદ્ધતા થઈ પડી એટલે પછી પૂછવુંજ શું? બજારમાં સર્વ ચારે તરફ નાસવા લાગ્યા. એ પ્રમાણે સર્વ લોકોને હાંકી મૂક્યા પછી રો સાહેબ પાછો પેલા વૈરાગીની પાસે આવ્યો, પેલો વૈરાગી તે સમયે ઉભો થઇને, શું થાય છે તે જોતો હતો. 'રો' પાસે આવતાંજ તે ગંભીર વાણીથી બોલ્યો, "ફિરંગી! તમે આજે મારાપર મોટો ઉપકાર કર્યો છે. તમે મોટા શૂરવીર જણાઓ છો. જો તમે મદદ નહિ કરત તો આજે આ બખેડો કરનારા બદમાશોએ મને ઘણુંજ દુઃખ આપ્યું હોત. જો તમે તમારૂં નામ મને કહો તો ઠીક થશે. હું તે સારી રીતે યાદ રાખીશ."

ઉપલા શબ્દો પેલા વૈરાગીએ એવા તો ગંભીરપણાથી કહ્યા કે તે સાંભળતાંજ રો એકદમ આશ્ચર્યચકિત થઇને ઉભો રહ્યો. ત્યારપછી તેણે પોતાનું નામ, ગામ તથા ધંધો પેલા વૈરાગીને કહ્યો. વૈરાગીએ

તે નામ એક વખતે ઉચ્ચાર્યું અને બરાબર ધ્યાનમાં રહે તે માટે તે ગોખી લીધું. ત્યારપછી મોટી ઉત્સુકતાથી તેણે રેનો હાથ એવો તો મજબુત પકડયો કે, જેથી રેને મોટું આશ્ચર્ય લાગ્યું. વૈરાગીનો બાંધો તદ્દન પાતળો જણાતો હતો, પરંતુ હાથ પકડવા ઉપરથી તેની શક્તિ ઘણી માલમ પડી. રે હજી આશ્ચર્યવશજ હતો. તેવામાં પુનઃ પેલા વૈરાગીએ ગંભીરપણાથી કહ્યું, "ઠીક છે. હવે હું તમારૂં નામ કદી ભૂલીશ નહિ. આજથી આઠ દિવસ થશે નહિ, એટલામાંજ ઉપકાર અથવા અપકાર—કંઈ પણ હો, ખરા મરાઠાને એ વાતજ સારી રીતે યાદ રહે છે, તેનો પ્રત્યક્ષ અનુભવ તમને થશે."

આ બોલવાનો અર્થ શો છે? અને આ બધું શું છે? એનો આશ્ચર્યચકિત થઇને રે વિચાર કરે છે એટલામાં તો તે વૈરાગી તેની દૃષ્ટિમર્યાદાથી આગળ નીકળી ગયો.

૨

ઉપર કહેલી વાતને બરાબર ત્રણ દિવસ થઈ ગયા છે. ચોથે દિવસે રે નિત્ય પ્રમાણે સાંજને સમયે ફરવા નીકળવાની તૈયારી કરે છે; એટલામાં તેના પેલા પંજાબી નોકરોમાંથી એક દોડતો દોડતો તેની પાસે આવ્યો અને બોલ્યો; "સાહેબ, સાહેબ, આપણી વખારના દરવાજા વગેરે બંધ કરીને, નોકરોને હથિયારો આપીને સંપૂર્ણ તૈયાર કરી રાખવા જોઇએ. ત્રણ દિવસપર બજારમાં જે લોકોની પછવાડે આપણે થયા હતા તે લોકો આજ રાત્રે આપણી વખાર ફોડવાના છે, એવી ખબર ખાત્રીપૂર્વક મળી છે."

ખબર તો ગભરાટ ઉત્પન્ન થાય એવીજ હતી; તેથી રેએ પોતાના પંજાબી નોકરને—ખબર ક્યાંથી મળી, કોણે આપી વગેરે પૂછ્યું; પરંતુ પેલા પંજાબીએ ફક્ત એટલુંજ કહ્યું કે, "એક નાનો છોકરો ગભરાતો ગભરાતો આગળ પાછળ જોઇને છુપી રીતે આપણા ઘરમાં

આવીને 'આજે તમારી વખાર ઉપર પેલા બજારના માણસો હલ્લો કરનાર છે અને તેમાંના એકે સર્વને એકત્ર કરીને આ ઠરાવ કર્યો છે. આજે તેઓ ખાસ અહિં ચઢી આવનાર છે. તમે સંભાળજો.' આટલું કહી ગયો, અને વિશેષ કંઈ હું પૂછવા જતો હતો તેટલામાં તો તે નાશીને ક્યાંનો ક્યાંય જતો રહ્યો, તેનો પત્તો મળ્યો નહિ."

કદાચિત્ આમાં કાંઇ ભ્રાન્તિ જેવું હશે, એવું રોના મનમાં આવ્યું; તથાપિ તૈયારી કરવામાં કાંઇ જવાનું નથી, એવો વિચાર કરીને તેણે તરતજ સર્વ વ્યવસ્થા કરી, અને થોડાજ સમયમાં સર્વ દરવાજા બંધ કરીને તથા સર્વ મનુષ્યોને હથિયાર સજાવીને તૈયાર કરી રાખી લૂંટનારાઓની રાહ જોતો બેઠો.

સૂર્યાસ્ત થઇને અંધારૂં પડ્યું. કોઈ જગાએ હાલચાલ જણાતી નથી. મધ્યરાત સુધી રો જાગતો રહીને ચોરોની રાહ જોતો હતો. પરિણામે તેને લાગ્યું કે, તે ખબરમાં કંઇજ અર્થ નથી, પણ એટલામાંજ બજારની બાજુથી કંઈકિ ચમત્કારિક શબ્દો સંભળાવા લાગ્યા. અવાજ વારંવાર વધારે ને વધારે મોટેથી સંભળાવા લાગ્યો, અને જોતજોતામાં તેના ઘરની નિકટ મુસલમાનોની અતિશય ભીડ થઇ ગઇ. સર્વના હાથમાં નાના પ્રકારનાં હથિયારો અને મોંપર દીન દીન શબ્દો હતા.

ત્યારપછી જે કંઇ થયું તે રોને સ્વપ્નાના જેવું જણાયું. પોતાના દરવાજાપર પથ્થરોનો, સોટાનો, કુવાડાનો, અને વખતોવખત ગોળીબારનો પણ મારો ચાલતો તેને જણાયો. રાત્રિ બહુ અંધારી હતી. સર્વત્ર અંધકાર છવાઈ રહેલો હતો. રોના નોકર ચાકરો અત્યંત બહાદુરીથી લડયા; પણ તે કેટલા હતા! બહારના બસો માણસો અને તે પણ તદન હથિયારબંધ થઇને આવેલા, તેમની સાથે વીશ પચીશ માણસો તે ક્યાંસુધી ટકી શકે? તથાપિ તેઓ સિંહના જેવા પરાક્રમથી સ્હામે થયા. પરિણામે હલ્લો કરનારા માણસો વધારે વધારે એકત્ર થવા લાગ્યા. અને તેઓએ ઘરને તથા વખારને આગ લગાડવાનો

મનસુબો કરીને એક બે દરવાજા ભાગ્યા હતા. તેનાં લાકડાં એકઠાં કરીને મોટા દરવાજાની પાસે ઢગલો કર્યો. તથા ચારે બાજુએથી ઘાસ, સુકાં છોડીઆં તથા ચીંથરાં વિગેરે લાવીને તે ઢગલાને સળગાવ્યો.

પરંતુ તે લાકડાનો ઢગ સળગીને એક બે ભડકા થયા તેવામાંજ બીજી બાજુએ ગડબડ થતી સંભળાયાથી તેઓનું ચિત્ત તે તરફ લાગ્યું.

આ ગડબડ અહિંયાં ચાલતી હતી તે દરમ્યાન 'રો' ને દૂર કોઇ સ્થળે ઘણીજ ભયંકર ગડબડ થતી હોવાનો ભાસ થયો હતો, પરંતુ તે સર્વ પોતાની આસપાસ ચાલેલી ગડબડનો પ્રતિધ્વનિજ હશે, એમ તે સમજ્યો હતો. પરંતુ હવે તે ગડબડમાંથી "હર, હર મહાદેવ !" નો ભયંકર ધ્વનિ તેને વારંવાર વધારે ને વધારે બળથી સંભળાવા લાગ્યો. આ અવાજ કોનો તથા કયે સમયે સંભળાતો હતો, એ વાર્તા ઇતિહાસના વાંચકને ભાગ્યેજ કહેવી પડે તેમ છે.

થોડાજ સમયમાં તે ધ્વનિ સમીપે સંભળાવા લાગ્યો, અને કંઇક ભયંકર સંકટમાંથી છુટવા માટે જીવ લઇને નાસતા કેટલાક લોકોનું એક ટોળું બુમો પાડતું આવતું જણાયું. અને શહેરમાં દૂર એજ સમયે આગનો ભભુકો થયલો જણાયો—શહેરમાં આગ લાગી.

આ બનાવ જોતાંજ રોના ઘર ઉપર હલ્લો કરનારાઓ ગભરાઇને નાસવાના વિચારમાં પડયા. પેલા મરાઠાના "હર હર મહાદેવ !" ના પોકારો સાંભળતાંજ તેઓ ગભરાયા; કારણ કે તે બુમ મુસલમાનોને તે સમયે સેતાનનીજ બુમ જણાતી હતી. સર્વ મનુષ્યો જીવ લઇને નાસવા લાગ્યા, તેઓ તે સમયે નાઠા, એ તેમણે સારૂંજ કર્યું. કેમ કે તેમાંથી છેલ્લો માણસ દેખાય ન દેખાય એટલામાંજ સફેદ પોશાક પહેરેલો, ઠાઠથી ઘોડા ઉપર બેઠેલો, અને જેનાં હથિયારોનો ચળકાટ ચોમેર પ્રસરી રહ્યો હતો એવો કોઇ ભવ્ય મરાઠો તેમની પછવાડે લાગેલો રોએ દીઠો. રોને પોતાના દરવાજાપરનો અગ્નિ હોલવવાનો તેથી અવસર મળ્યો, અને તેણે તે સત્વર હોલવી પણ નાંખ્યો.

આખા શહેરમાં આગ લાગી હતી. ચારે બાજુએ ગડબડ મચી રહી હતી અને લૂંટફાટનો કેર વર્તી રહ્યો હતો. આવી રીતે આખી રાત ચાલ્યું. બિચારો રો હવે પછી 'ક્યારે અને ક્યાં શું થશે' તેની ચિંતામાં બેઠો હતો. ધીરે ધીરે પોતાના ઘર તથા વખારપર પણ અગ્નિ આવશે એવું તેને જણાતું હતું. શું કરે બિચારો? પોતે બરોબર પોતાના ઘરના છાપરા ઉપર બેસીને આસપાસ જે મોટી ગડબડ, બુમાબમ ચાલતી હતી તે સાંભળતો હતો અને આગના ભડકે ભડકામાં ઘરો સળગતાં હતાં તે જોતો હતો. ગમે તે હો, પરંતુ ઘણો વખત થયો છતાં પોતાના ઘરની તરફ કોઇ આવતું નથી અને આસપાસનાં ઘરો લૂંટવામાં આવે છે, પરંતુ પોતાની વખાર તરફ કોઇ જોતું પણ નથી; એ તેના લક્ષમાં આવવાથી તે ઘણોજ વિસ્મિત થઇ રહ્યો.

એટલામાં અરૂણોદય થયો. અસ્ત વ્યસ્ત થયલા શહેરનું નિરીક્ષણ કરવું હોય, એવી રીતે સૂર્ય દેવતા ઉંચે આવવા લાગ્યો, પરંતુ એવામાંજ એક મરાઠા વીરની ટોળી રોના ઘર પાસે આવીને ઉભી રહી.

જૉન રો ગભરાઇ ગયો. હવે પોતાની વખારના બુરા હાલ થશે, એવી તેની પક્કી ખાત્રી થઈ, પરંતુ તે ટોળીનું વલણ લૂંટ કરવા તરફ જણાયું નહિ. એ શું છે? એવા વિસ્મયમાં રો નિમગ્ન હતો એટલામાંજ એકાએક "જૉન રો નામનો ફિરંગી ઘરમાં છે કે?" એવા ધીર ગંભીર વાણીથી ઉચ્ચારાયલા શબ્દો તેને કાને પડયા. તે શબ્દ સાંભળીને રોને વિશેષ આશ્ચર્ય લાગ્યું. કારણ તે અવાજ પેલા બજારમાંના વૈરાગીના અવાજના જેવોજ આબેહુબ હતો; પરંતુ જેના મોંએથી તે શબ્દ નીકળ્યો હતો, તે મનુષ્ય તરફ જોતાં તેના ચહેરામાં, પોશાકમાં, અને ઠાઠમાં વૈરાગીના જેવું કશુંએ જણાતું નહોતું. પેલા વૈરાગીના શરીર ઉપરનાં ભગવાં વસ્ત્ર ક્યાં? અને આ રાજાના જેવા પુરૂષનો તદન સાદો તો પણ ઠાઠવાળો પોશાક ક્યાં?

થોડીજ પળમાં રોએ પોતે જવાબ આપ્યો " છે, હું પોતેજ છું. મારૂંજ નામ જૉન રો છે. આપ કોણ છો? "

તેના ઉપર પેલા વીરે જવાબ દીધો, " પહેલાં તમારો તથા મારો મેળાપ થયો હતો, તે વખતે હું વૈરાગી ગુરૂદાસ હતો. હવે હું આજે દક્ષિણનો રાજા શિવાજી છું. "

જે નામ સાંભળતાંજ આખા હિંદુસ્થાનમાં ભય છૂટતો તે મહાન મરાઠા વીરનું નામ કર્ણગોચર થતાં તથા તેની મૂર્તિ જોતાંજ રો આશ્ચર્યચકિત થઇને અવાક્ બન્યો.

શિવાજી મહારાજ પછી બોલ્યા, " ઉપકાર અથવા અપકારની વાત ખરો મરાઠો કદી પણ ભૂલનારો નથી એવું મેં તમને તેજ દિવસે કહ્યું હતું ને? તમે સંકટની વખતે મારા સહાયક થઇને મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેના ફળ તરીકેજ આજે તમે પૂર્ણ સુખરૂપે મારી સન્મુખ ઉભા છો; તમારી વખારમાં જરા પણ નુકશાન થયું નથી; જેઓએ મને તે દિવસે માર્યો હતો તે આ બદમાશોને જુઓ! તેઓનું હમણાં શું થશે તે હવે તમને જણાશે. " એવું કહીને તેણે ચાર બંદીવાનોને આગળ આણ્યા. તેઓ થરથર ધ્રુજતા હતા. તેમની તદ્દન ગર્વગળિત સ્થિતિ થઈ ગઇ હતી. તેમની તરફ જોતાંજ તે દિવસના બજારમાંના માણસો તેઓ હતા એવું રોને જણાયું.

પહેલાં તો તેમનાં માથાં કાપવાનો મહારાજનો વિચાર હતો; પરંતુ તે વખતે તેમની તરફ જોતાંજ તેમને ઘણી દયા આવી અને આવી રીતે પકડાઇને દીન થયલા મનુષ્યોને મારવા નહિ, એવું કહી તેમને હાંકી મૂકયા.

આખું સુરત શહેર મરાઠાઓએ લુંટીને ખાલી કર્યું; તે છતાં અંગ્રેજોની વખાર તથા ઘરો બચ્યાં એવું આપણને ઇતિહાસમાં જે જણાવેલું છે તેનું કારણ જૉન રોનું ઉપર જણાવેલું સદ્દ્વર્તનજ છે.



# १०–राजपुतनुं अभिमान.

૧




જપુત રાજાના વંશમાં સ્ત્રીના પાતિવ્રત્યનું કેટલું અભિમાન હતું, અને પોતાની સ્ત્રીઓનું પતિવ્રતપણું રાખવા માટે રાજપુત રાજાઓજ નહિ પણ સામાન્ય રાજપુતો પણ—નીચલી પંક્તિના મનુષ્યો પણ અતિ દ્રઢ હતા. ‘જાતિભ્રષ્ટ’ આ શબ્દ સાંભળતાંજ તેમના પગનાં તળિયાંની જ્વાળા મસ્તકપર જતી રહેતી હતી. બાદશાહ અકબરે અનેક રાજપુત રાજાઓને તાબે કરીને તેમની કન્યાઓને પોતાની બેગમો બનાવી હતી, અને તેના પછીની બે ત્રણ પેઢી સુધી પણ દરેક શાહજાદાને એકેક બબ્બે હિંદુ પત્નીઓ હતી; પરંતુ એટલાથીજ રાજપુતો તથા મુસલમાનો મિશ્ર થયા હતા તથા એકબીજામાં ખાવાપીવાનો અને દીકરી આપવાનો ચાલ દ્રઢ થયો હતો, એમ સમજવું નહિ. ગરીબ પ્રજાને તે કાર્ય સુદ્ધાં પસંદ નહોતું અને પોતાની જાત વટાળ્યાથી તેઓને રાજાઓપર ગુસ્સો પણ થતો હતો. મુસલમાનોને પોતાની કન્યા આપનારને ધીક્કાર કરનાર અન્ય રાજપુતો તેમજ રાજાઓ કંઈ ઓછા નહોતા. રાજપુતોને જાતિવટાળનો કેટલો ધિક્કાર હતો, તે નીચલી વાર્ત્તાથી સારી રીતે સમજાશે.

પ્રથમ આગ્રામાં અકબરની રાજધાની હતી અને તેને અકબરાબાદ કહેતા હતા. અકબરના સમયમાં તે શહેર ઘણુંજ ગુલઝાર હતું. એ શહેરમાં વખ્તસિંહ નામનો એક રાજપુત વેપારી રહેતો હતો. પથ્થર કામને માટે એ શહેર તે સમયથીજ ઘણું પ્રખ્યાત હતું. વખ્તસિંહના કુટુમ્બમાં ફક્ત ત્રણજ માણસો હતાં. તે પોતે, તેની સ્ત્રી અને એક કન્યા. ઘણા દિવસ સુધી સંતાન ન હોવાથી તે અને તેની સ્ત્રી ઘણાં વર્ષથી દુઃખી હતાં, અને પુત્ર નહિ, તો એકાદ પુત્રી થાય તો પણ ઠીક, એમ તેમને લાગતું હતું. પરિણામે ઈશ્વરે તેમની વિનતિ સાંભળી. તેઓને એક કન્યા થઇ, જેથી તેમને ઘણોજ આનંદ થયો; અને તેમણે તેમની ગરીબ સ્થિતિ પ્રમાણે જેવો ઉત્સવ કરવો જોઇએ તેવો કર્યો. તે કન્યાનું નામ તેમણે આશાવતી પાડયું. ઘણા દિવસની આશાનું ફળ જાણીનેજ તે નામ તેઓને સૂઝયું. કન્યા આશરે વર્ષ દોઢ વર્ષની થઇ ત્યાંસુધી માબાપને તેનાં કૌતુકથી એટલું તો સુખ થતું કે, તેઓને તેના શિવાય જરાપણ ગમતું નહિ. દિવસના આઠ પ્રહરમાંથી તેઓના સાત પ્રહર તો કન્યાની બાળલીલા જોવાના આનંદ અનુભવમાંજ જતા હતા; પરંતુ બધા દિવસ સરખા હોતા નથી. દૈવની ઇચ્છાની કલ્પના પણ કોઇને થઈ શકતી નથી. આ કન્યા ઉપર તથા પોતાની ઉપર આજથી ત્રીજે દહાડે અમુક ભયંકર અનર્થ થવાનો છે, એવું જો કોઇ વખ્તસિંહને કહેત તો તેને ખરૂં પણ લાગત નહિ ! પરંતુ બીચારા ઉપર તેવોજ પ્રસંગ આવી પડયો. તેની પ્રિય પત્નીને એકાએકજ કંઇ મંદવાડ થતાં તે મૃત્યુને વશ થઈ. વખ્તસિંહના શોકનો પાર રહ્યો નહિ. બીચારી આશાવતીને કશી સમજણ નહોતી, તેથી તે તો બાપને શોક કરવાની વખતે માના પ્રેતની પાસે જઇને તેને ઉઠાડવા માટે તેનું શરીર હલાવવા તથા લુગડું ખેંચવા લાગી. શોક ગમે તેટલો થવા છતાં તેનો પણ છેડો તો હોય છેજ. વખ્તસિંહને

પોતાનો શોક શમાવીને કાર્યમાં લાગવું પડયું. હવે તે બીચારાના પ્રેમનો. આધાર માત્ર આશાવતીજ હતી. તેનાં સગાંવહાલાં અને મિત્રોએ તેને ઘણોએ આગ્રહ કર્યો કે તમે ફરી પરણો; પરંતુ તેણે તેમનું કંઇ પણ નહિ સાંભળતાં પોતાનો સર્વ પ્રેમ તે કન્યાપરજ એકત્ર કરીને તેનું પાલનપોષણ કર્યું.

આશાવતીનું લાવણ્ય ઘણુંજ અનુપમ હતું અને વયના વધારાની સાથે તે એટલું તો વધતું ગયું કે તે પાંચ સાત વર્ષની થઇ ત્યારથીજ લોકો પોતાના દીકરાને માટે તેનું માગુ કરવા લાગ્યા, પરંતુ જેમ કંજુસને ધનની પ્રીતિ હોય છે, તેમ વખ્તસિંહને પોતાની કન્યા ઉપર પ્રીતિ હતી. તે રાત દહાડો પ્રીતિમાં મગ્ન રહેતો, અને તેને કોઇને આપવી પડશે, એવું તેના સ્વપ્નામાં પણ આવ્યું નહોતું, અને કોઇએ તેવી તેની પાસે વાત કાઢી, તો તે તરત "કેમ, તે મારી પાસે સુખમાં છે તે તમારાથી જોવાતું નથી ? ફરી મારી આગળ એવી વાત કાઢતા નહિ." એવું કહીને તેના ઉપર ચીડાતો હતો. કોઇ પણ મનુષ્ય તેની પાસે આવ્યો તો તેને એમજ લાગતું કે આ મારૂં કન્યારત્ન ઝુંટાવવાને આવ્યો છે. પછી તો તેને એવુંજ જણાવા માંડયું કે, પોતાની દીકરીને લઇ જવા શિવાય બીજો હેતુજ કોઇના મનમાં નથી. આશાવતી ચઉદ પંદર વર્ષની થયા પછી તેની માના જેવીજ તે જણાવા લાગ્યાથી તેને જોઇને તેને અત્યંત આનંદ થતો. તે તેના લગ્નનું નામ પણ કાઢતો નહોતો, અને જો કોઇ કાઢે તો તે તેને ગમતું નહોતું. વળી એક બાબત મોટી નવાઇ જેવી એ હતી કે, રાજપુતોમાં જે ઘણું જરૂરનું જનાનખાનું મનાય છે તે પણ વખ્તસિંહે આશાવતીને માટે રાખ્યું નહોતું અને તેનું કારણ એટલુંજ હતું કે પોતે દુકાનમાં બેઠો હોય તે વેળાએ પણ તે પોતાની પાસે હોવી જોઇએ. વળી ગરીબ માણસોમાં જનાનો કોઇ બહુ પાળતા

પણ નહોતા, તે કોઈ કોઇ વખત આશાવતીને દુકાનપર બેસાડીને બહાર પણ જતો હતો.

આશાવતીની ખૂબસુરતીની કીર્તિ આખા શહેરમાં પસરી રહી હતી જેથી ઘણા મનુષ્યો તેને જોવા માટે વખ્તસિંહની દુકાનપર આવવા લાગ્યા. જુવાન રાજપુતો તથા મુસલમાન સરદારોની ભીડ થવા માંડી અને લોકો વખ્તસિંહના ઉપર ગુસ્સે થવા લાગ્યા; પરંતુ વખ્તસિંહને આશાવતી ઉપર પૂર્ણ ભરોસો હતો, કે તે કદી પણ ખરાબ માર્ગે જશે નહિ. જેથી તેનું લગ્ન કરવાનું તેના મનમાં મુદ્દલે આવ્યું નહિ. પરંતુ કન્યાનો પિતાપર પ્રેમ હોય તેથી કંઈ અન્યપર અન્ય પ્રકારનો પ્રેમ તેને થાય નહિ એમ બને ખરૂં ?

એક યુવક રાજપુતનું ચિત્ત આશાવતીના ઉપર ઘણુંજ આકર્ષાયું. આશાવતીનો પણ તેના પ્રત્યે પ્રેમ થવા માંડયો. તે યુવક એક બે વખત વખ્તસિંહના જોવામાં પણ આવ્યો.

ત્રીજી વખતે તેને પોતાની દુકાનપર જોયો, ત્યારે તો "તે કોણ છે ? અને અહિંયાં શા માટે આવે છે ?" એવું સંદેહપૂર્વક તેણે પૂછ્યું. પોતાનું ચિત્ત આ રાજપુત તરફ ખેંચાય છે, એવું ખુલ્લેખુલ્લું કહેવાની આશાવતીને હિંમત આવી નહિ. તેથી તેણે "કંઇ નહિ, તેણે પોતાના શેઠને માટે કંઇક માલ વેચાતો લીધો હતો તે બે વખત ત્રણ વખત શેઠને પસંદ પડયો નહિ, તેથી તે પાછો બદલવા માટે તે આવ્યો હતો." એવું કહ્યું.

આશાવતીએ પોતાના બાપને આખી ઉમરમાં આ પ્રથમવારજ અસત્ય કહ્યું હતું, અને તેને માટે તેને પશ્ચાત્તાપ પણ થયો; પરંતુ સત્ય કહી દેવાની તેને હિંમત આવી નહિ.

પેલી તરફ પેલો રાજપુત કંઇક છેટે ગયો, તેટલામાં વળી એક તેના જેવો પોશાક પહેરેલો તેનો મિત્ર મળ્યો. તેને તેણે કહ્યું "દોસ્ત! આશા તો રહે છે ખરી."

"ખાવિંદ! એને માટે મને મુદ્દલે શંકા નથી. આપનું સ્વરૂપ અને આપનું બોલવું એવું મોહક છે કે—"

"બસ બસ, નકામી સ્તુતિ ન કર. આશાવતી વિના બીજું કંઇ હું ચહાતો નથી."

"થશે, થશે, કિલ્લેદારે રત્નને ગમે એટલા સાત કિલ્લામાં મૂક્યું હોય તોપણ તે પોતેજ બહાર પડવાને માગશે તો તે નીકળશેજ હજુર! આપને તે રત્ન મળશેજ."

જે રાજપુતનું મન આશાવતી ઉપર લાગ્યું હતું તે અન્ય કોઈ નહિ પણ શાહજાદો જહાંગીર હતો. પોતાનો પિતા ગરીબની કન્યાની જોડે લગ્ન કરવામાં સંમતિ આપશે નહિ, તેથી ચોરીથી લગ્ન કરીને તેને પોતાના જનાનખાનામાં લાવવી અને પછી પોતાના પિતાને તે વાત જણાવવી, એવું તેના મનમાં હતું. પોતાની કન્યા શાહજાદાને આપવાનું સહજ પૂછાવ્યાથી વખ્તસિંહે જે બોલ કહ્યા હતા તે સાંભળીને તેણે પ્રત્યક્ષ માગુ માગવાનું છોડયું હતું. અને પોતે બનાવટી વેશ ધારણ કરી તેનું મન જીતીને તેની જોડે લગ્ન કરી જનાનખાનામાં લઇ જવી, એવો તેણે વિચાર રાખ્યો હતો. જહાંગીર રૂપમાં ઘણોજ ઉત્તમ હતો. તેણે રાજપુત વીરનો પોશાક ધારણ કરીને, વખ્તસિંહની ગેરહાજરીમાં આશાવતીને મળીને, નાના પ્રકારના શૌર્યવીર્યની તથા પ્રેમની વાતો કરીને તેનું મન જીત્યું હતું. અને પોતાની ઉપર તેનો પ્રેમ થયેલો જાણ્યા પછી એક દહાડો તે પોતે ખરેખર કોણ છે તે પણ તેને જણાવ્યું હતું. જે સાંભળીને આશાવતીને પ્રથમ તો ઘણુંજ ખરાબ લાગ્યું હતું પરંતુ જહાંગીરે પોતાની મા કોણ છે તથા બીજી ઘણીક રાજપુત કન્યાઓ મુસલમાન વીરોની સાથે પરણી છે તે જણાવ્યું, ત્યારે તેનું તરુણ તથા નિષ્કપટ મન તરતજ શાંત થયું હતું. હું પોતે બાદશાહના છોકરાની રાણી

થઇશ, એ વિચારથી તેને ઘણો આનંદ થયો. પરંતુ આ બધી બીના બાપને કેમ જણાવવી ! તે ઘણી પિતૃભક્ત હતી, પરંતુ પ્રેમથી અંધ થવાને લીધે તેને એવું જણાયું કે, આ વિષયમાં પિતા હા પાડશે નહિ, જેથી બનતાં સુધી તેને કહેવું નહિ તેજ ઠીક છે.

એવામાં વખ્તસિંહને એકાએક લખનૌમાં જવાનું કારણ ઉત્પન્ન થયું. કારણ એવું હતું કે, ગયા શિવાય ચાલે એવું નહોતું. અને અહીં પુત્રીને એકલી મૂકીને જવું એ પણ તેને ગમતું નહોતું. પણ શું કરે? બનશે તેમ કામ સત્વર પૂર્ણ કરીને આવીશ, એવું કહીને તથા પોતાને માટે ફીકર ન કરવાનું પુત્રીને કહીને તે લખનૌ તરફ ગયો.

પેલી તરફ જહાંગીર રોજ આવીને આશાવતીને આગ્રહ કરવા લાગ્યો કે, "તું મારી જોડે એક રાત્રે નીકળી આવ, આપણે ગુપ્ત લગ્ન કર્યા પછી વખ્તસિંહ આવશે એટલે તેને કહીશું. અને બનાવ બની ગયા પછી તેને વધારે માઠું પણ લાગશે નહિ," પણ ગમે તેટલો પ્રેમ થયા છતાં આશાવતી રાજપુત કન્યા હતી. તેણે આવા છુપા લગ્નમાં મુદ્દલે હા પાડી નહિ એટલુંજ નહિ પણ પછીથી તેને કદી પણ પોતાની દુકાનપર પગ મૂકવા દીધો નહિ.

જહાંગીરનો તેના ઉપર ઘણો પ્રેમ હતો, હવે શું કરવું તે કંઇ સૂઝતું નહોતું. આખરે તે એક દહાડો મોડી રાતે ગમે તેમ કરીને આશાવતીને મળ્યો અને તેને પોતાની સાથે નાશી આવી લગ્ન કરીને જનાનખાનામાં રહેવાનો આગ્રહ કર્યો. પરંતુ તેણે સાફ જવાબ આપ્યો કે "તમારા ઉપર મારો પ્રેમ છતાં પણ પિતાની રજા વિના હું લગ્નને અનુકૂલ થઇશ નહિ. પિતા આવેથી કોઇ રીતે આ વાર્તા તેમને હું કહીશ."

"કહીશ? લગ્ન થવા પહેલાં કહીશ? પછી બીજા ગુસ્સે થયલા રાજપુતની પેઠે તેણે તારો જીવ લીધો તો?"

"તે તો પણ હું કહેનારજ."

"શું મારી જોડે આજે નહિ આવશે?"

"નહિ, તેમની સંમતિ વિના હું હવે એક ડગલું પણ આગળ વધીશ નહિ."

જહાંગીરે તેને પુનઃ પૂછ્યું ત્યારે પણ તેણે પોતાનો પહેલાંનોજ ઉત્તર દીધો, અને તેને ચાલ્યા જવા વિનતિ કરી. લાચારીથી તે ગયો. પરંતુ આશાવતીએ દરવાજો બંધ કર્યો અને વખ્તસિંહનું આવવું થયું. વખ્તસિંહને જહાંગીરે દીઠો નહિ પણ વખ્તસિંહે તેને દીઠો. આવી રાત્રે તે યુવકને પોતાના ઘરમાંથી બહાર નીકળતો જોઇને તેને પગથી માથા સુધી જ્વાળા પ્રકટી. તેણે જોરથી દરવાજો ખડખડાવ્યો અને આશાવતી દરવાજો ઉઘાડીને બાપને જોતાંજ આનંદથી હસીને "પિતા" એટલું બોલીને તેની પાસે જતી હતી એટલામાં તો તેના બાપે કહ્યું, "છેટે, છેટે રહે પાપિણી! કાળ મુખી! મારી પાસે આવતી નહિ. તેં મારા મોં ઉપર મેશ લગાડી છે. કહે હમણાં ઘરમાંથી બહાર નીકલ્યો હતો તે કોણ છે? બોલ."

આશાવતી તે સાંભળતાંજ શરમ તથા ખેદથી સંપૂર્ણ રીતે ઘેરાઇ ગઇ. પિતા આવતાંજ થયેલો સર્વ બનાવ કહેવાનો તેણે વિચાર કર્યો હતો, પણ તેના મોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ.

ફરી વખ્તસિંહે "કહે, કોણ તે હતો?" એવું પૂછતાંજ "જહાંગીર, તે મારી જોડે લગ્ન કરવા કહે છે." એવું તેણે એકદમ કહ્યું. તે ધારતી હતી કે શાહજાદાનું નામ સાંભળતાંજ તેનો ક્રોધ કંઇક શાંત થશે અને પછી હું બધું કહીશ. પરંતુ આ નામ સાંભળતાંજ ગુસ્સાથી તેનું દેહભાન ગયું. "શું? મારી દીકરીને મુસલમાન ભ્રષ્ટ કરી ગયો? કાળ મુખી! તારી મા મરી ગઇ તેને બદલે તું કેમ મરી ગઇ નહિ? મારી દીકરીની જોડે તે પરણનારો? અને તું ભ્રષ્ટ થનાર? હું કંઇ જયપુરનો રાજા નથી!"

એવું બોલીને તેણે તરત પોતાની ઝોળી નીચે ઉતારીને, તેમાંથી એક દાબડી કાઢીને તેના આગળ ધરીને બે હાથથી તેનું ગળું દબાવીને બોલ્યો, " છોકરી, આ ઝેર ખા. નહિ તો નખથી દબાવી પ્રાણ લઇશ. તેં તેનું નામ એટલું શાંત રીતે દીધું, વળી તેને દરવાજો ઉઘાડીને પ્રેમથી રજા આપી, જેથી તારા મનથી તેં પાપ કર્યુંજ છે. તારૂં મન ભ્રષ્ટ થયુંજ છે. ભ્રષ્ટ ! તું એક પળ પણ મારી સામે નહિ જોઇએ ! "

આશાવતી પણ રાજપુત કન્યાજ હતી. બાપનો વિશ્વાસઘાત કરવા માટે તેને ઘણો પશ્ચાત્તાપ થયો. અને તેનું પ્રાયશ્ચિત્ત દેહાંતજ જોઇએ, એવું માનીને તેણે તે ઝેર લીધું, અને પાંચજ મિનિટમાં પ્રાણ છોડયો.

બીજે દહાડે વખ્તસિંહ ક્યાંય જતો રહ્યો !



### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનું

# ચાલુ વર્ષનું કામકાજ.

ઇશ્વરકૃપાથી આ પુસ્તકની સાથે 'વિવિધ ગ્રંથમાળા'નું ત્રીજું વર્ષ પૂરૂં થાય છે. આ સંસ્થાના ચાલુ વર્ષના કામકાજનો સારાંશ નીચે પ્રમાણે છે.

## ચાલુ વર્ષ સુધીનો હિસાબ.

સંસ્થાના અન્ય કામકાજના બોજા આડે અવકાશ ન મળવો, હિસાબની અપેક્ષાએ કામની ધૂન વધારે, વખતો વખત મળીને રાખી જોયલા બે ત્રણ મનુષ્યોથી કામ ન બની શકવું અને ખાસ માણસ રોકવા જતાં ખર્ચની અગવડ ઇ૦ કારણોથી આ સંસ્થાનો હિસાબ અત્યાર સુધીમાં એક પણ વખત પ્રસિદ્ધ કરી શકાયો નથી. કદાચ હજી પણ આ બાબત એમની એમજ ચાલ્યા કરી હોત, પરંતુ લોક-દ્રષ્ટિએ આ બાબતની વિશેષ અગત્ય હોવા પ્રત્યે મુંબઇમાં એક બે સન્મિત્રોએ ધ્યાન ખેંચવાથી, તેમજ લેવડ દેવડમાં પણ કેટલીક અગવડ પડવા લાગ્યાથી આ કાર્ય ઉપર બેએક માસથી ખાસ બે માણસોને રોકવામાં આવ્યા છે, જેથી ચાલુ વર્ષની આખર સુધીનો તમામ હિસાબ આવતા શિયાળામાં પ્રસિદ્ધ કરી શકાવા દરેક સંભવ છે.

## વિવિધ ગ્રંથમાળા—ત્રીજું વર્ષ.

વિવિધ ગ્રંથમાળાનાં ચાલુ વર્ષનાં બાર પુસ્તકો નીચે પ્રમાણે નવાં પૂઠાંમાં બંધાઇને નીકળ્યાં હતાં.

| પુસ્તકાંક. | નામ. | પૃષ્ઠ સંખ્યા. | ચિત્ર. |
|---|---|---|---|
| ૨૫–૨૬ | સ્વામી રામતીર્થ એમના સદુપદેશ ભાગ ૫ મો. | ૨૪૮ | ૧ |
| ૨૭ | શ્રીમદ્ ભગવદ્ ગીતા પદ્યાત્મક ભાષાંતર. | ૯૬ | ૧ |
| ૨૮ | નવલકથા સંગ્રહ ભાગ ૧ લો. | ૧૨૮ | |
| ૨૯ | નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ–એમના જીવનમાંથી લેવાનો બોધ. | ૧૩૨ | ૧ |
| ૩૦ | છોટાલાલ પદબોધિની. | ૧૨૮ | |
| ૩૧ | વૈરાગ્ય બોધ કાવ્ય. | ૧૧૨ | |
| ૩૨ | દુઃખમાં વિદ્યાભ્યાસ. | ૧૫૨ | |
| ૩૩ | કથાગુચ્છ. | ૧૬૮ | |
| ૩૪–૩૫–૩૬ | ટુંકી વાર્તાઓ ભાગ ૧ લો. | ૩૬૦ | |
| | કુલ સંખ્યા. | ૧૫૨૪ | ૩ |

ઉપર પ્રમાણે પુસ્તકોની કુલ પૃષ્ઠસંખ્યા ૧૫૨૪ ની છે જેમાં ત્રણ ચિત્ર બદલ ૪૮ ની સંખ્યા ઉમેરતાં અને મૂલ્યથી લેવાયલી જાહેર ખબરનાં પૃષ્ઠ ૩૭ બાદ કરતાં નક્કી સંખ્યા ૧૫૩૫ ની રહેશે. ધોરણ પ્રમાણે બદલાની, વિના મૂલ્યની અને ખાતા તરફની મળીને પૃષ્ઠ ૭૦ જેટલી જા૦ ખ૦ નો સમાવેશ એમાં છે.

ચાલુ વર્ષનું મૂલ્ય વસુલ કરવાના અરસામાં શુમારે પાંચસો છસો ગ્રાહકોનો ઘટાડો થઇ પાછળથી અત્યાર સુધીમાં તેટલોજ ઉમેરો થવાથી ગ્રાહકોની આગલી ૪૦૦૦ ની સંખ્યા કાયમ રહી છે.

પાંચ હજાર ગ્રાહકોની આવશ્યકતા જોતાં આ પ્રમાણે હજાર ગ્રાહકોની ન્યૂનતા હજી પણ ચાલુજ રહી છે. છપાવવામાં આવતી પાંચ હજાર નકલોમાંથી આ પ્રમાણે પડી રહેતી હજાર નકલો પાછળથી ચાર પાંચ વર્ષે ખપી રહે ત્યાં સુધી તે નિમિત્તે નાણાંની, જગ્યાની, સાચવણીની અને જાહેર ખબરોના ખર્ચની પંચાતીઓ સંસ્થાને ચાલુ વેઠવી પડે છે. ચાલુ ચાર હજાર ગ્રાહકોના પ્રયાસથી શું એક હજાર ગ્રાહકોનો વધારો ન થઈ શકે? કાગળો અથવા કદમાં સુધારણા કરવાનું કાર્ય પણ એજ કારણસર મુલતવી રહેતું આવ્યું છે. આશા છે કે દરેક ગ્રાહક બન્ધુ આ બાબતને ખાસ મહત્વની સમજી તે ખાતે પોતાથી બનતો પ્રયાસ કરવાને ચુકશે નહિ.

આવતા વર્ષમાં આ માળા દ્વારા નીકળનાર પુસ્તકોની યાદી આ પુસ્તકની શરૂમાં ૬ ઠે પૃષ્ટે અપાઇ છેજ.

# ચરિત્રમાળા (બીજું વર્ષ.)

ચરિત્રમાળા કે જે દ્વારા સારા કાગળ ઉપર છાપેલાં ઉત્તમ જીવન ચરિત્રોનાં પુસ્તકો દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦ જેટલાં વાર્ષિક રૂ. ૨) માં અપાય છે, તેના ચાલુ સાલના બાર અંકો નીચે પ્રમાણે પાંચ પૂઠાંમાં બંધાઇને નીકળ્યા હતા.

| પુસ્તકાંક. | નામ. | ચિત્ર. | પૃષ્ઠ સંખ્યા |
|---|---|---|---|
| ૧૩–૧૪ | **ભારતના મહાન પુરૂષો** ભાગ ૧ લો. | ૪ | ૩૧૨ |
| ૧૫ | **શ્રીમતી ડૅાકટર આનંદીબાઇ જોશી** | | ૯૬ |
| ૧૬થી૧૯ | **ભારતના વીર પુરૂષો** ભાગ ૧ લો. | | ૪૪૮ |
| ૨૦થી૨૨ | **ભારતના સંત પુરૂષો** ભાગ ૧ લો. | ૩ | ૩૨૦ |
| ૨૩–૨૪ | **જગવિખ્યાત પુરૂષો** ભાગ ૧ લો. | ૪ | ૨૫૬ |
| | કુલ સંખ્યા. | ૧૧ | ૧૪૩૨ |

ચરિત્રમાળાનાં આ વર્ષમાં પણ માત્ર હજાર જ ગ્રાહક ચાલુ છે, જે બહુ અસંતોષકારક હોઇ તેની છપાવવી પડતી સવા બે હજાર નકલોને લીધે સંસ્થાને નાણાં ઇ૦ બાબતમાં અગવડમાં મૂકનારૂં છે. ચરિત્રો જેવા અતિ હિતાવહ વાંચન પ્રત્યેનો ગુર્જર વાંચક વર્ગનો તેમજ વિવિધગ્રંથમાળાના ગ્રાહકોનો ઉત્સાહ મંદ હોવાનું કારણ તે પુસ્તકો તેમના જોવામાં ન આવવાનું, અથવા તો એવા વાંચનના લાભોની માહિતી તેમને ન હોવાનું ધારી શકાય છે, છતાં આ માળાની અજમાયશ બનતે પ્રકારે હજી થોડો ઘણો સમય જારી રાખી આશા રાખવામાં આવે છે કે એકાદ બે વર્ષે આ ન્યૂનતા પૂર્ણ થઇ જશે, અને તે એક યા બીજી રીતે ચાલુ રહી શકે તેમ થશે. આ માળા દ્વારા આવતા વર્ષમાં નીકળનાર ચરિત્રોની યાદી આ પુસ્તકની શરૂમાં ૬ ઠ્ઠા પૃષ્ઠમાં અપાઇ ચૂકી છેજ.

## બૃહદ્ ગ્રંથમાળા.

ઉપલી બન્ને ગ્રંથમાળાઓ ઉપરાંત એક ત્રીજી ‘બૃહદ્ ગ્રંથમાળા’ ચાલુ વર્ષથી સ્થાપિત થઇ છે. આ ખાતા તરફથી નીકળનાર મ્હોટા કદનાં પુસ્તકોની ગણના આ માળામાં કરાશે. વાર્ષિક મૂલ્ય કે કદ આ માળાનું નિર્ણીત નથી. તે દ્વારા નીકળતો દરેક ગ્રંથ પ્રસિદ્ધ થયા અગાઉ વિવિધ ગ્રંથમાળા દ્વારા તે વિષેની જાહેરાત આપીને, પ્રથમથી થનાર ગ્રાહકો પાસેથી તે ગ્રંથના છાપેલા મૂલ્ય કરતાં સાડાબાર ટકા સુધી ઓછા પૈસા લેવાય છે. આ બૃહદ્ ગ્રંથમાળાનાં શરૂઆતનાં ચાર પુસ્તકોની માહિતી નીચે પ્રમાણે છે.

**૧ શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.** (બૃહદ્ ગ્રંથમાળાનો પહેલો ગ્રંથ.)

ગત વર્ષમાં વેદાન્ત ગ્રંથમાળા વિષે જણાવેલું, પરંતુ જુદા જુદા વિષયનાં મ્હોટાં પુસ્તકોને જુદી જુદી ગ્રંથમાળાઓનાં નામ

આપવા કરતાં એક સામાન્યમાળાના નામથીજ તે નીકળે એ વધુ ઠીક દેખાયાથી તેને ઉપર જણાવ્યા પ્રમાણે **" બૃહદ્ ગ્રંથમાળા "** નું નામ આપી વેદાન્ત ગ્રંથમાળાનાં પુસ્તકો તેની અંતર્ભૂત ગણવાનું ઠરાવ્યું છે. અને તેથી ગતવર્ષે આખરે નીકળેલા **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા** તથા **ભાગવત ભાષાંતર** નામક ગ્રંથોને આ 'બૃહદ્ ગ્રંથમાળા' ના પ્રથમ તથા દ્વિતીય ગ્રંથો રૂપે ગણી લેવામાં આવ્યા છે.

**જ્ઞાનેશ્વરી** નીકળ્યે બાર માસ હજુ હાલજ થશે તે દરમિયાન તેની ૨૬૦૦ પ્રતમાંથી બે હજાર ઉપરાંત ખપી જઈ હવે જુજજ રહેવા પામી છે.

મુંબઇના 'ગુજરાતી' પત્રમાં આવતી આ પુસ્તકની જાહેર ખબર સાથેજ તે પત્રકારે પોતાની ચાર રૂપિયાની કિંમતની જ્ઞાનેશ્વરીની જા૦ ખ૦ મૂકીને તેમાં એવું સુચવવાની મહત્તા (!) વાપરી છે કે આ ખાતાની જ્ઞાનેશ્વરી ભ્રષ્ટ ભાષાંતરવાળી અને લાકડાના વહેરના અર્થાત્ હલકા કાગળપર છપાયલી છે માટે જોઇને લેજો ! અમે પણ એજ કહીશું કે જોઇનેજ નહિ પણ બનતાં સુધી બંને સ્થળની પ્રતો મેળવી જોઇને નીચેની દરેક બાબત વિષે ખાત્રી કરીનેજ લેવી કે, (૧) ભાષાંતરમાં ન્યૂનતા છે કે નહિ? (૨) આ સંસ્થાની રૂ. ૧–૧૦–૦ વાળી અને 'ગુજરાતી' ની રૂ. ૪) વાળી જ્ઞાનેશ્વરીમાં કાગળો ગ્લેજ અને પૂઠાં પાકાં સોનેરી એક સરખાં છે કે નહિ? (૩) જ્ઞાનેશ્વરનું ચરિત્ર અધિક ઉત્તમ, વિસ્તૃત, અને સત્યતાવાળું કોની આવૃત્તિમાં છે? (૪) વળી આ સંસ્થાની રૂ. ૨) વાળી જ્ઞાનેશ્વરીમાંના કાગળો તો એ ચાર રૂ. વાળીના કરતાં પણ જાડાઈમાં, મજબુતીમાં, વજનમાં અને મૂલ્યમાં ચઢીયાતા હોવા સાથે તેનું પૂઠું પણ અધિક સુંદર અને મૂલ્યવાન છે કે નહિ? અને એ દરેક બાબતની તથા મૂલ્યની સરખામણી કર્યા પછી આના બે આનાની કુલ કિંમતનાં થોડાંક સામાન્ય ચિત્રોની વિશાત કેટલી આંકવી યોગ્ય છે?

**૨. શ્રીમદ્ ભાગવત ભાષાંતર**–( બૃહદ્ ગ્રંથમાળાનો બીજો ગ્રંથ.)

આ ભાષાંતર માટે મુંબઇની 'વેદધર્મસભા' પાસેથી કેટલાક સમય પર પરવાનગી મેળવવામાં આવી હતી. આ ખાતા તરફથી આ પુસ્તકમાં જે જાતના કાગળો, પૂઠાં, ચિત્રો ઇ૦ વાપરવામાં આવે તથા વ્યવસ્થા ખર્ચસહિત તેનું જે મૂલ્ય રાખવામાં આવે તે સર્વ તેજ પ્રમાણે રહે એવી રીતે રા. રા. ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલને આ પુસ્તકની એજન્સી સોંપી હતી જે દ્વારા તેની પાંચ હજાર પ્રત ગયા વૈશાખ માસમાં પ્રસિદ્ધ થઈ હતી. જેમાંથી અત્યાર સુધીના પાંચ માસમાંજ બે હજાર પ્રત ખલાસ થઈ ગઈ છે. આ પ્રકારમાં છપાવવા કરવાના કામકાજનો તેમજ નાણાંની સગવડ અને રોકાણનો અતિ મહત્વનો બોજો સંસ્થાને શિર રહેતો ન હોવાથી સંસ્થાનો ગ્રંથ પ્રકાશનનો હેતુ સહેલાઇથી અને વધુ પ્રમાણમાં પાર પડી શકે એ સ્પષ્ટજ છે. બીજા હાથ પર પુસ્તકોની કિંમતમાં સંસ્થાના ખર્ચના પ્રમાણમાં વ્યવસ્થા ખર્ચનો જે અંશ સમાતો આવ્યો છે તે અંશનો મોટો ભાગ ઘરનાં નાણાં અને જાતમહેનતથી કાર્ય કરનાર એજન્ટને નફા રૂપ થઈ પડી અન્ય પ્રકારે વ્યાજ ઉપજાવવા કરતાં અધિક ફળપ્રદ નિવડે છે.

આ એજન્સીની ગોઠવણ એજંટ સાથે એક બીજાની રાજી ખુશીથી પ્રથમથીજ દરેક શરતો નક્કી કરીને કરી હતી જેથી પાછળથી તેમાં કોઈ પક્ષને અસંતોષનું કારણ મળ્યું નથી; છતાં આવાં કાર્યો પ્રત્યે મૂળથીજ દ્વેષ દ્રષ્ટિવાળા કોઇ કોઇ મનુષ્યો આ કાર્યમાં ઉક્ત એજંટને ફસાવેલા હોવાની ગપ મારવા ચૂક્યા ન હતા! એજન્સીની ઉદાર ગોઠવણ માટે આ એકજ બાબત જણાવવી બસ થઈ પડશે કે હરકોઇ વેપારીને સામટી સો પ્રત જે મૂલ્યથી એજંટ વેચતા હતા તેજ મૂલ્યથી આ સંસ્થાએ તેમની પાસેથી પોણા બે હજાર પ્રત અત્યાર સુધીમાં ખરીદી છે!

**૩. શ્રી શિવાજી છત્રપતિ** (બૃહદ્ ગ્રંથમાળાનું ત્રીજું પુસ્તક.)

ભારતના અતિ વિખ્યાત મહારાજાઓમાંના સર્વથી છેલ્લા થઇ ગયેલા આ મહાપરાક્રમશાળી વીરનરની મહત્તાને છાજતા એકાદ વિસ્તૃત ચરિત્રની ખોટ પુરી પાડનાર આ પુસ્તક મરાઠીમાં પ્રસિદ્ધ થયેલું જણાતાં, મૂળ લખનારની રજા મેળવ્યા પછી ગુજરાતી અનુવાદ માટે રા. રા. રત્નસિંહ દીપસિંહ પરમારને અમુક બદલાથી સોંપવાનું ઠર્યું હતું; પરંતુ પાછળથી રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાએ તે કરવા માગવાથી મી. પરમારને બીજું કામ સોંપીને આ પુસ્તકના અનુવાદનું કાર્ય તેટલી રકમ તેમને આપીને તેમની પાસે કરાવ્યું હતું.*

આ પુસ્તકની રૂ. ૦॥।, ૧ અને ૧।। વાળી ત્રણ પ્રકારની મળીને સવા ત્રણ હજાર પ્રત ગયા જ્યેષ્ઠ માસમાં પ્રસિદ્ધ થઇ છે. પરંતુ દિલગીરીની સાથે જણાવવું પડે છે કે આવા મહત્વના ઇતિહાસ-પૂર્ણ ચરિત્ર ગ્રંથોના વાંચનની અભિરૂચિ ગુજરાતી વાંચક વર્ગમાં હજી બહુજ થોડી હોવાથી આવાં પુસ્તકોનું ઉપયોગીપણું સમજવા છતાં તેને પ્રસિદ્ધ કરવાનું સંસ્થાને માટે મુસ્કેલ થઇ પડશે એમ લાગે છે. દાખલા તરીકે હજુ આ પુસ્તકની પાંચસો પ્રત પણ ભાગ્યેજ ખપી હશે! આવાં મોટાં પુસ્તકો પાછળ રોકાતી હજારોની રકમ જોતાં વર્ષોનાં વર્ષ તેની ખપત પાછળ નાકળી જાય ત્યાં સુધી નાણાંની અને જાળવણી ઇ૦ ની અગવડ કેટલી પ્રતિબંધક થઇ પડે એ વાર્તા હરકોઇ સમજી શકે તેવીજ છે. અમારે તો જ્યાં સુધી અને જેટલા પ્રમાણમાં બની શકે તે કરી છુટવાનું છે. બાકીની વાત પ્રભુ જાણે!

**૪. રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧લો**–(બૃહદ્ ગ્રંથમાળા પુ. ૫મું)

આ પુસ્તક આ લખાણ લખતી વખતે પોણાભાગનું છપાઇ

---

* કશાજ બદલા વિના આ ભાષાંતર થયાની ગપ ચાલતી સંભળાયાથી આ હકીકત આ સ્થળે અપાઈ છે.

ગયું છે અને તે આવતા કાર્તિકમાં પ્રસિદ્ધ થવા દરેક સંભવ છે. જે વિષે આવતા કાર્તિક માસમાં રવાના થનાર વિવિધમાળાના પુસ્તક દ્વારા ખબર આપવામાં આવશે.

**આવતા વર્ષમાં કહાડવા ધારેલાં મ્હોટાં પુસ્તકો-આર્યભિષક્** અથવા હિંદનો વૈદ્યરાજ, દાસબોધ, સ્વામી રામતીર્થના ઉપદેશો.

# આભાર સ્મરણ.

ચાલુ સાલમાં વિવિધ ગ્રંથમાળા તથા ચરિત્રમાળાનાં ગ્રાહકોમાં વૃદ્ધિ કરવાનું તથા તે દ્વારા નીકળતાં પુસ્તકો ગ્રાહકોને પહોંચાડવાનું તેમજ અન્ય પુસ્તકોનો પ્રચાર કરવાનું કાર્ય કરવા રૂપે આ ખાતાના કાર્યમાં પરિશ્રમપૂર્વક સહાય કરનાર નીચે જણાવેલા સજ્જનોને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે.

| | |
|---|---|
| રા. રા. અંબાલાલ જેઠાલાલ | **ભાવનગર** |
| માસ્તર ચુનીલાલ બોધાભાઈ | **નડિયાદ** |
| ઠા. હરિલાલ મોહનલાલ | **બોરસદ** |
| રા. રા. જમનાદાસ દામોદર શાહ | **ચોરવાડ** |
| રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ | ફોર્ટ **સોનગઢ** |
| રા. રા. છોટાભાઇ સોમાભાઈ પટેલ | **પેટલાદ** |
| રા. રા. રણછોડ વશરામ ઉપાધ્યાય | **જુનાગઢ** |
| રા. રા. જગજીવનદાસ દામોદર શાહ | **વડોદરા** |

ચાલુ સાલમાં વિવિધગ્રંથમાળા, ચરિત્રમાળા અને બૃહદ્ ગ્રંથમાળા દ્વારા તથા અન્ય છુટાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોના લેખક વા અનુવાદકો તેમજ પુનરાવૃત્તિની રજા આપનાર સજ્જનોની લંબાણુ નામાવળી પુનઃ અહીં ન આપતાં એટલુંજ જણાવીશું કે તે સર્વ સજ્જનોના તે કાળજી ભર્યા પરિશ્રમ અને સંસ્થાના કાર્ય પ્રત્યેની

તેમની શુભ લાગણીના પ્રતાપેજ એ સર્વ પુસ્તકો અમે વાંચક વર્ગ સમક્ષ રજુ કરી શકયા છીએ; જેથી તે બદલ આ સંસ્થા તર્ફથી તેમજ તેના હજારો વાંચક બંધુઓ તર્ફથી તે સર્વનો આ પ્રસંગે ઘણાજ પ્રેમપૂર્વક આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

## નવીન ગ્રાહકો કરી મોકલનાર સજ્જનો.

રા. પ્રાગજી સુંદરજી કાનાબાર મદુરા, રા. માધવલાલ મોહનલાલ દાણી ગોધરા, રા. ડાહ્યાભાઈ શંકરભાઇ પટેલ લામુ (બ્રી. ઇ. આફ્રિકા), રા. મગનલાલ બાપુભાઇ કુંદીયાણા, રા. જીવનજી ખંડુભાઇ રંગુન, રા. સાંકળેશ્વર હરગોવિંદ અકીયાબ, રા. કીરચંદ અંદરજી સંઘવી મૌલમીન (બરમા), રા. મણિલાલ રણછોડજી રંગુન, સ્વામીશ્રી મુકુન્દાશ્રમજી ખંભાત, રા. નારણદાસ મગનલાલ ઠઠ્ઠા, રા. પ્રાણજીવનદાસ દામોદર જલગામ, રા. જેઠાલાલ માણેકલાલ મહેતા ડીસા કેમ્પ, રા. પ્રતાપરાય મગનલાલ પારેખ કુંડલા, રા. હિમતલાલ મથુરાંદાસ વડોદરા, રા. દામજી ખીમજી નાગડા મુંબઇ, રા. વી. એચ. મલાણી કરાંચી, રા. વિઠ્ઠલભાઇ છોટાભાઈ પટેલ નડિયાદ, રા. પાનાચંદ નેમીદાસ માંડવી (કચ્છ), રા. હરજીવન પ્રભુદાસ શાહ ધંધુકા, રા. મગનલાલ તાપીશંકર ભરૂચ, રા. લાલજી ઘેલાભાઇ રંગુન, રા. મેઘજી હંસરાજ આયા કરાંચી, છોટાલાલ હરગોવિંદ ભટ્ટ સરસપુર–અમદાવાદ, રા. ભાઇલાલ મથુરભાઈ પટેલ પીટરમેરીઝબર્ગ (નાતાલ), રા. વેલજીભાઇ હાથીભાઇ સોની માંડવી (કચ્છ), રા. ચીમનલાલ છોટાલાલ દેશાઇ હરર, (એબીસીનીઆ) રા. મંછારામ લક્ષ્મીશંકર ભટ્ટ મહુવા (સુરત). રા. ચુનીલાલ હરગોવિંદદાસ શાહ વાવડી, રા. ગણપતરામ મંછારામ દવે ખેડા, રા. ગિરધરલાલ શંભુરામ આચાર્ય હૈદ્રાબાદ (સિંધ), રા. જમશેદજી અસપંદીયારજી અમદાવાદ, રા. રાણા માંડણ બીઆવર, રા. હરિપ્રસાદ મંછારામ આણંદ, રા. ચતુરલાલ આદિત્યરામ ભટ્ટ પ્રાંતીજ, રા. ભગ

ભાણુજી વકીલ કુતીયાણા, રા. દુર્લભજી મયારામ માળવાવ, રા. ત્રિભુવનદાસ કલ્યાણજી જોશી તલાજા, રા. ચંદુલાલ છોટાલાલ શાહ પાલણપુર, રા. આણંદરાય મગનલાલ પંડિત બીલીમોરા, રા. ડૉક્ટર નાથુભાઇ દેવશંકર સુંવાલી, રા. છગનભાઇ એસ. પટેલ લામુ ( બ્રી. ઇ. આફ્રિકા ), રા. પહેલાજદાસ ચાંદણુદાસ લોઢા ઠઠ્ઠા, રા. મગનલાલ સવાઇચંદ મહેતા વાગરા, રા. મુલચાનમલ નારૂમલ ગદ્દપ, રા. ગૌરીશંકરલાલ મૈનેજર સાધુ દીલ્હી, રા. દેવશંકર જીવરામ ત્રિવેદી આણંદ.

## વર્તમાનપત્રો અને માસિકો.

નીચે જણાવેલાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તેમજ હિંદી વર્તમાનપત્રો અને માસિક પત્રોએ આ સંસ્થા તરફનાં પુસ્તકોની ઉદાર સમાલોચના કરી તેના કામકાજ પ્રત્યે જે સદ્ભાવ દર્શાવ્યો છે તે બદલ તેમના અધિપતિ, તંત્રી અને લેખક મહાશયોનો પણ આ પ્રસંગે આભાર માનવાની અમારી ફરજ છે.

મોડર્ન રિવ્યુ–( અંગ્રેજી ) કલકત્તા, બોમ્બે ક્રોનિકલ–(અંગ્રેજી) મુંબઇ, અભ્યુદય–( હિંદી ) પ્રયાગ, ચિત્રમય જગત–(મરાઠી) પૂના. તથા સાંજવર્તમાન, ગુજરાતી પંચ, કેળવણી, પટેલબંધુ, સત્ય, બુદ્ધિપ્રકાશ, વડોદરા વર્તમાન, વિવેચક ઇ. ગુજરાતીપત્રો.



# દરમાસે ૧૦૦ પૃષ્ટનું "સુંદરી સુબોધ."

## ગુજરાતમાં સર્વથી મોટું અને સસ્તું માસિકપત્ર.

આ ગરીબડા દેશમાં થતી અને થનારી લોકહિતની અનેક ઉદારતાઓમાં જ્યાં સુધી ઉત્તમ વાંચન ખાસ ખોટ ખમીને અતિશય સસ્તું પુરૂં પાડવાની બાબતપર વિદ્વાનો તેમજ શ્રીમાનો ખાસ ધ્યાન નહિ આપે ત્યાં સુધી હિંદવાસીઓની ગરીબાઈ અને તેમનું ઉંડું હિત સમજવામાં ખાસ ન્યૂનતાજ રહેલી છે. ખરૂં છે કે હરકોઈ નવીન દિશામાં એકાદ સ્થાયી યોજના તુરતમાં થઇ જતી નથી. વ્યવહાર ગુરૂ અમેરિકનો અને યુરોપિયનો તર્ફથી પોતપોતાના પ્રદેશોમાં આ વિષય માટે વહેતી કરોડોની ઉદારતાનું અનુકરણ કરવાની અક્કલ અહિંના શ્રીમાનો, વિદ્વાનો, અને ધર્મ ગુરૂઓમાં આવે ત્યારનીજ એ તો વાત છે. પરંતુ ત્યાં સુધી એ દિશાનાં બારણાં છેક બંધજ હોય એમ નથી.

લોક હિતની લાગણી અને નિષ્કામતાનાં ઉચ્ચ તત્વો ધરાવનાર આજીવિકાની નચિંતાઇ તથા અવકાશવાળો હરકોઈ સાહિત્ય પ્રેમી જાતમહેનત, કરકસર અને પ્રમાણિકપણા વડે આ દિશામાં ઉપયોગી કાર્ય બજાવી શકે એ સ્પષ્ટજ છે.

આજે એજ કોટિના એક સજ્જન દ્વારા એ દિશામાં થતા લોકોપકારક કાર્ય માટે લખવાનો યોગ આવતાં અમને અતિ આનંદ થાય છે. એ સજ્જન તે અમદાવાદના વિખ્યાત 'સુંદરી સુબોધ'ના અધિપતિ રા. રામમોહનરાય જશવંતરાય છે. "સાહિત્ય દેવીની ઉપાસના અને લોકસેવા" એજ તેમનો મુખ્ય મંત્ર જણાય છે.

## "સુંદરી સુબોધ" માસિક પત્ર.

આજથી અગીયાર વર્ષપર બંધુ સમાજના ઉત્સાહી સભ્યોએ

'સુંદરી સુબોધ' માસિકની શરૂઆત કરી ને ગુજરાતી સ્ત્રીવર્ગની જે મહત્ત્વની સેવા બજાવી છે તે વાત પ્રસિદ્ધજ છે. વાર્ષિક સવા રૂા. ના લવાજમમાં પ્રથમ તેની બે કે ત્રણ ફોર્મના કદથી શરૂઆત થઈ પાછળથી તે ચાર ફોર્મનું થયું હતું, અને પછી રા. રામમોહનરાયની એકલાની સ્વાધીનતામાં આવ્યા પછી છેલ્લાં બે વર્ષથી તેને સચિત્ર બનાવવામાં આવ્યું છે. વાર્ષિક સવા રૂા. માં તેના ગ્રાહકોને હાલ નીચે મુજબ સાહિત્ય આપવામાં આવે છે.

૧ દર માસે રૉયલ ચાર ફોર્મના કદનું એકેક ચિત્ર સાથેનું 'સુંદરી સુબોધ'
૨ દર વર્ષે સ્ત્રી વર્ગ તરફથી લખાયલા લેખોનો સો પૃષ્ટનો ખાસ અંક કે જેમાં વીશ પચીશ સુંદર ચિત્રોવાળાં પાંચ સાત ચિત્રપૃષ્ટો હોય છે.
૩ દર વર્ષે એક ઉત્તમ વાર્તાનું દશ ફોર્મનું ભેટનું પુસ્તક.

દર વર્ષે આ પ્રમાણે કુલ ૬૬ ફોર્મના વાંચન ઉપરાંત ચિત્રોનો ખર્ચ ઓછામાં ઓછો વીશેક ફોર્મના લખાણ જેટલો ગણતાં સવા રૂપિયાની જુજ રકમમાં-અને ખરી રીતે પોષ્ટેજ બાદ જતાં માત્ર સત્તર આનામાં-શુમારે ૮૫ ફોર્મનો બદલો આ માસિકના વાંચકોને મળે છે એ તેના સસ્તાપણા માટે અને અધિપતિની ઉદારતા માટે થોડું સંતોષકારક નથી.

આ ખાતાની 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા વર્ષ દિવસે રૂ. ૧ાા માં અને પોષ્ટેજ જતાં અઢાર આનામાં ૯૫ ફોર્મ અપાય છે, એ ઉપરથી સત્તર આનામાં ૮૫ અને અઢાર આનામાં ૯૫ ફોર્મ સરખાવીને કોઇ સસ્તાપણાનો ચુકાદો 'વિવિધ ગ્રંથમાળા' ની તરફેણમાં ન આપી દે તે અર્થે જણાવવું જોઇએ કે 'વિવિધ ગ્રંથમાળા' ની રૂા. ૧ાા વાળી આવૃત્તિમાં વપરાતા કાગળો કરતાં સુંદરી સુબોધના કાગળો વર્ષે ગ્રાહકે બે આના જેટલા વધુ ખર્ચવાળા હોય છે. વળી માસિક પત્રો કરતાં પુસ્તકોના પોષ્ટેજ ખર્ચનો કુદરતી બોજો પણ

વિવિધગ્રંથમાળાના મૂલ્યમાં એવડો સમાયલો હોય છે.+

આ પ્રમાણે 'સુંદરી સુબોધ' સસ્તાપણામાં આગળ વધેલું હોવા ઉપરાંત તેમાં આવતાં લખાણો પણ ખાસ ઉપયોગી હોય છે. દેશમાં વાંચી જાણનાર સ્ત્રીઓનું બહુજ થોડું પ્રમાણ જોતાં નિયમિત અઢી હજાર ગ્રાહકો મેળવવામાં જે વિજય અને લોકપ્રિયતા સુંદરી સુબોધે મેળવ્યાં છે, તે પણ અસાધારણજ કહી શકાય.

## વધારા સાથેનું ૧૦૦ પૃષ્ટનું સુંદરી સુબોધ.

'સુંદરી સુબોધ' ને હજી પણ અધિક વિસ્તૃત અને મહત્વનું બનાવવાની સ્તુત્ય યોજના તેના સાહસિક અધિપતિએ શરૂ કરી છે જેની રૂયે નીકળેલો ૧૦૦ પૃષ્ટનો ઉત્તમ લેખકોના લખાણોથી ભરપૂર પહેલો અંક જોયા પછીજ અમે આ લખીયે છીયે.

અગાઉ પ્રમાણેના કદ અને મૂલ્યનું 'સુંદરી સુબોધ' જારી રહેવા ઉપરાંત આ નવિન યોજનાની રૂપે સુંદરી સુબોધના દરેક અંકમાં વધારાનાં આઠ ફોર્મ ઉમેરાઇ કુલ ૧૨ ફોર્મની (અર્થાત્ ૧૦૦ પૃષ્ટની) એક જુદી આવૃત્તિ દર માસે નીકળતી રહેશે. શિવાય વાર્ષિક ખાસ અંકની વિશષતાનો તેમજ ભેટના પુસ્તકનો લાભ પણ આ વર્ગનાં ગ્રાહકોને મળશેજ.

આ વર્ગનું વાર્ષિક મૂલ્ય પોષ્ટેજ સાથે ત્રણ રૂ. રાખ્યું છે.

---

+ આ વાત અગાઉ પણ પ્રસંગોપાત જણાવાઈ ચુકી છેજ કે કાર્ય વિસ્તાર વધી પડતાં એકાદ મનુષ્યની નિષ્કામ મહેનત માત્ર દેખરેખમાંજ ખર્ચાઇ જવાથી ખર્ચનું જે બહોળું પ્રમાણ આવે છે, તે જો પડતરમાં ન ગણવું પડતું હોય તો વિવિધ ગ્રંથમાળા હજી રૂ. ૧॥ ને બદલે માત્ર એકમાંજ આપી શકાય અને એજ મુજબ અન્ય પુસ્તકોનું મૂલ્ય પણ ½ થી ¾ ઓછું રાખી શકાય.

જેથી પોણા બે રૂા. ના વાર્ષિક વધારા બદલ વર્ષ દિવસે ૯૬ ફોર્મ જેટલું વધુ લખાણ એ વર્ગનાં ગ્રાહકો મેળવી શકશે. રૂા. ૧૧ માં મળતા બદલા સાથે આ બદલાને સરખાવી મોંઘાપણાનું અનુમાન ન કરાય તે સારૂ જણાવવાની જરૂર છે કે આ નવિન વર્ગ હજુ હાલજ શરૂ થાય છે. જેથી ચાલુ 'સુંદરી સુબોધ' ના જેટલાં તેનાં ગ્રાહકો ન થાય ત્યાં સુધી આ યોજનાને મોંઘી નહિ પણ તેના કર્તાની સેવાવૃત્તિ અને સાહસના પુરાવા રૂપજ ગણવી જોઇયે. પુરતાં ગ્રાહકો થયે તેમાં ચિત્રો વિગેરેનો હજી પણ વધારો કરવા તેના ઉત્સાહી અધિપતિ ધારણા રાખે છે.

વિખ્યાત લેખકોના નવિન લેખો અને દેશ વિદેશનાં ઉત્તમ માસિકો, પુસ્તકો ઈ૦ માંથી ખાસ ચુંટી કહાડેલાં ઉત્તમ લખાણોના અનુવાદિત સંગ્રહ રૂપે એક ૧૨૫ પૃષ્ઠનું સચિત્રમાસિક રૂ. ૩) ના વાર્ષિક લવાજમથી આ સંસ્થા તર્ફથી કહાડવાની યોજના વર્ષો થયાં વિચારણામાં છે; પરંતુ તેમાં રહેલું સાહસ અને અનુવાદ ઈ૦ દરેક બાબતનો બહોળો ખર્ચ તથા જાતિ અવકાશની ન્યૂનતા ઈ૦ મુશ્કેલીઓને લીધે હજી સુધી તે આગળ વધી શકી નથી, અને વધશે કે નહિ તે પણ હજી અચોક્કસજ છે. તે દરમ્યાન 'સુંદરી સુબોધ'ને મોટા કદનું બનાવવાની થએલી ઉપલી યોજનાથી, તથા તેના પ્રથમ અંકના દર્શનથી અમને અતિ હર્ષ થયો છે. વિશેષ એટલા માટે કે આ કાર્ય રા. રામમોહનરાય જેવા એક ઉચ્ચ વિચારગામિ, શાન્ત, બહુશ્રુત, મહેનતુ, ખંતી, ઉદાર અને પ્રતિષ્ઠિત સજ્જનને હાથે ચાલુ થયું છે.

આ શિવાય લોક સેવાનાં અન્ય કાર્યોની પણ રા. રા. રામમોહનરાય શરૂઆત કરી ચુકયા છે, જે વિષેની હકિકત 'સુંદરી સુબોધમાં' **સુંદરી સુબોધ મંડળ, ફરતું પુસ્તકાલય** અને **અબ-**

**ળા સહાય ફંડ**ની યોજનાઓ રૂપે પ્રસિદ્ધ થએલી છે. જો કે એ પ્રવૃત્તિઓ ખાતે હજી તેમને ઘણું કરવાનું બાકી છે, તો પણ તેમના જાતિપરીચય ઉપરથી ખાત્રીપુર્વક કહી શકાય છે કે સંગીન અને ઉત્સાહી સ્વપ્રયત્નથી આગળ વધવાના યોગ્યતા તેઓ ધરાવે છે.

શ્રીમાન્ છતાં હજારથી લાખ અને લાખથી કરોડની લોભ-વૃત્તિ અને એશઆરામમાં ફસી રહેલાઓ, અથવા આજીવિકાની છતી નચિંતાઇએ ૨૫–૫૦ ની આવકની નોકરી કે ધંધામાં પોતાના અમૂલ્ય જીવનને વેચી દેનારાઓ માટે રા. મોહનરાયનું વર્તમાન જીવન તથા લોક હિતની તેમની ઉંડી લાગણી તેમજ પ્રવૃત્તિઓ અનુકરણીય જ છે. પ્રભુ તેમને દીર્ઘાયુ સાથે દિન દિન લોક હિતમાં અધિકાધિક ઉત્સાહ, તત્પરતા, અને સફળતા અર્પો, અને તેમના જેવા સેંકડો નરરત્નો નીકળી આવી ભારત જનનીના અંકને સુશોભિત કરો.

છેવટે 'સુંદરી સુબોધ'ની આ ઉદાર યોજનાને સપ્રેમ આવકાર આપી તેનો વિજય ઇચ્છવા સાથે ગુજરાતી વાંચક વર્ગને આગ્રહપૂર્વક ભલામણ કરીશું કે **ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સર્વથી પ્રથમ નીકળતા આ સર્વથી મોટા કદના અને સ્વલ્પ મૂલ્યના માસિક પત્રને સાહિત્યની ઉન્નતિ અને પ્રચારને ખાતરજ નહિ, પણ તેમાંના ઉત્તમ વાંચનથી પોતાને મળતા લાભોને ખાતર પણ આવકાર અને ઉત્તેજન આપવું એ તેમનું આવશ્યક કર્ત્તવ્ય છે.** એક બીજી સુચના પણ કરવી ઘટિત છે કે આ માસિકના નામપરથી તેને માત્ર સ્ત્રીવર્ગનાજ કામનું ન ધારી લેતાં પુરૂષ વર્ગને માટે પણ તેને તેટલુંજ ઉપયોગી સમજવાનું છે.



# ગ્રંથ સ્વીકાર.

નીચેનાં પુસ્તકોની ભેટ આભાર સહિત સ્વીકારી વાંચકવર્ગની જાણ માટે તેનાં નામ, મૂલ્ય, કદ ઇ૦ નીચે આપવામાં આવે છે. હરકોઈ પુસ્તક લેવા ઇચ્છનારે અહીં ન લખતાં તેના પ્રકાશકનેજ લખવું.

**બાલા**—( સામાજીક નવલકથા ) સુંદરીસુબોધનાં ગ્રાહકોને વર્ષ ૮–૯ ની ભેટ. **લેખક અને પ્રકાશક**–રામમોહનરાય જશવંતરાય (અધિપતિ સુંદરી સુબોધ) ૧૬ પેજી ૩૪૪ પૃષ્ટ, કાગળ સારા, પૂઠું સાદું, મૂલ્ય રૂા. ૧ા. ઠે. સુંદરી સુબોધ મંદીર, **અમદાવાદ.**

**વિવેચનઃ**—વિવિધ ગ્રંથમાળા દ્વારા ૧૯૬૭ના વર્ષમાં પ્રસિદ્ધ થયલું એજ લેખકનું પુસ્તક 'યોગિની' અથવા સરસ્વતિના જીવન સુવાસ–તેના અનુસંધાન રૂપે આ વાર્તા લખાઈ છે. જેથી તેમાં દર્શાવાયેલા ઉચ્ચ વિચારો અને આદર્શો માટે વિશેષ ભલામણની જરૂર નથી. 'વિવિધ ગ્રંથમાળા'ના અનેક ગ્રાહકો આ પુસ્તક મેળવવા ઇચ્છશે એમ ધારીને તેમને તે ઉપલે સ્થળેથી અરધી કિંમતે મળી શકે એવી ગોઠવણ કરી છે.

**ઝેરી જાનવરોના ડંખના તાત્કાળિક ઉપાય**—મુંબઇની ગોરખા જ્ઞાન પ્રસારક મંડળી તર્ફથી આ પુસ્તક વિના મૂલ્યે મળવાનું અમે અગાઉ જણાવેલું તે ઉપરથી અનેક જનોએ ત્યાં ટપાલની ટીકીટો બીડેલી, પણ કશું ન મળવાથી તેમણે અમને લખવાથી પત્ર વ્યવહાર કરતાં એ સ્થળેથી ઉત્તર મળ્યો છે કે પુસ્તક હવે શિલક ન હોવાથી ટીકીટો સર્વેને પાછી મોકલવામાં આવી છે.

**કામિની અને કાંચન**—( સાંસારિક નવલકથા ) **લેખક પ્રકાશક**–છગનલાલ નારાયણભાઇ મેસ્ત્રી. નાંદોદ જી. રેવાકાંઠા. **કાગળ** સારા, કદ રોયલ ૧૬ પેજી પૃષ્ટ ૩૩૦, **પૂઠું** કાચું, **મૂલ્ય** રૂ. ૧.

**ઘર વૈદું**-( વૈધકનો અતિ ઉપયોગી અને સંગ્રહ કરવા યોગ્ય ગ્રંથ ) **લેખક અને પ્રકાશક** વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી તંત્રી વૈદ્યકલ્પતરૂ **અમદાવાદ.** કાગળ સારા, કદ રૉયલ આઠ પેજી પૃષ્ટ ૮૦૦, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ. ૩.

**વિષ્ણુ પુરાણ**-**અનુવાદક અને પ્રકાશક**-ગૌરીશંકર મંછાશંકર, **સુરત,** કાગળ સારા, રોયલ આઠ પેજી પૃષ્ટ ૪૦૦, પૂઠું પાકું રૂ. રાા.

**નવી જીંદગી—કર્તા અને પ્રકાશક**—મેરવાનજી હોરમસજી દાદાચાનજી-કેમ્પ કરાંચી, કાગળ સારા, પૃષ્ટ ૩૫૦, પૂઠું પાકું રૂ. ૨).

---

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તર્ફનાં પુસ્તકો.

દરેક પુસ્તક સારા કાગળનું અને કદમાં સુપરરોયલ ૧૬ પેજી છે.

(૧) **બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ**—વિભાગ ૨ જો. લેખક-ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, પૃષ્ટ ૫૮૦, પૂઠું પાકું સોનેરી, રૂ. ૧).

(૨) **એરિસ્ટોટલનું નિકોમેકીઅન નીતિશાસ્ત્ર**—લેખક મણિશંકર રત્નજી ભટ્ટ. પૃષ્ટ ૩૨૫, પૂઠું પાકું સોનેરી, રૂ. ૦ાા.

(૩) **લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો—લખનાર**-મોહનલાલ પાર્વતીશંકર દવે, પૃષ્ટ ૩૫૦, પૂઠું સોનેરી, રૂ. ૦ાા.

(૪) **અકબર**-કર્તા ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, પૃષ્ટ ૧૫૫, રૂ. ૦ાા.

(૫) **મેલેરીયા તાવ**—ભાષણકર્ત્તા ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.

(૬) **કરકસર ને ઉદારતા**-લખનાર, કવિ ભવાનીશંકર નૃસિંહરામ ભટ્ટ. ઉપલાં બે છેલ્લાં પુસ્તકો ૩૨ પેજી ૧૦૦, ૧૦૦ પૃષ્ટનાં અને પૂઠાં કાગળનાં છે. તે દરેકનું મૂલ્ય માત્ર એકેક આના જેટલું જુજ રાખવા બદલ સોસાઇટીના વ્યવસ્થાપકો ધન્યવાદને પાત્ર છે. આવાં દરેક ઘર માટે અતિ ઉપયોગી પુસ્તકો આવી નજીવી

કિંમતે મેળવવાનું દરેકે ઇચ્છવું જોઇયે. મેમ્બરોને વહેંચવા ઉપરાંત ભાગ્યેજ તેની સો બસો પ્રત હવે શિલક રહી હશે.

---

**રા. રા. મણીલાલ નથ્થુભાઇ** દોશી બી. એ. તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે, તે ઉપયોગી હોઈ તેની થોડી થોડી નકલો શિલક હોવાથી છાપેલી કિંમત કરતાં ઓછી કિંમતે આપી દેવાનું તેમણે જણાવ્યું છે.

**સ્થળ** રતનપોળ—**અમદાવાદ.**

**જ્ઞાનદીપક**–લેખક તથા પ્રકાશક. મ. ન. દોશી, રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૬૪, કાચું પુંઠું, મૂલ્ય ૦)≋ હાલ ૦)–

**ગુરૂદર્શન**–લેખક તથા પ્રકાશક–મ. ન. દોશી, કાગળ સારા, રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૪૪ કીં. ૦)≈.

**ભક્તિયોગ**–ભાષાંતર કર્તા–ભગુભાઇ ફતેચંદ કારભારી, કાગળ સારા, રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય ०।= હાલ ૦)≈.

---

**અધ્યાત્મ નિબંધમાળા**–રચનાર–ધનદાગૌરી તે સદાશિવરામ માધવરામનાં વિધવા, સુરત. કાગળ સારા, ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૯૫, પૂઠું પાકું, રૂ. ०।।।

**પ્રેમ, પ્રેમ, ને પ્રેમ**–( બીજી આવૃત્તિ ) લેખક તથા પ્રકાશક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબા દેવીરોડ–મુંબઇ. કાગળ ખાસ જાડા અને ચીકણા, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૮૮, પૂઠું સોનેરી રૂ. ૧).

**ગૃહિણી ભૂષણ**—લેખક સૌ. ગરિજાબાઇ કેલકર, મું. ભુસાવળ, કાગળ સારા, ૧૬ પેજી પૃષ્ઠ ૯૧, પૂઠું કાગળનું રૂ. ०।=

**રામાયણનું રહસ્ય**—( 'સત્ય' માસિકની પ્રથમ વર્ષની ભેટ ) અનુવાદક–મગનલાલ માણેકલાલ ઝવેરી, પ્રકાશક મોતીલાલ ત્રિ. દલાલ તંત્રી 'સત્ય' માસિક, કાગળ સારા, સુપરરોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૨૦, પૂઠું બોર્ડપટીનું, મૂલ્ય ०।=

**પરદેશ ગમન નિર્ણય**—('સત્ય' માસિકની બીજા વર્ષની ભેટ) પ્રકાશક મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ, કાગળ સારા, સુપરરૉયલ ૧૬ પેજી પૃષ્ટ ૧૭૩, પૂઠું બોર્ડપટીનું, મૂલ્ય ૦ાા

**સુવર્ણ કુમારી**—લેખક તથા પ્રકાશક ચતુર્ભુજ માણેકશ્વર ભટ સાદરા, કાગળ સારા, ડેમી ૮ પેજી પૃષ્ટ ૧૯૦, પુઠું કાચું મૂલ્ય રૂ ૧ાા

**આદર્શ ગૃહિણી**—પ્રયોજક તથા પ્રકાશક શાસ્ત્રી માધવજી ખીમજી શર્મા–અમદાવાદ. કાગળ સારા, ૧૬ પેજી પૃષ્ટ ૬૦, રૂ. ૦।

**જંગબારનો ઇતિહાસ**—કર્તા ડૉકટર હિમતરામ વિ. નારાયણજી અંતાણી–જંગબાર, સુપરરૉયલ ૧૬ પેજી પૃષ્ટ ૩૨૦, કાગળ વધુસારા, પૂઠું બોર્ડનું રૂ. ૨ાા

**નિર્ભાગી કુસુમ**—કર્તા અને પ્રકાશક વ્રજલાલ જાદવજી ઠક્કર મું. મહુવા જી. નવસારી, કાગળ સારા, પૃષ્ટ ૪૫ મૂલ્ય રૂ. ૦।~

**સતી નર્મદા ચરિત્ર**—લખનાર શા. ભીખાભાઈ છગનલાલ, પ્રકાશક લાલચંદ નાગજીભાઇ શાહ. માંડલ (તા. વીરમગામ) કાગળ સારા, પૂઠું સાદું, પૃષ્ટ ૨૨૫ રૂ. ૦।.

---

# સસ્તી વાર્તામાળા.

## પ્રમાદધનની પ્રભુતા અથવા સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

કર્ત્તા—દેસાઈ ધીરજલાલ નરભેરામ વકીલ, પ્રકાશક–ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, કદ સુપરરૉયલ ૧૬ પેજી, પૃષ્ટ ૪૦૦, મૂલ્ય, કાચું પૂઠું રૂ. ૦ાા, પાકું પૂઠું રૂ. ૦ાાા.

વાર્ષિક રૂ. ૨. (પાકાં પૂઠાં સાથે રૂ. ૩. પો. માફ) માં દર વર્ષે સુપર રૉયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ઠનાં વાર્ત્તાનાં પુસ્તકો આપવાના સસ્તાપણાના ધોરણ પર ગયા આષાઢ માસથી યોજાયલી 'સસ્તી-

વાર્ત્તામાળા'ના એકત્ર ત્રણ અંકો રૂપ આ પુસ્તક વાંચવા યોગ્ય છે. તે છુટક ન વેચતાં વાર્ષિક ગ્રાહકનેજ મળી શકવા જણાવ્યું છે. એમાં પ્રકાશકના ઉલ્લેખમાંનાં અમારાં વખાણ તેમજ બીજા કેટલાક ઉદ્ગારો માટે અમે સંમત નથી–અમે તે યશના અધિકારી નથી. હરકોઈ બાબતનો યશ અને તેની શરૂઆત તથા પરીણામનો સર્વ આધાર તેના યોજક અને ચાલકપરજ રહેલો છે. તેનીજ એક નિષ્ઠા, પ્રયત્ન, પસંદગીનું સારૂં ધોરણ, સુવ્યવસ્થા અને પ્રમાણિકપણાના પાલનવડે તે લોક વિશ્વાસ, સફળતા અને યશ મેળવે છે, અને એ ગુણોનો અભાવ હોય તો અન્યની ગમે તેટલી સુચના કે સહાય હોય તોપણ પરિણામે અવિશ્વાસ, નિષ્ફળતા અને અપયશજ પ્રાપ્ત થાય છે; આટલું જણાવી આ યોજના વિષે વિશેષ લખવાનું કેટલાંક કારણોસર અમારે ભવિષ્યત અનુભવપર રાખવું પડયું છે જો કે આ કારણથી આગલી અયોગ્ય સ્તુતિએ પલ્ટો ખાઇને તેવીજ નિંદાનું રૂપ ધારણ કર્યું છે, છતાં તેમાં પણ રહેલા ઉંડા હિત તરફ જોતાં તેના કર્તાનો અને પ્રભુનો આભાર માની ઇચ્છીશું કે,–તેવાજ પ્રતિકારની બુદ્ધિથી પ્રભુ અમને અને વિવિધ ગ્રંથમાળાનાં પૃષ્ટોને દૂર રાખે. હલકી નિંદા ઇ. ના પ્રતાપેજ તેમ કરાતું માની લેનારને અમે રોકીશું નહિ અને ઉલટું સરળતાથી જણાવીશું કે 'સસ્તી વાર્તામાળા' વિશેની માહિતિ તેના પ્રયોજક, પ્રકાશક અને માલિક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા મુ. અમદાવાદ ઠે. નવાવાસમાં તેમના મકાનમાં; તેમજ મુંબઇમાં રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ ઠે. નવાબ ઓફ કેમ્બે બિલ્ડીંગ પ્રિન્સેસ સ્ટ્રીટ કાલબાદેવી, એ સ્થળોએથી મળી શકશે.

**મંત્રી સ. સા.**



# બીજાં ઉત્તમ, સસ્તાં પુસ્તકો.

**ભાગવતનો એકાદશ સ્કંધ**—કર્મ, જ્ઞાન, ભક્તિ, યોગ, વૈરાગ્યનાં ઉત્તમ રહસ્યોથી ભરપુર હોઇ ખાસ મનન કરવા યોગ્ય અને દાન કરવા યોગ્ય છે. દરેક શ્લોક, ટીકા, છબી ઇ૦ સાથે ૪૫૦ પૃષ્ટનું દલદાર પુસ્તક છતાં માત્ર ૦૧ પાકું પૂઠું ૦।=॥ સોનેરી ૦॥ પો. ૦)=

**સુબોધ રત્નાકર**—ભક્તિ, નીતિ ઇ૦ નો ઉત્તમ બોધ આપનારા અસરકારક **૧૦૦થી વધુ** દાખલા દૃષ્ટાંતોનો સંગ્રહ, હરિજનો, જીજ્ઞાસુઓ અને ઉપદેશકો માટે ખાસ ઉપયોગી પૃષ્ટ ૨૮૮, માત્ર ૦।=॥

**સુબોધ રત્નમાળા ચત્રીશી**—દરેક માળામાં એકજ છંદની ૧૦૮ કવિતાઓ, એવી ૨૪૦ કવિ જેસંગ રચિત છત્રીસ માળાઓમાં સંખ્યાબંધ ઉપયોગી વિષયોપર રસિક, બોધક અને છટાદાર કવિતાઓ આમાં છે. **પૃષ્ટ ૭૦૦** છતાં માત્ર ૦॥ પાકું ૦॥= પો. ૦)≡

**આર્ય ધર્મ નીતિ અને ચાણક્ય નીતિ સાર**—શ્લોક ટીકા સાથે પૃષ્ટ ૨૫૦ છતાં માત્ર રૂ. ૦૧ પો. ૦)- ત્રણે પ્રતે ૧ ભેટ.

**વસિષ્ઠસારગીતા**—દોહા, ટીકા સાથે પૃષ્ટ ૨૭૦ કિ. ૦॥=
**ભાગવતનો દશમસ્કંધ**-માત્રભાષાંતર, પૃષ્ટ ૫૦૦પાકું પૂઠું ૦॥-
**વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ**-શ્લોક ટીકા સાથે પૃષ્ટ ૩૫૦ પાકું પૂઠું ૦॥≡
**ભગવાનની સુંદર મોટી છબી**-૦૧ ની ૮ પ્રત, પૂઠાવાળી ૪)
**જ્ઞાનપટ્ટ** અને **સોનાપટ્ટ**—ઉત્તમ રમતોનાં બે ચિત્ર ૦)-

**ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર** ૦)≡ **મૈત્રેયી** ૦)- **અઘોરકામિની** ૦)-

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય,** કાલબાદેવી રોડ **મુંબઇ.**

# વીજળી અને તીજોરી.

અબરક, રેતી યા એવી કોઇક વસ્તુથી તીજોરીઓ ફાયરપ્રુફ થઈ શકે નહિ એવું પુરવાર કરી બાર બાર પ્રદર્શનોમાં ગોદરેજે પહેલાં ઇનામ મેળવ્યાં છે તેથી વાંચનાર વાકેફ છે.

**બીજા મેકરની તીજોરી સાથે ગોદરેજની તીજોરી મોટી-આગમાં નાખી સરકારે પરીક્ષા કરી અને તપાસમાં ફક્ત ગોદરેજની તીજોરી માંહેલા કાગજો તદન સલામત રહેવાથી ગોદરેજને સરકારી સેવીંગબેંકોના કીંમતી ચોપડાઓની જાળવણી માટે ત્રણસો અને બોતેર તીજોરીઓ બનાવવાનો ઓર્ડર મળ્યો તે પણ વાંચનાર જાણે છે.**

હાલમાં તીજોરીઓની બનાવટમાં ગોદરેજે એક તદન નવો સુધારો દાખલ કર્યો છે. બીજાઓ મજબુતાઈ માટે જ્યાં ખીલીઓ વાપરે છે ત્યાં ગોદરેજ વીજળીના પ્રવાહથી લોખંડ પીગળાવી જોડી નાંખે છે. ખીલા યા રેવીટ કાઢી નાંખી શકાય અને તીજોરી છુટી કરાય પણ પીગલાવીને જોડેલું લોખંડ છુટું થાય નહિ. આવું કામ કરવા વીજલી ઉત્પન્ન કરવાના હજારોની કીંમતના સાંચા ગોદરેજે બનાવી મંગાવ્યા છે જે માંહેલા એકજ સાંચાને ચલાવવા ત્રીસ ઘોડાનું બળ જોઇએ છે વીજળીના બળથી જોતજોતાંમાં લોખંડનો રસ થાય છે અને હજારો બત્તી સળગી હોય એટલો ઉજાસ થાય છે તે જોવા લાયક છે.

**કારખાનું**:—ગેસ કંપની પાસે, પરેલ, **મુંબઇ.**

**દુકાન**—મુલજી જેઠા મારકીટની સામે, **મુંબઇ.**

**શાખા**—રીચીરોડ, વલંદાની હવેલી પાસે—**અમદાવાદ.**

# શ્રેષ્ઠ પુરૂષોનો સહવાસ.

બીજાનું અનુકરણ કરવાનો મનુષ્યનો આટલો બધો સ્વભાવ છે, તો પછી ન્હાનપણથીજ ઇતિહાસ ચરિત્ર ઈ૦ ના વાંચનનો જો તેને શોખ લાગેલો હોય તો તેવો મનુષ્ય એકાદ વિખ્યાત પુરૂષ નિવડે એમાં શું સંશય ?

શ્રેષ્ઠ અને વિખ્યાત મનુષ્યોનો નિરંતર સહવાસ અતિ-કલ્યાણકારી હોવા છતાં તેવો સહવાસ હોવો એ હજારોમાંથી એકાદના નશીબમાંજ લખેલું હોય છે; તો હવે તે શ્રેષ્ઠ મનુષ્યોનાં ઉન્નત જીવનોને જાણી આનંદ અને સદ્‌ગુણો મેળવવાનાં સાધન તરીકે બાકીના સર્વ મનુષ્યો માટે, તે પછીના જમાનાના મનુષ્યો માટે અને શ્રેષ્ઠ ને શ્રેષ્ઠ તરીકે પાછળથીજ જાણી શકનારા અસંખ્ય લોકો માટે કયું ઉત્તમ અને સરલ સાધન રહ્યું ? “ જીવનચરિત્રનાં પુસ્તકોજ ! ”

સ્વ. નારાયણ હે. ના 'જીવનચરિત્ર વિષે ચર્ચા'ને આધારે.

ઉપલું અતિ મહત્વનું સાધન સુલભ અને પ્રચલિત કરવા માટેજ આ સંસ્થા તરફથી ચરિત્રમાળાની યોજના બે વર્ષથી ચાલુ થયેલી છે. પણ આવા વાંચનના મહદ્ લાભો લોકો જાણતા ન હોવાથી તેનાં ગ્રાહકો જોઈએ તે કરતાં હજી અર્ધાજ થયાં છે ! [illegible] ની સાલના અનુભવથી પણ જો એમજ રહ્યું તો તે વર્ષ આખરથી તેને બંધ કરવી પડે એ સંભવિત જ છે.

“વ્યવસ્થાપક” સ૦ સા૦ વ૦ કા૦